# દુકાળના મુસાફરનું ગીત

□ અનિલ જોશી

તારા સંગાથ વિના કાળ તો વીતે પણ દુકાળની વેળ બહુ આકરી
ઘરમાં તો હાંડલા કુસ્તી કરે છે
હું ભૂખથી તો એવો છલકાઉં
પંખી પાસેથી ચણ આંચકી લઉં
અને કીડીનો કણ પણ ખાઈ જાઉં
તારા સંગાથ વિના દરિયો એક ટીપું ને પર્વત પણ બની જાય કાંકરી !
તારા સંગાથ વિના કાળ તો વીતે પણ દુકાળની વેળ બહુ આકરી
રણમાં તો પાણીનો છાંટો મળે નહીં
દુનિયાની નદીયું સૂકાઈ ગઈ
ઊંડે પાતાળ નથી જળનો અણસાર
હવે આંખ્યુમાં ડંકી મૂકાઈ ગઈ
જીભને સૂકવણી કરી જાળવી રાખીને હવે કરતો હું મૃગજળની ચાકરી
તારા સંગાથ વિના કાળ તો વીતે પણ દુકાળની વેળ બહુ આકરી

મનજી મુસાફર રે! ચાલો નિજ દેશ ભણી.
મુલક ઘણા જોયા રે! ચાલો નિજ દેશ ભણી.
સ્વપુર જવાનો પંથ આવ્યો છે, રખે ભૂલતા ભાઈ!
ફરીને  મારગ મળવો છે નહીં, એવી તો છે અવળાઈ.
સમઝીને ચાલો સૂધા રે! ના જાશો ડાબા કે જમણી. મનજી.
વચ્ચે ફાંસીઆ વાટ મારવાને બેઠા છે બેચાર,
માટે વળાવા રાખો બેત્રણેક ત્યારે તેનો નહીં ભાર;
મળ્યો છે એક ભેદુ રે! બતાવી ગતિ સહુ તે તણી. મનજી.
માલ વહોરો તો વહોરો શેઠના નામનો, થાય ના કયહું અટકાવ,
આપણો કરતાં જોખમ આવે ને ફાવે દાણીનો દાવ;
એટલા સારુ રે! ના થાવું વહોરતના ધણી. મનજી.
જોજો જગત થકી જાવું છે, કરજો સંભાળીને કામ,
દાસ દયાને એમ ગમે છે- હાવાં જઈએ પોતાને ધામ;
સૂઝે છે હાવાં એવું રે, અવધ થઈ છે આપણી! મનજી.

## પૂર્વમેઘ

### મંદાક્રાંતા વૃત્ત

સ્વામીસેવા વિસરિ મહિમાભ્રષ્ટ થૈ, કોઈ યક્ષ,
કાન્તાત્યાગે વિષમ, ધણિનો વર્ષનો પામિ શાપ;
સીતાસ્નાને પુનિત જળના, મીઠડી છાયવાળા,
રામાદ્રિમાં, વિચરી વસિયો, આશ્રમોમાં રૂપાળા. ૧

તે અદ્રિમાં, જ્યમ ત્યમ, કરી કામિ યક્ષે નિવાસ,
વ્હાલીકેરો વિરહ સહિને, ગાળિયા કૈંક માસ;
અંગે ઝાઝો કૃશ થઈ જતાં, કષ્ટથી શોચી શોચી,
સોનાકેરૂં સરિ ગયું કડું, દૂબળા હાથમાંથી;
વપ્રક્રીડા કરિ, ગિરિતણાં શૃંગ ઊથામવાને,
નીચું માથું કરિ, નમિ ઊભો હસ્તિ ના હોય જાણે;
ઘેરાયેલો નિકટ જઈને , શિખ્ખરે પર્વતોનાં;
દીઠો એણે, રમણિય નવો મેઘ આષાઢ થાતાં. ૨

તેને દેખી કુતૂહલ થતાં; નેત્રથી માંડી લક્ષ,
બળેબળે, ક્ષણ રહિ ઉભો, યક્ષ તેની સમક્ષ;
થંભાવીને, વિરહદુ:ખનાં આંસુઓ ઝાઝીવાર,
લાગ્યો ઉંડા કંઈક કરવા, ચિત્તમાંહે વિચાર;
પ્રેમી સાથે, સુખથી વસતા હોય તેવા જનોની,
થાયે સ્હેજે ચલિત મનની વૃત્તિઓ, મેઘ દેખી,
તો શું કે'વું પ્રણયિજનનું, વ્હાલી જેની વિયોગે,
જૂદી થાતાં તલસિ રહિ છે, કંઠને ભેઠવાને. ૩

દેખી વર્ષા નિકટ, સખીના પ્રાણ ઊગારવાને,
સંદેશામાં, કુશળ ખબરો કા'વવા મેઘ સાથે;
તાજાં ખીલ્યાં કુટજ કુસુમે, હર્ષથી આપી અર્ઘ,
પ્રીતિભીનાં વચનથી દિધો, મેઘને આવકાર. ૪

ધૂમ જ્યોતિ, જળ પવનના, મેઘ ક્યાં આ બનેલા,
ક્યાં સંદેશા, સમજણ ભર્યા પ્રાણિથી લૈ જવાતા,
એવું કાંઈ ન લહિ, અધીરો યાચતો યક્ષ એને,
કામી નિશ્ચે. જડ સજીવમાં ભેદ ના કૈં પ્રમાણે. ૫

જાયો, વંશે જગવિદિત તું પુષ્કરાવર્તકોને,
ફાવે તેવું સ્વરૂપ ધરતો, ઈન્દ્રનો મંત્રિ તું છે;
માટે યાચું વિધિવશ થતાં, બંધુથી હું વિયોગી,
યાચ્ના, ભુંડી નિચની ફળદા, વ્યર્થ સારી ગુણીની. ૬

તું છે મોટું શરણ, વિરહે હોય સંતપ્ત તેનું,
સંદેશો લઈ, ધનદ રૂઠતાં, આ વિયોગી તણો તું;
વ્હાલી પાસે વિચર, અલકા યક્ષના નાથની જ્યાં,
જ્યોત્સ્ના શંભુ શિરની પડતાં, લાગતાં હર્મ્ય ધોળ્યાં. ૭

જોશે તું ત્યાં, દિવસ ગણતાં પ્રાણધારી રહેલી,
એક સ્વામિવ્રત ધરી રહી, જીવતી ભાભી ના'રી;
આશાતંતુ કુસુમ સરખાં, નારીનાં સે'જમાંહે-
ફાટી જાતાં પ્રણયિ હૃદયો, ધારી રાખે વિયોગે. ૮

ઘેરાયેલો નભ મહિં તને, ભાલથી કેશ સારી,
જોશે આશા ભરી હરખતી નારીઓ પાંથિકોની;
મારી પેઠે પરવશ અરે! કોણ બીજો હશે કે,
તારે આવ્યે વિરહવિધુરી વાલી'ને જે ઉવેખે. ૯

ધીરિ ધીરિ અનુકૂળ થયો વાયુ ખેંચે તને આ,
ડાબે પાસે હરખી ઉચરે ચાતકો શબ્દ મીઠા;
ગર્ભાધાનોત્સવથી રિઝવા, સેવશે, તારી પાસે
પંકિત રૂપે થઈ બગલીઓ, આવી, આકાશ માર્ગે. ૧૦

પૃથ્વીને જે ફલવતી કરે, ખીલી રે'તાં શિલીંધ્રે,
એવી ના'રી શ્રવણ સુખદા ગર્જના સાંભળીને;
કૈલાસાદ્રિ સુધિ, બિસ ભરી, માનસે ઊડી જાતા,
તારા સાથી નભમહિં થશે રાજહંસો રૂપાળા. ૧૧

તું આ ઉંચા ગિરિસુહૃદની, લે રજા ભેટી મિત્ર !
જે છે પાર્શ્વે રઘુપતિતણાં પૂજ્યપાદે પવિત્ર;
વર્ષામાંહે, ફરી ફરી તને ભેટતાં દીર્ઘકાળે,
દેખાડે છે તુજ ઉપરનો સ્નેહ ઉંની વરાળે. ૧૨

પેલાં તા'રો શ્રવણ કર તું, માર્ગ·છે જે જવાનો,
સંદેશો હું કહિશ પછીથી, ધ્યાનમાં રાખવાનો;
થાકે ત્યારે ગિરિપર ધરી પાય વીસામજે તું,
ખાલી થાતાં, જળ પી હલકું, ચાલજે નિર્ઝરોનું. ૧૩

અદ્રિકેરું શિખર પવને શું ઉડે, એમ ધારી,
જોવાતો તું ચકિત બનતી મુગ્ધ સિદ્ધાંગનાથી;
ઉડી વ્યોમે સરસ નિચુલ સ્થાનથી, ઉત્તરે, આ,
દિઙ્·નાગોના સ્થુળ કરતણો ગર્વ ઊતારતો જા. ૧૪

જૂદાં જૂદાં કિરણ મણિનાં, હોય સંમિશ્ર તેવું,
પેલા શૃંગે દિસતું અડધું ચાપ આ ઈન્દ્રકેરું;
તેથી તા'રૂં શરીર રુડું આ શ્યામળું શોભિરે'શે,
ધારી આવ્યા મયૂર પિછને, કૃષ્ણ શું ગોપવેષે. ૧૫

તા'રામાં છે ફળ કૃષિતણું, પ્રીતિથી એમ ધારી,
ન્યાળી જોશે જનપદ વધૂ, દૃષ્ટિથી નિર્વિકારી;
તાજી ખેડયે મસમસી રહ્યાં, માળનાં ખેતરોને,
ઓળંગીને ઝટ, વળિ જરા, ઉત્તરે માર્ગ લેજે. ૧૬

ધારાઓથી શિતળ કરિને કાનનોના દવાગ્નિ,
આવ્યો જાણી શ્રમ કરિ ઘણો, માર્ગમાં ખૂબ થાકી;
સારી રીતે ધરિ લઈ સખે ! શિખ્ખરોમાં અચૂક,
વીસામો ત્યાં ગિરિવર તને આપશે આમ્રકૂટ.
કીધો હોયે પ્રથમ કદિ જો કોઈને ઉપકાર,
તો તે તેનો ગુણ ન વિસરે, હોય જો ક્ષુદ્ર તો'ય;
તા'રા જેવો સુહૃદ પછિ જ્યાં આશ્રયે આવનાર,
મોટા છે તે કયમ વિસરશે, આપતાં આવકાર. ૧૭

છાઈ સીમા ભરચક, પીળી આમલે પાકી સાખો,
તું બેઠાથી શિખરપર ત્યાં, સ્નિગ્ધ વેણી સમાણો;
શોભીરે'નો ગિરિ નિરખશે, દેવના દંપતીઓ,
જાણે ગોરો સ્તન ભૂમિતણો, મધ્યમાં શ્યામવર્ણો. ૧૮

તે અદ્રિમાં વનવધૂવડે ભોગવેલી નિકુંજે,
થોભી થોડું વરસી હલકો થૈ, જતાં શીઘ્ર માર્ગે;
જોશે વાંકીચુકી વિખરતી નર્મદા વિંધ્ય પાદે,
જાણે વેલી વિવિધ ચિતરી હોય શું હસ્તિ અંગે. ૧૯

વર્ષી ખાલી થઈ, ગજમદે કૈંક તીખું સુગંધી,
જંબુ કુંજે ખળિ રહ્યું ભરી, પાણી એનું ફરીથી;
ભારે થાતાં ઘન ! નહિ શકે વાયુ ખેંચી તને ત્યાં,
હોયે ખાલી હલકું સઘળું, ભાર છે પૂર્ણતામાં. ૨૦

રાતાં ભૂરાં નિરખી અડધા તંતુ ફૂટયાં કદંબો,
ભીને કાંઠે, પ્રથમ ફૂટતિ કેળની ખાઈ ડુંખો;
સિંચાયેલી જળધિ ભૂમિનો વાસ લેતાં વનોમાં,
સારંગોનાં યુથ ઘન ! બધો માર્ગ દેખાડશે ત્યાં. ૨૧

જોતા બિંદુ ચતુરઈ થકી ઝીલતાં ચાતકોને,
દેખાડીને બગતણી ગણી, પંક્તિઓ પ્યારીઓને;
કંઠાશ્લેષે સહચરી તણા, ગર્જનાથી ડરેલી,
દેશે સિધ્ધો ઘન !બહુ તને માન,આભાર માની. ૨૨

ઈચ્છે છે તું જલદિથી જવા વ્હાલી પાસે છતાં ત્યાં;
ખોટી થાશે બહુ તું કુટજે મ્હેકતા પર્વતોમાં;
કેકા શબ્દે સજલ નયને માન દેશે મયૂરો-
સામા આવી, તદપિ ધરજે, મેઘ ! તું માર્ગ તા'રો. ૨૩

પીળી વાડયો ઉપવનતણી, કેવડા ફૂટી રે'તાં,
માળા બાંધી તરુવર ભરે, ગામનાં પંખિ પાળ્યાં;
જાંબુ પાક્યે, જળ વરસતાં શ્યામ દીસે વનાન્તો,
હંસો રે'તાં કંઈ દિવસ ત્યાં, શોભી રે'શે દશાર્ણો. ૨૪

તેની વિશ્વે વિદિત વિદિશા, છે રૂડી રાજધાની,
ત્યાં કામિને રૂચતી રસની, માણશે મોજ મોંઘી;
તીરે ગર્જી મૃદુ, વિલસતી, ભ્રૂસમી ઊર્મિવાળું,
પીજે મીઠું અધરરસશું, વારી વેત્રાવતીનું. ૨૫

તા'રા સ્પર્શે પુલકિત ન શું હોય મોટાં કદંબે;
એવા નીચૈઃ ગિરિપર જઈ, મેઘ ? વિશ્રાન્તિ લેજે;
જે વેશ્યાનાં રતિ પરિમળે મ્હેંકી રે'તા, ગુહામાં,
દેખાડે છે, છલકઈ જતાં, યૌવનો નાગરોનાં. ૨૬
વિશ્રાન્તિ લઈ, નગનદીતટે સિંચતો સિંચતો જા,
ઉદ્યાનોમાં નવજલકણે, જૂઈના ફાલ ફાલ્યા;
કાને પે'ર્યાં કમળ વણસે, સ્વેદ લ્હોતાં કપોળે,
કર્જે છાયા, ક્ષણભર હળી, માળણોનાં સુખોને. ૨૭
રસ્તો વાંકો અહિંથી બહુ છે, ઉત્તરે મેઘ ! જાતાં
તો'યે ઉંચા ભવન પર જૈ બેસજે ઉજ્જનીમાં;
વિદ્યુત્તેજે નયન મિચતી નાગરીનાં કટાક્ષો,
જોતો ત્યાં તું રમિશ નહિ તો જાણજે રે ઠગાયો. ૨૮
વારિલ્હેરે કુજિત ખગની મેખલા કેડ ધારી,
ચાલી જાતી, અટકી લટકે, ચક્રનાભિ બતાવી;
નિર્વિન્ધ્યાનો રસ તું ભરજે અંતરે બેસી પાસ,
સ્ત્રીનું પે'લું પ્રણય વચન, પ્રેમી જોતાં વિલાસ. ૨૯
આછું આછું નિર થઈ જતાં, વેણીરૂપે વહે છે,
પાકાં પત્રો તરુથી ખરતાં, કૈંક ફીકી દિસે છે;
દર્શાવે છે વિરહિણી બની, તારૂં સૌભાગ્ય, એવી,
કર્જે તે તે, કૃશપણું તજે, જે વડે એ બિચારી. ૩૦
જાણે વૃધ્ધો ઉદયન કથા, દેશ એવો અવન્તિ-
પ્હોંચી, પે'લાં કહિ નગરી જો, લક્ષ્મીથી રેલી રે'તી.
જે ખૂટયાથી સુચરિત ફલો, સ્વર્ગના વાસિઓનું,
બાકી પૂણ્યે, ભૂમિપર વસ્યું હોય વૈકુંઠ બીજું ૩૧

લંબાવીને સ્વર મદભર્યાં સારસોના રૂપાળા,
ખીલી રે'નાં કમળરજના સ્પર્શથી મ્હેકી રે'તા;
સીપ્રાવાયુ, શ્રમ સુરતનો નારીઓનો ઉતારે,
સ્પર્શી ધરિ લટી રિઝવતા નાથ પેઠે, પ્રભાતે. ૩૨

ગુંથી મોંઘા મણિ ધરિ મુક્યા મોતીના શુભ્રહારે,
દૂર્વા, વર્ણાં, જળહળ થતાં, કોટી વૈડૂર્ય રત્ને;
પર્વાળાંના ઢગથી, શિપથી મોતીની, જ્યાં બજારો;
જોતાં લાગે જળથીજ ભર્યાં હોય તેવા સમુદ્રો. ૩૩

આ સ્થાનેથી હરિ ઉદયને પુત્રી પ્રદ્યોતકેરી,
એની આંહિ હતી કનકની ઝાડીઓ તાડકેરી;
હસ્તી ગાંડો નલગિરિ અહિ સ્તંભ ખેંચી ભમ્યોતો,
કે'ના એવી વિધ વિધ કથા, સ્નેહિને ભોમિઆઓ. ૩૪

જાળી માર્ગે થઈ પ્રસરતા કેશસંસ્કારધૂપે,
ઘેરાવાથી જલધર થશે, તાહરાં અંગ ભારે;
નાચી રે'શે થનથન તને જોઈ માંડી કળાઓ,
બંધુ પ્રીતિ ધરી, ભવનના માન દેતા મયૂરો;
માટે માર્ગે શ્રમ બહુ થતાં બેસજે થાક ખાવા,
ત્યાં મ્હેલોમાં ધનિકજનના, પુષ્પથી મ્હેંકી રે'તા;
જોતો શોભા, કુમકુમ ભરી પાદની પંક્તિઓની;
ધીમે ધીમે લલિતવનિતા ચાલવાથી પડેલી. ૩૫

જોશે ન્યાળી શિવગણ, ગણી શંભુના કંઠરૂપ,
જોતાં ચણ્ડીપતિ શિવતણા ધામમાં ત્યાં પવિત્ર;
ગંધાળીના રમતી જળમાં, નારીના અંગરાગે,
ઠંડા વાયુ કમળ સુરભી, વાડીઓને ઝુલાવે. ૩૬.

જો તું દા'ડે જલધર મહા કાલને ધામ પો'ચ્યું,
તો ત્યાં રે'જે દિવસ સઘળો આથમે ત્યાં સુધી તું;
સંધ્યા પૂજા શિવતણી થતાં, ગર્જના રૂપ તારી,
કર્જે આત્મા સફળ, મધુરી નોબતો ગર્ગડાવી. ૩૭

કવિના

દેખાયે છે ત્રિવલી ઉદરે, જેની રત્નપ્રભાથી,
એવાં તેજે જળહળી રહ્યાં ચામરો હાથ ઝાલી;
લીલાથી ત્યાં ચમરી શિવને ઢોળતાં, હાથ થાકે,
નૃત્યે જેના પગ ઠમકતાં, મેખલા ઝીણી વાગે;
પાયે દુખે ઘસઈ નખિયાં, અંગુઠે તાલ આપી,
તેને જ્યારે નવજલકણે , મેઘ ! તું દેશ શાંતિ;
ત્યારે ના'રાભણિ મુખ કરી, ત્યાંની વારાંગનાઓ,
જોશે નાખી મધુકરતણી શ્રેણી જેવાં કટાક્ષો. ૩૮

નૃત્યારંભે કર, શિવતણા મંડલાકાર ઘેરી,
રાતું સંધ્યાતણું નવજપાપુષ્પશું તેજ પામી;
તું હસ્તીના રુધિર ગળતા ચર્મરૂપે થવાથી,
ભકિત તારી સ્થિર નયનથી જોઈ રે'શે ભવાની. ૩૯

ચાલી જાતી રમણ સમીપે નારીને, રાજમાર્ગે,
મોઢે મોઢું જરી નવ સુઝે એવી અંધારી રાતે;
સોના રેખા સમ વિજળીથી માર્ગ દેજે બતાવી,
ના તું વૃષ્ટિ કરી ગરજતો, બ્હી જશે તે બિચારી. ૪૦

ત્યાં સૂતેલા કબુતરભર્યા મ્હેલના કો ઝરુખે,
ખેલી થાક્યાં વિજળી વહુનો થાક ઊતારવાને;
રાત્રિ ગાળી, સુરજ ઉગતાં કાપજે બાકી માર્ગે,
માથે લીધા પછી સુહૃદનું છોડી દે કાર્ય કોણ. ૪૧

લૂછે આંસુ, પ્રિય ઘરભણી આવીને ખંડિતાનાં,
તે વેળા તું વિખરઈ જજે, સૂર્ય ના ઢાંકી દેતાં;
હીમાશ્રૂને નલિની મુખથી લૂછવા એય જાશે,
માટે એના કર રુધિશ તો, ખૂબ રોષે ભરાશે. ૪૨

ગંભીરાના હૃદય સરખા સ્વચ્છ વારિપ્રવાહે,
તા'રો આત્મા સુભગ, ઠરશે ત્યાં જઈ છાયરૂપે;
ઉડી રે'તાં કુમુદવરણાં મત્સ્ય રૂપી કટાક્ષો,
જોજે એનાં અફળ કરતો, મેઘ થૈ ખૂબ મોંઘો. ૪૩

ઢીલું થાતાં, ઉતરી પડતું તીરરૂપી નિતંબે,
લાજી એણે, કરથી પકડી રાખીયું હોય જાણે;
તેવી રીતે તટપર ઉગી નેતરોમાં ભરાયું,
ખેંચી લેતાં જળરૂપી રુડું શ્યામળું વસ્ત્ર એનું.
નિશ્ચે તા'રૂં ઝુકી ઝુકી જશે ભારથી પૂર્ણ અંગ,
ધારૂં છું જે બહુ કરીશ તું, ત્યાંથી જાતાં વિલંબ;
ચાખ્યા કેડે સુરતરસને કોણ એવો હશે જે,
પાસે ઊભી વિવૃતજઘના કામિની છોડી દેશે. ૪૪
વર્ષાબિન્દુ પડી ઉપસતી પૃથ્વીના ગંધવાળો,
હસ્તીઓથી મધુર સુંઢના સૂસવાટે પિવાતો,
ઠંડો વાયુ ફળ પકવતો ઉંબરાનાં વનોમાં,
વા'શે ધીરે અનુકૂળ થતો દેવગિરિ જતાં ત્યાં. ૪૫
ત્યાં તું પુષ્પોરૂપ બની જઈ, વ્યોમગંગાપ્રવાહે-
ભીનાં પુષ્પો વરસી, વસતા સ્કંદને પૂજી લેજે;
રક્ષા માટે ધર્યું શિવજીએ ઈન્દ્રસેનાની એહ-
અગ્નિ કેરા મુખમહિં, મહા સૂર્યથી ઉગ્ર તેજ. ૪૬
જ્યોતિર્લેખાથકી ચળકતું પિચ્છ જેનું ભવાની,
પુત્ર પ્રેમે કુવલય તજી રાખતાં કાન પે'રી;
નેત્રો જેનાં ધવલ શિવના ચંદ્રથી તે મયૂર,
ગાજી રે'તી ગિરિકુહરમાં ગર્જનાથી નચાવ. ૪૭
જાતાં વંદી શરજનમને, છોડશે માર્ગ તારો,
સિધ્ધ દ્વંદ્વો જળકણ ભયે ઢાંકી દેતાં વિણાઓ;
કીર્તિ ગૌના વધની સરિતારૂપમાં રંતિદેવે,
મુકી હોયે, અહિં, તું નમજે, એવી ચર્મણ્વતીને. ૪૮
જ્યારે લેવા જળ, નમિશ તું કૃષ્ણના વર્ણચોર !
જોશે ઠારી નજર નભથી, સિધ્ધ ગંધર્વ સર્વ;
એનો મોટો પટ દૂરથકી લાગતો સેર રૂપે,
જાણે માળા ભૂમિની વચમાં શોભતી ઈન્દ્રનીલે. ૪૯

તે ઓળંગી, કુશળ અતિશે ભ્રૂલતા વિભ્રમોમાં,
કાન્તિ કાળી ધવળ પસરે પાંપણો ઊંચી થાતાં;
કુન્દો જાણે મધુકરભર્યાં ડોલતાં હોય તેવી,
જોવાતો જા, દશપુરતણી નારીની દૃષ્ટિઓથી. ૫૦

બ્રહ્માવર્તે જલધર પછી પેસતાં છાયરૂપે,
ક્ષત્રિઓના વધ સૂચવતું, તું કુરુક્ષેત્ર જોજે;
વર્ષે છે તું કમળવનમાં, તેમ ગાણ્ડીવધન્વા,
રાજાઓને મુખ વરસતો, બાણની વૃષ્ટિઓ જ્યાં. ૫૧

બંધુપ્રીતિ ધરી હલધરે, બેઉશું યુધ્ધ છોડી,
ત્યાગી ઝાઝી ગમતી મદિરા રેવતી નેત્ર સોતી;
સેવ્યાં સારસ્વતી જલ જઈ સેવતાં ને તું આજ,
રે'શે શુધ્ધિ હૃદયની થતાં, દેહથી શ્યામ-વર્ણે. ૫૨

જાજે ત્યાંથી, કનખલ જહાં શૈલરાજેથી આવી,
વ્હે છે ગંગા સગરસુતના સ્વર્ગના માર્ગ જેવી;
જાણે કાઢે હસિ ફિણવડે, ગૌરીની ભ્રૂ ચઢેલી,
વીચિહસ્તે ધરિ શશિકલા શંભુના કેશ ઝાલી. ૫૩

લંબાવીને મુખ નભથકી, ઈન્દ્રના હસ્તિ પેઠે,
જો ગંગાનું સ્ફટિક સરખું સ્વચ્છ, તું વારિ પીશે;
તો આ તા'રી વિશદ જળમાં, પેસતી શ્યામછાયે,
ગંગા વચ્ચે મળતી યમુના હોય, તેવી જણાશે. ૫૪

જ્યાં બેઠાથી મૃગ મસમસે કસ્તુરીથી શિલાઓ;
જ્યાંથી ગંગા નિકળી, ગિરિએ હિમથી શ્વેતવર્ણો;
એને શૃંગે જઈ વિરમતાં, ટાળવા થાક તા'રો,
દેખાશે તું શિવજી વૃષભે પંક જાણે ઉખાડયો. ૫૫

વા'તાં વાયું, સળગી ઉઠતો, દેવદારુ ઘસાતાં,
પીંડિ અગ્નિ, ઉડી ચમરીના વાળને બાળતો ત્યાં;
વર્ષાવી તું, શીતલ કરજે, સેંકડો વારિધારા,
માને લક્ષ્મી સફળ, દુખિનાં કષ્ટ કાપી મહાત્મા. ૫૬

કોપી મિથ્યા નલપી શરભો, અંગને ભાંગવાને,
રસ્તો કાપ્યા પછીથી, તુજને જાય ઓળંગવાને;
તો તું તેને અતિશય કરા વર્ષી દેજે નસાડી,
ઠાલા યત્નો અફળ કરતાં હાંસી ના થાય કોની. ૫૭

દેખાયે છે પુનિત પગલાં શંભુનાં, ત્યાં શિલામાં,
ભાવે તેને ફરી, તું નમજે, યોગિથી જે પૂજાતાં;
જેને જોતાં ટળિ જઈ બધાં પાપ, આસ્થાળુઓની,
થાયે મુક્તિ શિવગણ પદે, દેહ છોડયા પછીથી. ૫૮

પૂરાયેલા પવનથકિ જ્યાં વેણુ વાગે રસાળ,
ભેગી થૈને ત્રિપુરજયનાં કિન્નરી ગીત ગાય;
તેમાં તા'રે ધ્વનિ ગરજતાં, જેમ વાગે મૃદંગ,
વાદ્યો કેરે પશુપતિતણો, જામશે સર્વ રંગ. ૫૯

જોતો જોતો, હિમગિરિ તણા પ્રાન્તની આવી લીલા,
હંસદ્વારે, ભૃગુપતિતણી કીર્તિના માર્ગમાં, જા;
પેસી વાંકો થઈ વિચરજે ઉત્તરે ક્રૌંચમાંથી,
શોભા પામી બલિદમનમાં વિષ્ણુના પાદ જેવી. ૬૦

જા કૈલાસે, સુરવધૂતણા સ્વચ્છ આદર્શ જેવા,
કીધા જેના, ઉંચકી કરથી રાવણે સંધિ ઢીલા;
ઉંચાં ધોળાં કુમુદ સરખાં શિખ્ખરે ઘેરી આભ,
જાણે રાશિરૂપ થઈ રહ્યો, શંભુનો અટ્ટહાસ. ૬૧

હોયે ધોળો જ્યમ, તરતનો હાથિનો દાંત વ્હેર્યો,
તેવો ગોરો ગિરિ, તું શિખરે બેસતાં મેશ જેવો;
શોભી રે'શે, બહુ નિરખવા યોગ્ય થૈ આંખ ઠારી,
જાણે ઊભા હલધર ખભે શ્યામળા વસ્ત્રધારી. ૬૨

કાઢયાકેડે ભુજગવલયો, શંભુનો હાથ ઝાલી,
ક્રિડા શૈલે, યદિ વિચરતાં હોય ત્યાં ગૌરી ચાલી;
તો અભ્રોને જળ નવગળે તેમ તું ગોઠવીને,
થાજે અગ્રે મણિતટ જવા સારુ, સોપાનરૂપે. ૬૩

કવિના

કાઢી ધારા જળની, ઘસીને કંકણો કેરી ધારો,
કર્શે તા'રો સુરયુવતિઓ, સ્નાન માટે ફુવારો;
ગ્રીષ્મે પામી રમતી તુજશું, એમ જાવા ન દેતો,
કર્જે સૌને ભયભીત, કરી પ્રૌઢ તું ગર્જનાઓ. ૬૪

સોનાકેરાં કમળથી ભર્યું માનનું વારિ પીતો,
ત્યાં તું ઐરાવતની સુંઢના વસ્ત્રરૂપે સુહાતો;
વાયુ પ્રેરી હલવી કુંપળો, વસ્ત્રશી, કલ્પવૃક્ષે,
ચેષ્ટા એવી વિવિધ કરતો મ્હાલજે એ નગેન્દ્રે. ૬૫

ઊંચા ઊંચા ભવન શિખરે, એ પુરી મેઘકાળે,
વારિબિન્દુથકી નિગળતાં, અભ્રનાં વૃન્દ ધારે;
તે શું જાણે પ્રિયતમ તણા, આવીને અંક માંહે-
મોતી સેરો ગુંથી અલકમાં, કામિની બેઠી હોયે. ૬૬

## ઉત્તરમેઘ

તું વિદ્યુત્વાન, લલિત વનિતાવૃંદથી એ ભરેલા,
તા'રે જેવું સુરધનુ, રુડાં ચિત્ર ત્યાં ચીતરેલાં;
તા'રી જેવી ગભિર મધુરી થાય છે ગર્જનાઓ,
સંગીતોમાં ધિરિ ધિરિ રુડી વાગતી ત્યાં મૃદંગો.
છે આ તા'રી વિપદ જળથી વાદળીઓ ભરેલી,
તેવી ત્યાં છે મણિમય ભૂમિ, નિર્મળા કાચ જેવી;
તું છે ઊંચો, શિખર થકી એ આભને થોભ દેતા,
એવા તા'રી સરસઇ કરે તેમ છે મ્હેલ એના. ૧

સ્પર્ધા કર્તા રવિહયતણી, અશ્વ જ્યાં શ્યામવર્ણા,
તા'રા જેવા મદગળ ઊંચા હસ્તિઓ, પ્હાડ જેવા;
જ્યાં છે મોટા સુભટ, લઢતા જેહ લંકેશ સાથે,
લાજે જેનાં ભૂષણ નિરખી, ઘા પડયા ચંદ્રહાસે. ૨

હસ્તે લીલાકમલ, અલકે કુન્દનાં પુષ્પ નાનાં,
ભાસે લોધ્રપ્રસુનરજથી પાંડુ શોભા મુખે જ્યાં;
અંબોડામાં કુરવક નવાં; ચારુ કાને શિરીષો,
ધારે સેંથે તુજથકિ ઉગ્યાં નીપ પુષ્પો વધૂઓ. ૩

જ્યાં માતેલા મધુકર તણાં વૃંદથી ગાજી રે'તાં-
આપે વૃક્ષો સકળ ઋતુમાં, પુષ્પ તાજાં ખિલેલાં;
હંસ શ્રેણી તણી ઝમકતી મેખલાથી સુહાતી,
અર્પે છે જ્યાં કમલિની રુડાં પદ્મ, નિત્યે વિકાસી;
કેકા શબ્દો કરિ કરિ, કળાધારી નાચે મયૂરો,
જ્યાં જ્યોત્સ્નાથી તમ ટળિ જતાં રમ્ય લાગે પ્રદોષો. ૪

આનંદાશ્રુ વગર, નયને આંસુ હોયે ન બીજાં,
બીજો તાપ સ્મરવિણ નથી, જે શમે પ્રેમી જોતાં;
જ્યાં છે માત્ર પ્રણય કલહે, રૂસણામાં વિયોગ,
યક્ષોને જ્યાં નથિ વય બિજું, માત્ર તારુણ્ય એક. ૫

જેમાં યક્ષો સ્ફટિકથિ જડી સ્વચ્છ બેસી અગાશી,
તારાબિંબે કુસુમિત થતી, નારીઓ લૈ વિલાસી;
સેવે પ્રીતે, રતિફળ મધુ કલ્પવૃક્ષે દિધેલો,
તા'રા ધીરધ્વનિશિ ગરજ્યે ધીરી ધીરી મૃદંગો ૬

જ્યાં, ગંગાના જળથકિ શિળા વાયુને સેવી સેવી,
મંદારોની, તટપર ઉગ્યાં, શીળી છાયે રમંતી;
શોધી કાઢે મણિ, કનકની રેતિમાં ઢાંકી ઊંડાં,
યાચે જેને અમર, ફુટડી યક્ષને એવી કન્યા. ૭

નીવીગ્રંથી ઢિલિ થઇ જતાં, રાગથી કામીઓ જ્યાં,
ખેંચી લેતા, ચપલ કરથી, ચીર બિંબાધરાનાં;
ફેંકે મુષ્ટિ કુમકુમ ભરી, લાજનીમારી તોયે,
રત્નો કેરા જળહળી રહ્યા, દીપ ના ઓલવાયે. ૮

જ્યાં વાયુથી ભવન શિખરે, મેઘ ખેંચાઇ આવી,
આલેખેલાં, જળકણવડે ચિત્ર નાંખે બગાડી;
તેથી જાણે ભયભીત થઇ, ધૂમના ગોટ જેવા,
જાળી માર્ગે થઇ વિખરતા મેઘ, તારા સમાણા. ૯

દેખાવાથી કિરણ શશિનાં, મેઘ વેરાઇ જાતાં,
ધીમે ધીમે જલ ટપકતા ગુંથિયા તંતુઓમાં;

ટાળે છે જ્યાં શ્રમ સુરતનો, રાત્રિએ ચંદ્રકાન્તો,
આલિંગાતાં દૃઢ પિઉવડે, ઝુંકતી નારીઓનો. ૧૦
કામીઓ 'જ્યાં અખુટ ધનના ઘેર ભંડારવાળા,
મીઠા કંઠે ધનપતિતણી, કિન્નરો કીર્તિ ગાતા;-
સાથે રાખી, હરતી મનને અપ્સરા સંગ રંગે,
જોવે આવી ઉપવન રુડું, નિત્ય વૈભ્રાજ્ય નામે. ૧૧
ચાલી જાતાં અલકથિ ખર્યાં કેક મન્દાર પુષ્પે,
સોના કેરાં કમળથિ વળી કાનનાં કર્ણ પત્રે
મોતીસેરે, સ્તનપર ઝુકી તૂટતાં સૂત્ર, હારે,
રાત્રીરસ્તો દિવસ ઉગતાં, કામિનીનો કળાયે. ૧૨
જાણીને કે, ધનપતિસખા શંભુ પાસે વસે છે,
તેની બ્હીકે, ભ્રમરગુણનું ચાપ, ના કામ ધારે;
તીણી દૃષ્ટે ભમર નચવી, વિંધતી કામીઓને,
સાધે છે ત્યાં ચતુર યુવતી, કામસિદ્ધિ વિલાસે. ૧૩
નાનાં વસ્ત્રો, મધુ નયનને આપનારું વિલાસ,
તાજાં પુષ્પો, કિસલય રુડાં, ભૂષણો ભાતભાત;
તાજો રાતો સરસ અળતો રંગવા પાદપદ્મ,
આપે છે જ્યાં સકળ અબળાભૂષણો, કલ્પવૃક્ષ. ૧૪
ત્યાં હર્મ્યેથી ધનપતિતણા, ઉત્તરે ધામ મા'રું,
દ્વારે ઊંચી સુરધનુસમી છે કમાને સુહાતું;
જેની પાસે સુતસમગણી વા'લીએ છે ઉછેર્યો,
ગુચ્છે ઝૂકી કર અડકતો દેવ મંદારના'નો. ૧૫

ત્યાં છે વાપી, મરકતતણા શોભતી શ્યામ ઘાટે,
જેમાં ડોલે, ખિલિ કનકનાં પદ્મ વૈડૂર્યનાળે;
હંસો એના જલપર સદા હર્ખે પામી વસે છે,
વર્ષામાંયે નથી ઊડી જતા, માન છે પાસ તો'યે. ૧૬

બાંધ્યો તેના તટપર, રચી શિખ્ખરો ઇંદ્રનીલે-
ક્રીડા માટે ગિરિ, કનકની રોપીને કેળ હારે;

વિદ્યુત સોતો નિરખી તુજને, સાંભરી આજ આવ્યે-
વ્હાલીનો એ પ્રિયગિરિ મને, હર્ષ ને ખેદ થાયે. ૧૭

ઘેરેલા ત્યાં કુરવકવડે માધવી મંડપો છે,
પાસે રુડો બકુલ ઝુલતાં રક્તપાત્રો અશોકે;
ઇચ્છે પ્હેલો વદનમદિરા, દોહદો પૂરવાને,
બીજો ડાબો ચરણ સખીનો, યાચતો મા'રી પેઠે. ૧૮

કુંભીમાંહિ, નિલમણિજડી લીલુડા વાંસ જેવા,
સોના સ્તંભે, સ્ફટિકનું ઘડી, મૂકયું છે પાંજરું જ્યાં-
વા'લી કેરાં વલયરણકે, તાલથી નાચી નાચી,
બેસે છે, જૈ, દિવસ વિતતાં, મિત્ર તારો કલાપિ. ૧૯

એ સૌ ચિન્હો સ્મરણ કરિને, જાણી લેશે તું સદ્ય,
આલેખેલા વળિ નિરખિને, સાખમાં શંખ, પદ્મ;
ઝાંખુ ઝાંખુ ભવન હમણાં, હુંવિના લાગશે એ,
કયાંથી શોભે કમળ જળમાં, સૂર્ય ના હોય ત્યારે. ૨૦

થૈને નાનો પછી કલભશો, મ્હેલમાં પેસવાને,
ક્રીડાશૈલે પ્રથમ ઉતરી, બેસજે રમ્ય શૃંગે;
ઝાંખા તેજે, જ્યમ ચળકતી હોય ખદ્યોત પંક્તિ,
જોજે, એવી ઝિણિ ઝબકતી વીજની નાખિ દૃષ્ટિ. ૨૧

શ્યામાવેષે નહિ નિચિ ઉંચી, ફૂટડાં ગાત્રવાળી,
ઘાટે નાની, હરિણી સરખાં નેત્રવાળી રૂપાળી;
હારે હારે દશન કણિઓ રત્ન જેવી જણાતી,
શોભે ઝીણી કળિ અધરની બિંબશી રાતી રાતી;
ઉંડી નાભિ ઉદર વિલસે; પાતળી કે'ડ જેની,
ભારે ઉંચા સ્તનથી કટિમાં, સે'જ નીચી નમેલી;
શ્રોણીભારે, મલપતી રુડી ચાલતી ધીમી ચાલે,
નારીરૂપે, પ્રથમ વિધિએ હોય નિર્મેલી જાણે. ૨૨

મા'રા બીજા જીવન સરખી, થોડબોલી અલેતી,
જોતાં એને જલદ ! મનમાં જાણજે ભાભી તા'રી;
આ હું એનો સહચર પડયો દૂર, તેથી બિચારી,

જાણે હોયે પિઉથી વિખુટી એકલી ચક્રવાકી;
વીતે દાડા વિરહ દુ:ખમાં, દોહલા જેમ જેમ,
મુંઝાતી એ બહુ બહુ હશે, એકલી તેમ તેમ;
કર્માએલી નલિની શિશિરે હોય, સંતાપ પામી;
તેવી નિશ્ચે બદલાઇ ગઇ એ હશે, પ્યારી મા'રી. ૨૩

નિશ્ચે, એની રડિ રડિ હશે આંખ સૂજી ગયેલી,
ફીકા લૂખા, અધર અરુણા, ઉષ્ણ નિ:શ્વાસ નાંખી;
હાથે ટેકયું મુખ જરિ જરિ કેશમાંથી જણાતું,
મેઘે છાયું કલુષિત દિસે બિંબ શું ચંદ્રમાનું. ૨૪

બેઠેલી એ નજર પડશે દેવપૂજા વિષે કે,
કલ્પી મા'રી કૃશ છબી હશે કાઢતી ચિત્રમાંહે;
કિંવા હોશે પૂછતી, મધુરૂં બોલતી સારિકાને,
સંભારે છે અલિ ! તું પિઉને લાડકી બ્હૌ હતી તે. ૨૫

ઝાંખાં અંગે વસન ધરીને, અંકમાં રાખિ વીણા,
મા'રા નામે પદ રચી, હશે ઈચ્છતી, સૌમ્ય ! ગાવા;
તંત્રી ભીની નયનજળથી લૂછી નાંખી પરાણે,
આરંભેને ઘડી ઘડી વળી, મૂર્છના ભૂલિ જાયે. ૨૬

પે'લાં બાંધી અવધમહિં જે માસ બાકી રહેલા,
બેઠી હોશે ગણતી, કુસુમો મૂકીને ઉંબરામાં,
કિંવા હોશે ઝીલતિ રસમાં, કલ્પિ સંયોગ મારો,
હોયે એવા પિયુવિરહમાં, કામિનીના વિનોદો. ૨૭

દા'ડે ઝાઝો વિરહ ન દમે, કામમાં હોય જો એ,
તો'યે વીતે રજની, રડતાં એકલી નિર્વિનોદે;
સંદેશાથી સુખી તું કરજે, ભેટિ સાધ્વી નિશીથે,
બારીમાં જે ભુમિશયનની, જાગતી એ સખીને. ૨૮

ઊંડી પીડા મનની સહિને, દૂબળાં ગાત્રવાળી,
ભૂમિ શય્યા વિરહથી કરી, એક પાસે સુતેલી;
જોશે મા'રી પ્રિય સુતનું તું, પૂર્વમાંહે જણાતી,
રેખારૂપે થઇ રહી કળા, હોય શું ચંદ્રમાની;

મા'રી સાથે મનની ગમતિ, માણતાં મોજ મોંઘી,
ગાળી એણે ક્ષણસમ ગણી, રાત્રીઓ જે રૂપાળી;
તેની તે એ, રજની વિરહે લાગતાં ખૂબ લાંબી,
ગાળે આજે રડિ રડિ, ઉંનાં આંસુડાં ઢાળી ઢાળી. ૨૯

ચંદ્રજ્યોત્સ્ના અમૃત સરખી, આવતી જાળીમાંથી,
જોવા પ્રીતિ કરિ, નજરને નાખતાં પાછી ખેચી;
દેખે આંખો જળથકી ભરી પાંપણે ઢાંકી દેતી,
જાણે ઝાંખા દિનની નલિની, ના ઉઘાડી, ન મીચી. ૩૦

નિ:શ્વાસોથી, અધરપુટને સૂકવી નાખનારા,
સ્નાને લૂખા ઉડી વિખરતા, ગંડથી કેશ એના;
જાણી મા'રો કઇ રિતથકી, સંગ સ્વપ્નેય થાયે,
ઇચ્છે નિદ્રા, નયન, જળથી જાય રુંધાઇ તો'યે. ૩૧

બાંધી પ્હેલે વિરહ દિવસે; વેણી પુષ્પો ઉતારી,
શાપાન્તે જે, મુજકરવડે છૂટશે શોક છાંડી;
ગાલે આવી જતિ ઘડિ ઘડિ, સ્પર્શ થાતાં તણાતી,
લેતી, લાંબા કરનખવડે લૂખી વેણી સમારી. ૩૨

કાઢી નાંખી ભૂષણ, અબળા દૂબળાં અંગવાળી,
શય્યામાંહે તલસતી હશે, દુ:ખથી ગાત્ર નાંખી;
તેને દેખી, નવ જળરૂપી આંસુ તું પાડશે ત્યાં,
આવે સૌને મનમહિં દયા, આર્દ્ર છે ચિત્ત જેનાં. ૩૩

મારામાં છે તુજ સખીતણું, સ્નેહથી ચિત્ત ચોટયું,
ધારું તેથી પ્રથમવિરહે, વ્હાલીની આ દશા હું;
મારું સારું સમજી, નથિ હું વાત કે'તો વધારી,
કીધું તે તે નિરખિશ જતાં દૃષ્ટિએ, સદ્ય તા'રી. ૩૪

રુંધે દૃષ્ટિ, લટકિ અલકો, લૂખી આન્જ્યા વિનાની,
છોડી દેતાં મધુ, વિસરી જે ભ્રૂવિલાસો બિચારી;
તું ત્યાં જાતાં, ઉપર ફરકી આંખડી એની ડાબી,
શોભી રે'શે, કુવલય સમી, મત્સ્યના હાલવાથી. ૩૫

એની-મારાં નખપદ વિના શૂન્ય શોભા વિનાની,
દૈવે જેની પરિચિત હરી, મેખલા મોતિકેરી;
સંભોગાન્તે મુજકરવડે ચાંપવા યોગ્ય-ડાબી,
રે'શે જંઘા ફરકી કદળી-ગર્ભશી ગોરી ગોરી. ૩૬

તે વેળાએ જલદ ! કદિ એ ઊંઘતી હોય તો તું,
પાસે બેસી નહિ ગરજતાં, થોભજે પ્હોર થોડું;
આ વ્હાલાનો નહિતર થતાં સંગ સ્વપ્ને પરાણે,
કંઠે બાંધી, સજડ ભુજની બાથ છૂટી જશે રે. ૩૭

ઉઠાડીને નવજળકણે વાયુ ઠંડો પ્રસારી,
વેરી તાજાં કુસુમ જુઇનાં, માનિની શાંત પાડી;
ઢાંકી વિદ્યુત, તુજભણિ પછી જાળીમાં એ જુવે તો,
ધીરા ! કે'જે ગરજી મધુરું, આમ સંદેશ મારો. ૩૮

હું છું, તારા પ્રિયતમતણો મિત્ર સૌભાગ્યવંતિ !
સંદેશો લૈ, જલધર રૂપે, આવીયો પાસ તારી;
માર્ગે થાતા અધિર, અબળા વેણીને છોડવાને,
પ્રેરું છું હું ગરજી મધુરું, થાકતા પાંથિકોને ૩૯

એવું કે'તાં પવનસુતને મૈથિલી પેર જોતી,
ઉત્કંઠાથી હરખી, તુજને દેખતાં માન આપી;
રાખી લક્ષ શ્રવણ કરશે, સૌમ્ય ! માને વધૂઓ-
સંદેશાને સુહૃદય મુખથી, સ્વામીના સંગ જેવો. ૪૦

હે આયુષ્મન્ ! મુજ વિનતિથી ને કૃતાર્થી થવા ત્યાં,
કે'જે તારો પિઉ કુશળ છે, રામગિર્યાશ્રમોમાં;
પૂછાવે છે ખબર અબળા ! તાહરી એ વિયોગી,
પે'લી આ'વી ખબર પુછવી, પ્રાણીને દુ:ખ-ભાગી. ૪૧

અંગે, અંગો અરપી દુબળાં, ગાઢ તાપે તપેલાં,
ઉત્કંઠાને તલસી તલસી, આંસુને, આંસુ ઉનાં;
નિસાસાને તુજ, મન થકિ, ઉષ્ણ નિ:શ્વાસ અર્પી;
ભેટે છે એ દૂરથી, વિધિએ વેરી થૈ વાટ ઘેરી. ૪૨

હોય કે'વા સરખું, સખીઓ દેખતાં તે છતાંયે,
કે'તો આવી, અધર રસના લોભથી, કૈક કાને;
તે છે, તારા શ્રવણથી તથા દૃષ્ટિથી દૂર માટે,
ઉત્કંઠાથી પદ રચિ રુડાં કા'વતો મિત્ર સાથે. ૪૩
સિંચાયેલી જળથી, ભૂમિના ગંધ જેવું સુગંધિ,
તારું ક્યાંહિ વદન, નથિ હું દેખતો તેથી વ્હાલી;
સોસાયું છે વિરહ સહિને, અંગ મારૂં છતાં આ,
આપે પીડા મદન હવણાં આટલી તો પછી હા !
આ વર્ષાના કયમ કરિ અરે ધૂંધળા દિન જાશે,
ઘેરાવાથી, વિખરઇ બધે મેઘ ચારે દિશાએ. ૪૪
કાન્તિ તા'રા મુખની શશિમાં, અંગ શ્યામાલતામાં.
દૃષ્ટિ બ્હીતી હરિણીનયને, કેશ બર્હિકળામાં;
તારા ઝીણા, નદી લહરીમાં, ભ્રૂવિલાસો નિહાળું.,
એકસ્થાને જડતું નથી, હા ! ચંડિ ! સાદૃશ્ય તારું. ૪૫
રીસાયેલી પ્રણયથી તને, ધાતુરંગે શિલામાં-
આલેખીને, ચરણ નમવા જાઉં છું તેટલામાં;
રૂંધે દૃષ્ટિ, ઘડિ ઘડિ ઘડિ આંસુડાં ઉભરાતાં,
વેઠાયે ના, કઠણ વિધિથી આપણો સંગ એમાં. ૪૬
પામી તા'રો પ્રિય સખિ ! મિઠો સંગ, સ્વપ્ને પરાણે,
મા'રા ઉંચે ભુજ પસરતા, ગાઢ આલિંગવાને;
તે દેખીને ઘડિ ઘડિ દયા આણતી દેવીઓની;
મોતી જેવાં, તરુપર પડે, આંસુડાં આંખમાંથી. ૪૭
ભેદી, તાજી કિસલય કળી દેવદારુ દ્રુમોની,
થૈને તેના રસથી સુરભી, આવતા ઉત્તરેથી;
આલિંગું છું, હિમગિરિતણા વાયુને પ્રેમઘેલો,
ધારી એને ગુણવતિ ! હશે સ્પર્શ તારો થયેલો. ૪૮
લાંબી રાતો ક્ષણરૂપ, કરું કેમ તો ટૂંકી થાય,
દાડે કેવી રિતથી, તડકો મંદ થૈ રે' સદાય;
એવી મિથ્યા બહુ બહુ કરી વાંછના ચંચલાક્ષિ !
શીઝે હૈડું અશરણ, ઊંડી હા ! વિયોગ વ્યથાથી. ૪૯

તો'યે આશા કંઇ કંઇ ધરી, પ્રાણને હું નિભાવું,
માટે એવું સમજી સુભગે ! ગાભરી ના થતી તું;
કોને નિત્યે સુખ નભિ રહ્યું, એકલું દુ:ખ કોને,
નીચે ઉંચે ફરી રહી દશા, ચક્રધારા પ્રમાણ. ૫૦

પૂરો થાશે અધિરિ ! જલદી દેવઉઠીથી શાપ,
માટે, આંખો મિંચિ વિગમજે, બાકીના ચાર માસ;
વાંછાઓ જે વિવિધ મનમાં ભેગી થૈ છે વિયોગે,
પૂરી કરશું મળી શરદની ઉજળી રાત્રિઓએ. ૫૧

મા'રે કંઠે વળગી, શયને એકદા તું સુતી'તી,
જાગી ઉઠી રડતી ડુસકે કૈક કે'વા તું લાગી
વારે વારે વિનવી પુછતાં, બોલી ઉંડું હસીને,
સ્વપ્ને દીઠા બીજી શું રમતાં, જાવ જૂઠા તમોને. ૫૨

જાણી લેજે, કુશળ મુજને દાખલો આ વિચારી,
અંદેશો ના લગિર મનમાં આણતી વ્હાલિ મારી;
'પ્રીતિ તૂટે વિરહથિ' રખે માનતી કે'ણ એવાં,
થાયે રાશિરૂપ, રસ વધી પ્રેમ, ના ભોગવાતાં. ૫૩

ભારે શોકે, પ્રથમ વિરહે ભાભીને દે દિલાસો,
ખૂંદેલા એ ગિરિથી, શિવના નંદિએ, આવી પાછો;
ચિહ્નો સાથે, કુશળ વચનો વ્હાલીનાં આણી આપી,
મારા કુન્દપ્રસુન સરખા પ્રાણ લેજે ઉગારી. ૫૪

ધારું છું જે, મનપર લિધું કાર્ય આ મિત્ર કેરું,
તેથી માની લઉં ન મનથી, ના રૂપે, મૌન તારું;
આપે છે તું જળ, વિનવતાં, મૌન રૈ, ચાતકોને,
મોટાનું એ પ્રતિવચન કે, ઇષ્ટ દે અર્થિઓને. ૫૫

સાધી મારું પ્રિય, અઘટતું છે છતાં પ્રાર્થનાથી,
કાં મૈત્રીથી, વિરહિ સમજીને દયા આણી મા'રી;
વર્ષાશ્રીથી સુભગ બનતો, જા ગમે તે તું દેશ,
મા થાશો રે ! ક્ષણ વિજળીથી, આમ તારે વિયોગ. ૫૬

## સાગરખેડુ □ માર્ગરેટ એટવુડ □ નીતા રામૈયા

(કૅનેડિયન)

કેટલીક ક્ષણોમાં
કેટલાય સાગરખેડુ આવશે
અને આ ટાપુ જોશે.

(આ એક વામણો ટાપુ છે,
ખડકાળ, થોડાંક અમસ્તાં ઝાડ,
જમીનનું પાતળું
પડ; એક પથારીથી
ભાગ્યે જ મોટો.
એટલે તો
એ લોકોની નજરે પડ્યો નથી
હજુ સુધી)

તેઓનાં વહાણ નજીક આવી રહ્યાં છે,
કેટકેટલી ધજા ફરકે છે,
હલ્લેસાં પાણીને હડસેલે છે.

તેઓ વિજયમત્ત બનીને
લલકારી ઊઠશે, અગાઉ ક્યારેય નહોતું શોધ્યું
તેવું શોધ્યું છે તે જાણીને,

જો કે આ ટાપુ પગ ટેકવવા સિવાય
વધુ કશું જ નહીં આપે : ભાગ્યે જ કશુંય ખેડવાનું;

પણ એ લોકો હેબતાઈ જશે
(અમે તેઓને હજુ જોઈ શકતાં નથી;
અમને ખબર છે તેઓ આવતાં જ

હશે, કારણ કે તેઓ હંમેશ આવી પહોંચે છે
થોડાક મોડા)

(તેઓ કહી નહીં શકે
કેટલાક સમયથી
અમે દૂર ફેંકાયેલા છીએ, કે શા માટે
કે, - આ બધાં
ખવાયેલાં હાડકાંના આધારે -,
કોણ એકબીજાંથી બચીને જીવતું રહ્યું હતું તે)

આ બબ્બે હાડપિંજર જોઈને.

## રથગતિ □ ભાસ □ જશવંતી દવે

(સંસ્કૃત)

વૃક્ષો દોડે છે
રથના વેગથી પદાર્થો વિલીન થઈ ગયા છે.
ઊંધી થઈ ગયેલી નદી જેવી પૃથ્વી
જાણે પરિધના પોલાણમાં પેસી જાય છે.
ચક્રના આરાઓ દેખાતા નથી
અતિવેગથી પૈંડુ સ્થિર ભાસે છે.
ઘોડાએ ઊડાવેલી ધૂળ
પાછળ નહિ, આગળ પડે છે.

## હિમાચલ પ્રદેશ

□ ઑક્તાવિયો પાઝ
□ ઉત્પલ ભાયાણી

(સ્પૅનિશ)

મેં જોઇ
પર્વતની ટોચના છેડે
વિખરાઇ જતી ક્ષિતિજો
(ઘોડાની ખોપરી પર પૂડો
બનાવતી ઉદ્યમી માખીઓ)

મેં જોયા
તમ્મરને મૂર્તિમંત કરતા
ગૂંગળામણના ઝૂલતા બગીચા
(સુગંધની ટોચ પર
નિશ્ચલ પતંગિયું)

મેં જોયા શાણપણના પર્વતો
જ્યાં પવન ગરુડોને ચીરે છે
(એક છોકરી અને એક વૃદ્ધ ચામડી અને
હાડકાં
પેલા શિખરોથી પણ મોટી ગાંસડીઓ ઉપાડે
છે)

## આવ્યો છું મંદિરો જોવા- □ ઉમાશંકર જોશી

આવ્યો છું મંદિરો જોવા, જોવા દક્ષિણ મંદિરો,
સેંકડો માઈલો કાપી,- ગિરિ ઓળંગી, કંદરો
વીંધતો રેલગાડીમાં વટાવી વન ને વડાં
મેદાનો માપતો વેગે ખેડેલાં ખેતરે મઢ્યાં.

ચોલ, ચૌલુક્ય ને પાંડય, પલ્લવો, નાયકો અને
ધર્મી હોયશળે નિર્મ્યાં આ સુરમ્ય પ્રદેશને
ખૂણે ખૂણે, વળી કૈંક લક્ષ્મીવંતે રચાવિયાં
નગરે નગરે ગામોગામ, ભવ્ય સુહાવિયાં
તટે સમુદ્રને શાન્ત લાંબી શતાબ્દીઓ થકી,
મંદિરો;- કૈંક ખંડેરો, કૈંક તોયે રહ્યાં ટકી;
કૈં તો વિધર્મીઓ કેરા કરે લોપ્યાં અમર્ષમાં,
લીલીસૂકી અનુભવી કૈં કૈં સહસ્ર વર્ષમાં
ઊભાં છે. કાલ તો ફ્રેન્ચ અને અંગ્રેજનાં દળે
કોઠીકિલ્લા ગણી લીધાં ખપમાં વસમી પળે.
અને આજેય 'એ.આર્.પી.' પાટિયાં લટકેલ છે,
–પ્રજાને બસ દેવોને ભરોંસે શી મૂકેલ છે!
દેશની શેષ આશા શાં જોવા આવ્યો છું મંદિરો.

ડોકાતાં તાલઝુંડોની પૂંઠે તોતિંગ ગોપુરો.
ચાર દિઙ્‌નાગની સામે ઊભા ચાર દિશા મહીં
ટોપ પ્હેરેલ સંત્રી શાં. ક્યાંક તો લાગી છે રહી
લાંબી લંગાર કો ઊંચા કો નીચાં ગોપુરો તણી,
વચ્ચે વિમાનની વીંટી આકૃતિ છેક વામણી.
ક્યાંક તો ઢગ શા આડાંઅવળાં ગોઠવી કીધા?
વિભુની વિભુતાના શું ગંજ છે ખડકી દીધા!
સ્વયં દિગ્ગજરાજો શું આવી ઝૂલંત બારણે!
શૈલકૂટ સમાં જાણે ચીંધી ર્‌હેતાં વિરાટને.
જગ ભંગુરની સામે ડોલતી ઉપહાસમાં

તાલનાં ઝુંડ માથેથી વાસુકિની ફણા સમા.

અને અંદર ચોકે જે ઘાટીલા જળકુંડની
રમ્ય સોપાનમાલાને તટે ઊંચેરી માંડણી
પરે સભાગૃહ તણો સોહે સ્તંભસહસ્રથી,
એ તે મંડપ છે શું ?–કે શિલાનું વન તો નથી ?
ને આ પ્રદક્ષિણામાર્ગો શા પ્રલંબ રચેલ છે ?
મોકળા, હાથીઅંબાડી સાથેયે સ્વારી સ્હેલ છે !
દીપમાળા રચી મોટા વર્તુલે, શેષનાગની
ફેણા સહસ્ર-શી : એની પ્રતિ ફેણે સુહે મણિ.

અને સામે જ નંદી જે બેઠો એય અલ્પ ના.
એની વપુસમૃદ્ધિની આવે શી રીત કલ્પના ?
ઊભો એ થાય તો એની નીચે થઈ શકે જઈ
બળદો શીંગડે ઊંચે, ભીડ લેશ પડે નહીં.
લંબાતી ડોક, ને કર્ણો સરવા દીસતા અતિ,
નીકળી જીભ ફૂલેલાં નસ્કોરાં જઈ ચાટતી.
બેઠો છે પગ વાળીને જમણે પડખે નમી;
થતું કે કદી બેઠી જો બરડે માંખ, તો જમીં.
પરે પગ પછાડીને જોરમાં પુચ્છ વીંઝતો
થૈ જશે હમણાં ઊભો, સારી પૃથ્વીથી ખીજતો !
અને ત્યાં કંઠની એના માલાઓ ઘંટડી તણી
સૌમ્ય સાંત્વન રેલંતી રહેશે મંજુ સ્વરે રણી !

મૂર્તિઓય મહાકાય : અનંતશાયી વિષ્ણુ આ,
ગોમટેશ્વર આ ઉગ્ર નૃસિંહ વિશ્વજિષ્ણુ આ.
'રાઈ'-'ચણા'-સમાણા આ ગણેશો હાથીથી વડા,
હોત શ્રીફળ-શા ત્યારે ગણેશો અહીં કેવડા ?
મંદિરદ્વાર પાસે ત્યાં ઊભા છે રોકીને પથ,
આકાશ ચુંબતા ઊંચા અહો વિરાટ એ રથ !
ક્ષુદ્ર નામે અહીં કૈં ના, અને ના કાંઈ સાંકડું;

સીમાને ભેદીને રાજ્ય ભૂમાનું વિસ્તર્યું વડું.

સ્થાપત્યે ઊભરી જેવી સોહે ઊર્જિત ભવ્યતા,
શિલા શિલા તણાં હૈયે ઊભરે એવી રમ્યતા.
હમણાં જ છરીથી શું કાપીને ગોઠવ્યા ન હો,
દીવાલે પથ્થરો એવા સોમનાથે સુહે અહો!
કંકણાકૃતિ સ્તંભો તે સંઘાડેથી શું ઊતર્યા?
સ્તંભે સ્તંભે ટાંકણાનાં જાદુ અજબ ઊભર્યાં.
અહીં આ હારની હારો હાથીની ચાલી જાય છે,
અહીં અશ્વો રથો દોડે, ત્યાં સૈન્યો અથડાય છે.
મત્સ્યવેધ અહીં, ને આ વાલીવધ, પણે વળી
શીંકે કનૈયો પ્હોંચ્યો છે ગોપબાલપીઠિ ચડી.
હર-ગૌરી એકરૂપ અહીં, હરહરિ તહીં,
વેણુ વગાડતી મૂર્તિ ધ્યાનસ્થ કૃષ્ણની અહીં.

હંસપંખી તણી પીઠિ અલવે દેહ ટેકવી
રતિ સ્વારી કરે. એને માથે કાક રહ્યો લવી.
શિવ ને પાર્વતી વચ્ચે નૃત્યની સરસાઈ આ;
નટરાજ તણી રમ્યરુદ્ર લીલા શી છાઈ આ!
'આવશે? નહિ આવે શું? તર્જનીને ઊંચી કરી
વિસામે નર્તકી, એની અંગુલિ કંકુથી ભરી.
ડાબે કર અરીસો ને માથેથી જમણો ઢળ્યો.
ઓશાભરી કરે ભાલે અંગુલિ થકી ચાંદલો.
કરે ચાપ, અને શું ત્યાં શરસ્થાને શરીર છે!
મૃગયા ખેલતી શી આ રમણી રસવીર છે!
વિવસ્ત્રા યુવતી આ થૈ વીંછી ખંખેરવા જતાં!
—એ તો કામ! કહે સંત, પેખી નિર્દોષ નગ્નતા
શિરે કર મૂકી લાસ્યે રેલાવે રસનિર્ઝરી,
દુષ્ટને કરવા ભસ્મ સ્વયં મોહિની થૈ હરિ.
નાના સ્વરૂપથી આવાં સુહતાં ભવ્યસુંદિર
દેશની દિવ્ય સિદ્ધિ-શાં જોવા આવ્યો છું મંદિર.

અસુંદર કંઈ, નથી કૈં અહીં ક્ષુદ્ર કે ?
દેવો અને ભૂદેવોને મન કો નથી શૂદ્ર કે ?
ભૂમા ને ભવ્યતા વચ્ચે નથીને મન સાંકડાં ?
પ્રજા ઝાઝેરીનાં શાને લાગે છે મુખ રાંકડાં ?
માર્ગે રહી બ્હારથી જ દ્વારોની આરપારથી
દેવની કરતા ઝાંખી લોક આ કૈં મથી મથી.
અથવા ભીંતબારીથી સોનેરી શિખરે પડે
દૃષ્ટિ, એમ જઈ ઊભે, પ્રભુપ્રસાદ જો જડે.
અને જે ગર્ભદ્વારે જૈ ઊભે મૂર્તિ સમીપમાં,
એય ભોળાં અદવગાં, ઝાઝાં તો મૂર્છિતો સમાં.
પુરુષાર્થ તજી ભીરુ માગે કે કોક ક્યાંકથી
કરે સંધા સ્વાર્થ સિદ્ધ, આશરો અન્ય કો નથી.
દાસ્યદુર્બળ હૈયાંની પ્રભુશ્રદ્ધાય પાંગળી,
આવાંની પ્રભુયે તે હા ! ઝાલે શી રીત આંગળી ?
જુગની જડતાના આ કોટકિલ્લા સમાં અરે
મંદિરોમાં હશે ક્યાંયે ભરાયેલો પ્રભુ ખરે ?

પ્રભુને ગર્ભગૃહથી કાઢી મૂકેલ હો ભલે,
ભૂમાભવ્ય શિલાવેશે રમે કિંતુ સ્થલે સ્થલે.
પ્રભુ પ્રત્યક્ષ સર્વત્ર શિલાનાં હૃદયે વસી,
સૌન્દર્યમૃગયા અર્થે આમંત્રે યાત્રીને હસી.
દેવ તો દેશનો ખૂણેખૂણો ભરી દીસે વસ્યા,
દેવનાં મંદિરોની–આ મનુષ્યોની જ શી દશા ?
આજે વિદેશીને હાથે થયાં છેક જ જર્જર
દેશી મુજ,– દેવનાં એ જોવા આવ્યો છું મંદિર.

□ જયા મહેતા

એકાએક મને થયું,
હું તાજમહાલની છાયામાં બેઠી છું.

તાજમહાલ : પ્રેમની વાસ્તવિકતા...
કે વાસ્તવિક પ્રેમનો પથ્થરિયો રોમાંચ ?

તાજમહાલની છાયા જાણે
પાસાદાર હીરાની ચમકદાર ઝાંય
તાજમહાલની છાયા જાણે
પરોઢિયે પશ્ચિમ આકાશે ઇન્દ્રધનુ
તાજમહાલની છાયા જાણે
ભર્યા તળાવ વચ્ચે રંગરંગીન ફુવારાનાં શીકરો

નખ જેવડા અરીસામાં પ્રતિબિંબ : તાજમહાલ
તૂટતાં મોજાનાં ફીણફીણની સફેદી : તાજમહાલ
કાળી કબર પરનું શ્વેત ગુલાબ : તાજમહાલ
સફેદ કબર પરનું કાળું ગુલાબ : તાજમહાલ

એકાએક મને થયું
હું તાજમહાલની છાયામાં સળગું છું.

□ અજ્ઞાત □ જશવંતી દવે
(સંસ્કૃત)

યાત્રા પાવન તીર્થની, પરિચયો થાયે, મળે દ્રવ્ય યે
આશ્ચર્યો તણું થાય દર્શન, વધે પ્રજ્ઞા, ગિરા શોભતી.
આ સૌ છે ગુણ તો પ્રવાસથી નકી, દોષેય મોટો જ છે
કે મુગ્ધામધુરાપ્રિયાઅધરની પીવા મળે ના સુધા.

# મેજાઇ લોકોની યાત્રા □ ટી. એસ. એલિયેટ □ હરીન્દ્ર દવે

"સાવ ઠંડીમાં અમે થીજી ગયા.
શી ઋતુ વસમી સફર માટે
- વળી એ આટલી લાંબી સફર !
રાહ દુર્ગમ ને હવા કાતિલ
શિયાળો કારમો."

ઊંટના પગમાં પડ્યાં છાલાં અને સૂઝી ગયાં.
હઠ કરી ઢળતાં, પીગળતા બરફ પર.
કેટલી વેળા કર્યો અફસોસ -
ઢોળાવ પર આવેલ એ ગ્રીષ્માલયોનો :
જેની અટારી પર
સુંવાળી નાઝનીનો જામ શરબતના ભરે.

ઊંટવાળાઓ બબડતા, શાપતા,
નાસી જતા ને ઝંખતા'તા માનુની, મદિરા.
તાપણાં હોલઇ જતાં, ને આશરો ક્યાંયે નહીં,
શહેર વઢતાં ને બધાં નગરો અમિત્ર,
ગામડાં ગંદાં અને પરદેશીઓને ચૂસતાં
કેટલો વસમો સમય.

છેવટે તો રાત આખી પંથ કાપ્યો
નીંદ કટકે કટકે લીધી
કાનમાં ગુંજી રહે એક સૂર
આ બધી શી આચરી છે મૂર્ખતા !

એ પછી પ્રાત:સમય આવી ઊભા માફક ધરા પર
તુહિન થરની નીચે ભીનાં તરણની ગંધ

ને વહેતું ઝરણ, અંધારને ઝટકોરતી જળચકકી
ને નમતાં ગગન પર વૃક્ષ ત્રણ.
બીડમાં દોડી જતો બુઢ્ઢો ધવલ ઘોડો.
પછી આવ્યા સુરાલયમાં અને
ત્યાં બારસાખે દ્રાક્ષનાં પર્ણો,
ચાંદીના ટુકડા અરથ પાસા રમે છે હાથ છ.

ખાલી સુરાની કોથળીને પાયથી ફગવે.
પણ ત્યાં કશીયે બાતમી નહોતી,
અમે ચાલ્યા અને સંધ્યા સમે પહોંચ્યા.
મળ્યું એ સ્થાન, ને લવલેશ ના મોડું
(આમ જો માનો) બધું સંતોષકારક

આ થયું કંઈ કેટલાયે કાળ પહેલાં, યાદ છે
ને ફરીથી આદરું હું એ સફર, પણ એ કહો
એ કહો : આ વિષમ રસ્તો અમે કાપ્યો,
હતો એ જન્મ કાજે કે મરણ કાજે ?
જન્મ તો નક્કી હતો,
નિ:શંક એની ભાળ પણ લાધી હતી.
જન્મ ને મૃત્યુ હતાં જોયાં,
– અને માન્યું હતું કે સાવ જુદા બેય;
પણ આ જન્મમાં કેટલી વસમી અને
કડવી વ્યથા મૃત્યુ સમી.
અમે પાછા અમારે સ્થાનકે આવ્યા,
છતાં ક્યાં ચેન ?
આ અજાણ્યા લોક ટૂંપે એમના ભગવાનને,
એમની જૂની રીતિ.
હું બીજું મૃત્યુ મળ્યે રાજી થઈશ.

# રઝળપાટની ઝંખના અને ઘરઝુરાપાનું ગીત

☐ સુરેશ દલાલ

હું તો રસ્તો ચાલે ને બસ ચાલ્યા કરું: ઘરઝુરણિયો:
હું તો નવા ગગનમાં નવા વાદળને નિહાળ્યા કરું: ઘરઝુરણિયો !
શિખરને જોઉં અને દેવળને જોઉં
અને માણસને જોઉં અને ખીણને જોઉં,
ઝરણાં- સરોવર કાંટા ને ફૂલ જોઉં:
હસતો રહું અને ભીતરમાં રોઉં.
હું તો ક્યાંય પણ હોઉં અને ઘરની બારીને પુકાર્યા કરું:
ઘરઝુરણિયો !
હું તો રસ્તો ચાલે ને બસ ચાલ્યા કરું: ઘરઝુરણિયો !
હું તો દરિયાને ઊંચકીને ચાલ્યો ને કાંઠાઓ જોયા કરે,
હું તો છીપલાંને છોડીને મ્હાલ્યો ને મોતીઓ રોયા કરે,
હું તો ઘરમાં રહું તો પથઝુરણિયો
હું તો રસ્તે વહું ને ઘરઝુરણિયો.

પતંગિયાની પાછળ પાછળ રંગ થઈને છટકું.
વાદળના પલટાતા વનમાં વિહંગ થઈને ભટકું.
હું તો મેઘધનુષ મનમાં ઉછેર્યા કરું : ઘરઝુરણિયો:
હું તો રસ્તો ચાલે ને બસ ચાલ્યા કરું: ઘરઝુરણિયો.

ક્યાંક મેળવતો હાથ, ક્યાંક મેળવતો હોઠ,
પણ હેળવતો ક્યાંય નહીં નાતો,
કૈંક પૂછી લઉં, આંખ લૂછી લઉં,
ક્યાંક દિવસ વીતે ને ક્યાંક રાતો.
મારા ઘરની નિરાંતોને વેર્યા કરું ને વિખેર્યા કરું: ઘરઝુરણિયો:
હું તો રસ્તો ચાલે ને બસ ચાલ્યા કરું: ઘરઝુરણિયો !

સદીસદીથી નદી વહે કે વહેતી માતા !
જનમજનમનાં સગપણ મારાં કદીયે નથી કપાતાં.
તડકામાં પણ અંધારાને પ્હેરી પ્હેરી ફર્યા કરું: ઘરઝુરણિયો:
હું તો રસ્તો ચાલે ને બસ ચાલ્યા કરું: ઘરઝુરણિયો :

# અલ્વિદા દિલ્હી

□ ઉમાશંકર જોશી

[એપ્રિલ ૧૯૭૬]

અલ્વિદા ! દિલ્હીનાં ફૂલો અલ્વિદા !
શિયાળુ બપોરનો હૂંફાળો તડકો પીતાં
સારી દિલ્હીમાં અમે જ બસ અમે છીએ
ફૂલ્યાં ન માતાં,
વેશ, ખુશ્બૂ, લુચ્ચી ચુપકીદી,
–ક્યાંક રંગોની છોળ, રંગોનો શોર;
ગુલાબ જ લોને :
રાતાં, સુનેરી-તડકાથી છલોછલ,
સિંદૂરિયાં, મિશ્રરંગી.....કહું ?
મને ગમે છે ગુલાબી ગુલાબો.
સલામ સૌનેયે તે હમેશાં થઈ ગઈ.
રસ્તાઓને ખેંચતાં, ચોમેર ફેંકતાં મધ્યવર્તુળોમાં ટોળે વળેલાં
ઉત્-કંઠ ફૂલોને તરછોડી
દોડી જતો શુંનું શું થયું ?
નજરથી તમને પસવાર્યા વિના, કહો જો,
કદી આગળ વધ્યો છું હું ?
દિલ્હીની વિલંબાતી વસન્તની
વિજય ફરફરતી પતાકા, ફૂલો, અલ્વિદા !
અલ્વિદા દિલ્હીનાં વૃક્ષો !
બારી પાસેના શુકવત્સલ બુલ્બુલી સિલ્વર ઓક, અલ્વિદા !
રસ્તાની અદબ રાખી બે બાજુ તોતિંગ હારબંધ ઊભાં વૃક્ષો;
રહેવાતું નહીં, ઉપર બાહુઓ લંબાવી ભેટતાં;
રસ્તાને ભીંસતાં,
રસ્તાના રસ્તાપણાને પીસતાં,
એક હર્યાભર્યા પાંદડાંના મંડપથી મંદિર રચી દેતાં
એકાન્ત શાંતિનું મહાનગરમાં.
કોઈ રોકાય નહીં, ટોકતાં નથી.

કોઈક જ ચાલનાર નીકળે. ઊભાં ઊભાં જુએ છે
રાહ. શાની ? ગમે તેમ, પણ...
માનવી નાનો, એને ઊંચાં ઊંચાં વૃક્ષ જોઈએ
ટેકા માટે, નહીં તો એ ગબડી પડે.
દિલ્હી, તારાં વૃક્ષો વિના
દિલ્હીમાં માનવી–દેશને ખૂણે ખૂણેથી ખેંચાતાં માનવી
ગાંડાં થઈ ગયાં હોત.
મધ્યવર્તુળનાં છત્ર સમાં વૃક્ષો
રાજપથ-ફરતાં ઘટાઝૂમતાં વૃક્ષો
લાંબા લાંબા રાજમાર્ગો પર હરિયાળી હથેળી ફેલાવતાં વૃક્ષો
ઊંચાં ઊંચાં એકલવાયાં નિજ-મગ્ન
વૃક્ષો દિલ્હીનાં, અલ્વિદા !
અલ્વિદા સંસદ !
સંસદગૃહ, તારા કૉરિન્થિયન સ્તંભો સમક્ષ
ગમે તેવો માનવ, મહામાનવ, દેવ માનવ
તેય માંડ માનવ જેવડો લાગે.
સમયની ગુહા સમા ગુંબજની નીચે, પરંતુ
એના સ્વરમાં ક્યારેક ક્યારેક
વૈખરીનાં અવિશ્રાન્ત વારિવલોણાં વચ્ચે
માનવના ભીંજ્યો
અમૃતરણકો જાગે.
અલ્વિદા કેન્દ્રીય ખંડ !
અજબ આ ભારતચૉરો...
દેકારા, હોકારા, પડકારા,
આ – તે વાતોના ગબારા,
ખુશખુશાલ અટ્ટહાસ,
ઉપહાસ,
ક્યારેક ઉગ્ર સ્ફોટ...
એક એક આદમી અનેક સમસ્યાઓનું પોટકું.

નાનાં નાનાં ઝૂમખાં, આકાર પામતા ઉકેલ
કે ઊંડી ઊતરતી વાસી વ્યથાઓ ?
સાત પ્રવેશે, પાંચ જાય, ભરતીઓટ...ઓટભરતી...
ચરુ ઊકળ્યા કરે,
દીવાલો પર દિવંગત નેતાઓની માણસ-અદકેરી છબીઓ
છે- નથી સમી.
વીજળી પ્રકાશ ચોપડેલી ગાંધી બાપુની આંખો બધું જોયા કરે...
મારા દેશનું ધન આ,
પ્રજાહિતનાં રખોપાં કરનારા,
ખૂણેખૂણાના જાણતલ.
માનવજાતિના સાતમા ભાગની ચિંતા
આ સૌને સોંપીને પ્રભુ જરીક આરામ કરે છે.
જોઈ રહું, મૌનપણે મોહું
ચૉરાની અડાબીડ ભીડ પર.
તું બોલ્યે જા, ચૉરા! ચૉરો બોલે, સમય બોલે.

એકાએક સોપો પડ્યો.
કોઈક ગણગણ્યું : હવે જબાન-બંધ જાણજો.
ફલાણા ભાઈ કરે આપણા પક્ષની વાત જો,
ભૂંડાએ વગોવ્યાં મોટાં ખોરડાં.
કોઈ આંખ ચોળે,
કોઈ આંખ ચોરે,- સલામ અધવચ પડી જાય.
મોં કહો કે તોબરા, અંદર શબ્દ ચાવ્યા કરે.
પોલાં હાસ્ય, બોદી ચાલ,...
વડાઓની આસપાસ ઘૂમતો આછો માનવ-બણબણાટ.
દીવાલ પરની છબીઓ માત્ર બોલે,
બોલે મહાત્માનું મૌન.

શબ્દ, તું મને અહીં લઈ આવ્યો,
લઈ ચાલ ત્યાં,
જ્યાં તું કર્મ સાથે સરસાઈ કરે,

જ્યાં અર્ધેક ઈશારે દુનિયા વરતી જાય સત્તાનો ફરેબ,
જે આપનો આશા ને લઈ લે ભાષા.

અલ્વિદા, શાહજહાનાબાદ, આમપ્રજાની દિલ્હી !
જામા મસજિદના ઊડવા કરતા નમણા મિનારા,
લાલ કિલ્લાના સ્વપ્નિલ કોટકાંગરા,
રાજઘાટ શાંતિવન વિજયઘાટની ઊની ઊની સ્મૃતિરાખ
-તો નો હૈયે અલ્વિદા !

નિર્જીવ મૃત્યુદમામ અલ્વિદા !
અલ્વિદા, પુરાણા કિલ્લા ! એક અસ્ત પામેલી દિલ્હી.
કાંકરે કાંકરે, અધઊભી ભીંત-કરાડે, કરાળ બખોલે,
મૃત્યુનાં જડબાંની નિશાની ભીષણ.
મહાનગરની વચ્ચે વચ્ચે અનેક
બાવળની કાંટયમાં સાંજુકી વેળા
જાગી ઊઠતી શિયાળવાંની લાળી,
જાણે મહાનગરની કરોડરજ્જુમાં કાળધ્રુજારી.

નવી, સાતમી દિલ્હી, ખબર છે તને તો-
ઈતિહાસ રાજધાનીઓની છેડતી કરે છે.

ખેડુની-શ્રમિકની વાંકી વળેલી પીઠ પર ઊભી છે
એને વધુ વાંકી વાળતી
દુનિયાની રાજધાનીઓ
રૂડી રૂડી વાતોને નામે.
સાતમી દિલ્હી, નીચે ઊતરી શકીશ,
જીવી જઈશ,
દિલ્હીપણાને કરી તારી-અને મારી પણ-
દિલ્હી અલ્વિદા ?

નવી દિલ્હી, ૨૫-૪-૧૯૭૬
[વિચાયું તા. ૮-૧-૧૯૭૭, અમદાવાદ ગુજરાતી સાહિત્ય પરિષદના કવિસંમેલનમાં]

## વડોદરા □ હરીન્દ્ર દવે

તાંબેકરની હવેલીને ત્રીજે માળે વસેલા
ભૂતે કલ્પાંત આદર્યું
અને દીવાલ પર જડાયેલા કૃષ્ણે
ચોંકીને ભૂતનાં સ્વપ્ન ન આવે એ માટે
યમુનામાં પગ ધોઈ લીધા.

યમુનાનાં જળનાં થોડાંક બિંદુઓ
ઊડીને રાવપુરાની નિશાળમાં ભણતા
બાળકોની આંખમાં જઇ બેઠાં:
એટલે જ ત્યાં કોઈ કોઈ આંખો ચોળતા
બાળકમાં કદી કદી કૃષ્ણ દેખાઇ જાય છે.

મહેણાંની મારી કબરમાં પણ ટેઢી સૂતેલી
બાંકી બીબી રાહ જુએ છે કે ફરી કોઇ
આવીને ફાતેહા પઢતાં પઢતાં મહેણું મારે
અને એ સીધી સૂઇ શકે:
ઓપન ટુ ક્લોઝ આંકડામાં
ચોખ્ખી જીત કરાવી આપતા
મસ્તાનબાબાની આખડી રાખવાનુ એને સૂઝતું નથી:
સહાબુદ્દીન અને કુતુબુદ્દીન કયારેક રાતના જાગે છે,
અને દીવાલમાં કોતરાયેલી કુરાનની આયાતો વાંચતાં વાંચતાં
ઘુમ્મટમાં દેખાતી ઓપઆર્ટને
નીરખવામાં તલ્લીન થઇ જાય છે.

આખા દિવસમાં આવેલ બેચાર રડ્યાખડ્યા
મુલાકાતીઓનાં પગલાંનો અવાજ
હજી ખંડમાંથી ગયો નથી.
બેઠકજીના મંદિરમાં કૃષ્ણને સૂવું છે
અને મુખિયાજીની ઘડિયાળ ધીમી ચાલે છે:

બહાર હાર્મોનિયમ પર બસૂરા કંઠે
ગવાતા સૂરદાસના પદમાં
એ મન જોડવાનો પ્રયાસ કરે છે:
બારણું ઊઘડે છે,
ત્યારે સામે કોઈક ચિરપરિચિત ચહેરાને જોઈ

દંગ બની જાય છે;
એ રાત્રે કૃષ્ણને ઊંઘ આવી હશે ?
મને તો નહોતી આવી.
રસ્તાઓ હવે સ્વચ્છ નથી:
નિત્ય સામાયિક કરતો એક જીવ
તીર્થંકરોનાં નામ ક્રમમાં યાદ રાખવા મથે છે;
યુનિવર્સિટી કૅમ્પસમાં લોર્કાનાં કાવ્યોની
રેકર્ડ વાગે છે, ત્યારે તાંબેકરની હવેલી
અને રાણીના હજીરામાં જઈ
આવેલી ચાંદની ગિતારના સૂરો પર ડોલી ઊઠી,
ત્યાંજ રોકાઈ જાય છે.

સૂરસાગર પર સંગીત અને નૃત્યના
છેલ્લા શ્વાસો રોકવા એક અનુભવી નાડીવૈદ્ય મથે છે;
તો કાશીથી ભણી આવેલો એક પંડિત
નાટક નામની લાકડાની મૂર્તિમાં
જીવ રોપવા સંજીવન-મંત્રનો જાપ કરે છે.
લોર્કા જીવે છે,
ભૂત જીવે છે:
સૂરસાગરના મંદ તરંગો જીવે છે,
અને સાડાપાંચસો વરસથી ટેઢી સૂતેલી
બાંકી બીબીના શરીરે કળ વળી ગઈ છે:
બેઠકજીના મંદિરમાં શયનનાં દર્શનનો
ટેરો થયો પછી પણ કૃષ્ણ જાગે છે,
હું સૂતો નથી.

## જૂનાગઢ: બે ચિત્રણો □ હરીન્દ્ર દવે

કહે છે કે રા'કવાટ હજી ઉપરકોટની બૌદ્ધ ગુફાઓમાં
સાધુઓ પાસે જડીબુટ્ટીની તલાશમાં ફરે છે:
અડીકડી વાવનાં એકસોબોંતેર પગથિયાં
હવે પનિહારીઓ ઊતરતી નથી, ચડતી નથી.

હા, કોઈ આધાશીશીનો દરદી આવી
મસ્તક પર લીલનો લેપ કરી જાય છે,
ત્યારે એ પગથિયાંમાં
જે ઊતરી પણ પાછી કયારેય ચડી નહીં
એવી પનિહારીઓ અજંપાથી ચિત્કાર કરી ઊઠે છે:
–'દરદથી મુક્તિ મેળવવી છે ?
તો અમારી માફક આ એકસોબોંતેર પગથિયાં ઊતરો
અને પછી કયારેય ચડો જ નહીં !'

વાવની પનિહારીઓ નસીબદાર છે.
નવઘણ કૂવાનાં બસ્સોપાંસઠ પગથિયાં ઊતરી
ત્યાં જ રહી ગયેલી પનિહારીઓને
રોજ થોડી થોડી વારે પથ્થરો વાગે છે–
પથ્થર ફેંકો, ઘડિયાળ સામે જુઓ,
ચાર સેકંડ પછી 'ડુબક' અવાજ સાંભળો
–આ સહેલાણીઓને કેમ સમજાય કે
રાણકની આંખનાં આંસુને
આ તળિયે પહોંચતાં એથી વધારે સમય લાગ્યો હતો !

ક્યારેક સોમનાથ પર
બબ્બે માઇલના અંતરેથી જેણે આગ વરસાવી હતી
એ ગીઝનીની તોપોમાં હવે ઉંદરો દર કરે છે.

નવ નવઘણ, સોળ સામંત, એક માંડળિક
અને ખેંગારની ગાદી...
હવે ત્યાં છે વેરાન રાજમહેલ, અપૂજ ઇબાદતગાહ.
સામે શિવાલય છે, શિવલિંગ વિનાનું.
હજી થોડોક જીવ છે રાણકની ચોરીના ચાર થંભોમાં,
ત્યાં આયરાણીઓ આવી કંકુ વેરી જાય છે.

[૨]

મૃત્યુ અહીં સદીઓ થયા વસે છે,
પણ મકબરાથી એને સજાવ્યે હજી
દાયકાઓ જ થયા છે!

મહોબતમકબરાની આખડી લીધી છે એ કહેતા જ
આખડી પૂરી કરનાર નવાબ હવે નથી
એટલે અઢી દાયકાથી બહુ લોકો માનતાએ આવતા નથી!
મૃત્યુને સંતસ્થાને મૂકની સત્તા નથી
એટલે શેષ રહે છે મૃત્યુ
કયામતના દિવસની રાહ જોતું
સામે જ માણસે ઊભી કરેલી અદાલતની ઉપેક્ષા કરતું
શુદ્ધ મૃત્યુ અહીં વસે છે.
હવે કદાચ કોઈ મૃત્યુની આખડી રાખે
તો ફળે પણ ખરી!
વૃક્ષો જીવે છે મૃત્યુ પર વીંઝણો કરતા.
આ વચ્ચે છે
વરસોથી વપરાવાને કારણે જેનાં પાન
છૂટાં પડી ગયાં છે
એ કુરાનસાહેબની નકલ:
કહે છે કે હજી થોડા માણસોના
છિન્નભિન્ન ભીતરને સાંધી આપે છે!

## એક કવિતાપ્રવાસમાંથી □ સુન્દરમ્

દલપતરામ કૃપા થકી કાવ્યાસ્વાદ મળ્યો પ્રથમ,
"ઓ ઈશ્વર ભજિયે ત્હને" ગાઈને માંડ્યાં કદમ.
જૂના કવિનાં ઘરથકી નવાતણા ઘરમાં ગયા,
નવી શૈલિસ્થાપત્યથી રંજિત મુગ્ધ મહા બન્યા.
કલાપીના એ પિચ્છનો કલાપ કેવો ઓપતો
કડિએ કડિએ કવિ લહ્યો રસના ધરુઓ રોપતો.
મધુર કંઠ લલકારથી શિક્ષક કાવ્ય પઢી જતા
મધુર ભાવ ઉરસીડિએ આપોઆપ ચડી જતા.

કાન્તતણું 'અતિજ્ઞાન' ત્યાં ઑર માધુરી અર્પતું,
જોયી મૂર્છા પામતાં અંતર પણ ત્યાં મૂર્છતું.
અને 'કાવ્યમાધુર્ય'થી પીધી રસની માધુરી,
લાલ પુઠાંની ચોપડી, માસ્તરની જિભ ચાત્તુરી.
'કાવ્યસમુચ્ચય'ની કળા અધઊંઘે સઘળી લહી,
અવલ નવલ રસ ચાખતાં પ્હોંચ્યા કાવ્યભુમી જહીં.
ઉદાર શારદ માત, વન વનમાં ભમવ્યો મ્હને,
–ટુકડાથી રિઝનારનૂં આખૂં મળતાં શૂં બને!
પ્રથમ પ્રવેશે ત્યાં સુણ્યો 'નિર્ઝરિણી' કલ્લોલ,
કવિતાયુવતીનો લહ્યો મુગ્ધ હૃદય હિલ્લોળ.
નિર્ઝરિણીઓ રેલતો આંબ્યો મેં ગિરનાર,
પાંચ સાત સરિતોદ્‌ગમે ભિંજવત જગપરથાર.

સુતટ સરલ કલ્લોલતાં સમથળ વ્હેતાં નીર,
ઝરણે ઝરણે ચાખિયાં, ક્યાંક જ ઘેર ગંભીર.
અને ક્યાંકથી સાંભળ્યા 'નૂપુરના ઝંકાર'
મન મોહ્યૂં દોડી ગયૂં જોવા નૃત્યવિહાર.
સજી 'કુસુમમાળા' ગળે, 'હૃદયવીણા' લઈ હાથ
નાચંતી વનિતા હતી, પંડિતાઈ દે સાથ.
ગરબી રોળા નાચતી છંદ સ્વદેશી ચાલ,

પ્રેક્ષક હાકોટયા હતા 'આ છે વિદેશી માલ!'
મેં પણ જોયૂં એહના અંગવસ્ત્રમાં મરડમાં
કંતાતૂં સીધૂં નથી, ત્રાક ફરે છે ઠરડમાં.

અને સદા વનિતા ડરે પંડિતતાની પાસમાં,
મન મૂકી નહિ નાચતી બકરી વ્યાઘ્રાવાસમાં.
ઘડી એક પણ આવિ ત્યાં પંડિતમાં પૉઢી ગઈ,
અને કાવ્યવનિતા છુટી 'સ્મરણગાન' ગાવા ગઈ.
અજોડ એ 'સ્મરણોતણી સંહિત'ના શરણાઈ સુર
ઘૂંટાતા દ્રવતે દિલે સુણ્યા હૃદય આક્રંદભર.
શમ્યૂં એહ આક્રંદ ત્યાં સુણી નાનકી ભેર
'ગુણવંતી ગુજરાત'ને ગાતી ઊલટભેર.
'યજ્ઞકુંડ' આમંત્રતી શૂરા 'બાવિ હજાર'
પ્રચંડ મુખ પણ લઘુ સ્વરે વદતી ખબ્બરદાર!

'ઈકા-ઈકા'ની ટોપિઓ પ્હેરેલી લઘુ સેન
કન્યાઓની તે કને દીઠી મેં બેચેન.
ત્યહીં કલાપી મોરલો જૂનો દોસ્ત દિલેર
નિજ 'કેકારવ' સંઘરી રમવા આવ્યો ઘેર.
કેકા એકેએક મેં સુણી, સનમ દિલ ઘાવ
ઝરતા જોઈ હૂં દ્રવ્યો, ક્યાંય ન મળ્યો રુઝાવ.
પણ એ કેકાના રવો મેઘગર્જના પાસ
આછેરા થઈ ને શમ્યા નિરખ્યૂં મેં આકાશ.
દલપતસુત ન્હાનલતણી હતી સવારી શૂર.
વર્ષો લગ વરસી રહ્યો એ ઘન રસભરપૂર.

હૃદય હોડલી હુલવતી ગીત લહર લહરાય,
ગોપીની ચોળી ભિંજે ઉર ગોરસ છલકાય.
ઉરને આંબાવાડિએ કોયલડી ટહુકાવતો
શબ્દઘટામા વીજળી ન્હાનલ શી ચમકાવતો!
ગજવ્યૂં ગદ્ય અપદ્ય ત્યાં આવ્યાં નાટ્યાનાટ્ય,

વિવેચકોની વાડિમાં થઈ છે ભાગાભાગ !
'ચિત્રદર્શને' ચકિત થઈ કૈંક પ્હોંચા કરડિયા,
'જયા જયંતે' કવિતણાં વિજયદદામાં ગગડિયાં.
પણ વૃષ્ટિ અતિવૃષ્ટિ થઈ, કાવ્યદેવિ પલળી ગઈ,
ભેજમહીં ડૂબી ઘણું મેલેરિયાવશ હા થઈ !

ધોધમાર શબ્દાળુતા, એ લટકાં ભાષા તણાં,
વાસી વાતો એનિ એ, તત્ત્વ એમ અળખામણાં.
કાન્તતણી કમનીય ત્યાં નિર્મલ લલિત પ્રભા વસી,
શશી સમી ચોકખી સકલ, ઉરે ઉરે સહુને વસી.
શરદ રાત્રિઓમાં નભે ઝગઝગ જ્યોત્સ્ના એહની,
પાઈ આર્દ્ર કથા ગઈ મસ્ત મિલન ને વ્રેહની
શશી સમા પણ ઉદય ને ક્ષય વરિયા એ કાંત,
ક્ષયનાં ગીત ઝર્યાં કશાં કરુણાગહન પ્રશાંત.
ચંદ્ર વિલાતાં તેહના વિરહે દગ્ધ ચકોરનો
સુણ્યો આર્ત પોકાર મેં બળવંતા ઠાકોરનો.

કઠોર પત્થર કાયમાં દિલ ખાસૂં કોમલ વસ્યૂં,
રુક્ષ કાવ્યના કોટલે નમણૂં તો કામણ વસ્યૂં.
પ્રવાહિ છંદે એહના કઠણ વહેવૂં થઈ પડ્યૂં.
ચડ ઊતરવાં પગથિયાં એથી તરવૂં શ્રમ ભર્યૂં.
ઘણા રસિકજન પગથિયે ડર માર્યા બેસી રહ્યા,
કૈંક અંદર ઝૂકવ્યૂં, રસપ્રવાહે તે વહ્યા.
'આરોહણ'માં કાવ્યનો દીઠો નવ સંસ્કાર.
'રાસે' થાક્યો પણ લહ્યો ગજબ ક્ષેત્રિય વિસ્તાર
'તૂટી ડાળે' બાઝિને ઊભી ક્ષત્રિય નાર
રણે વળાવ્યા કંથનો ઉરે સ્મરણઅંગાર.

અને "ચૌદકો" સ્નેહનાં વિરહ કરુણ મૈત્રી તણાં,
પુનઃ પુનઃ આસ્વાદતાં મિષ્ટ મિષ્ટ બનતાં ઘણાં.
બાલાશંકર 'મસ્ત'ની મસ્તીએ મોહી લિધો,

કૈંક કાળ મેં એમને દિલનો કબ્જો દઈ દિધો,
'બુલબુલ' ને 'નાદાન' ને મેં ઠપકો ખાસ્સો દિધો,
'જિગરના યારની જોડે' અવળ રસ્તો ઘડિક લીધો.
વળી બજંતાં મંજિરાં 'મઢુલી' પેલે તીર,
લલિત સાંકડા મુખ થકી ગીત ઝમ્યૂં જ લગીર.
ગોવર્ધનકરથી રચી 'મુદ્રા સ્નેહનિ' કર પડી,
મુદ્રાના એ શાસ્ત્રની તદા ક્યાંય નહિ ચોપડી.
વળી ભૂલી ન ભુલાય એ ધ્રૂવની ડણક બળે ભરી,
ભાલાં વિરામચિહ્નનનાં લઈ કાવ્યલલના ચડી.
'અમર આશ'ના કવિતણાં બ્રહ્મગીત પણ ગાજતાં,
વણ તંબુર વણ તાલનાં તોય રસથી રાજતાં.
નર્મદ દૃષ્ટા આદિનો મોડો મેં પરખ્યો ઘણો,
'ગરવી ગુજરાતે' વસી ગર્વ લ્હયો મેં સોગણો.
ડાહ્યા દલપતરામની વાર્તાઓ બહુ મીઠડી,
કવિતા કંઠે માળ પણ ખોટાં મોતિનિ બહુ ભરી.

□ □ □ □

હૂં જાગ્યો તાજો બની, તે બોલી હસતી જરા,
'બચ્ચા, છે તૈયાર ને ? ખેડવિ છે વિસ્તૃત ધરા.'
મેં ધાર્યું તૂં જો રિઝી શારદ, તો વીણા થશૂં,
પણ હળ બનવાની કદી ન્હતી કલ્પના લેશ શૂં !
હૃદયના હળને લઈ હાંકતી
અવનવાં ધરતીપડ ભાંગતી,
રસળતી ઘસંડત જ ક્યાંય એ ?
કઠણ પ્રશ્ન, - અનુત્તર આજ રે !
પ્રવાસનો પ્રારંભ છે, સાથીઓ કંઈ સંગ છે,
ખેડણના ખુબ કોડ છે, નવા નવા જનરંગ છે.
આજે શૂં ? કાલે કશૂં ? ટકશૂં કે ભાંગી જશૂં ?
ઊંડાં ધરતીપેટ છે, કઠણ ક્ષેત્ર છે વજ શૂં ?

વળિયે, તૂટી ભાંગિયે, શારદ મા, પરવા નહીં!
પણ ના લેશ કટાઈયે, એ આશા અંતર રહી.
ધન એ દલપતરામ! ધન એ "પોથી બાળ"!
જેહ પ્રતાપે પામિયા આજુક ભૂમિ રસાળ.

## □ અજ્ઞાત □ જશવંતી દવે

(સંસ્કૃત)

જે ન દેશાન્તરે જાતો, પંડિતોને ન સેવતો
સંકોચાતી મતિ તેની, પાણીમાં ઘૃતબિન્દુ શી.

સંચરતો પ્રવાસે જે સેવે વિદ્વાનને જ જો
વિસ્તરતી મતિ તેની, પાણીમાં તેલબિન્દુ શી.

## પરકમ્માવાસી □ બાલમુકુંદ દવે

આવી ચડ્યાં અમે દૂરનાં વાસી,
પ્રથમીની અમે પ્રીતનાં પ્યાસી;
મનખે મનખે ધામ ધણીનું--
એ જ મથુરાં ને એ જ રે કાશી:
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

સંત મળ્યા તેને સાંઈડું લીધું,
ને શઠ મળ્યા તેને ગઠડી દીધી;
અમે લૂંટાવીને લાભિયાં ઝાઝું!
ખાલી ખભે ખેપ ખેડશું ખાસી:
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

વેમાનની અમે વાટ ના જોતાં,
વૈકુંઠને કાજ આંસુ ના ખોતાં;
પેદલ ચાલતાં ચાલતાં મા'લતાં
ભમવા નીસર્યાં લખ ચોરાશી:
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

થિર મુકામમાં જંપ વળે ના,
જીવ અમારાને વાટની માયા;
ધરતીના કણકણમાં તીરથ--
એનાં અમે પરકમ્માવાસી:
ભોમકાનાં ભમનાર પ્રવાસી.

## રાજસ્થાનમાં પસાર થતાં □ ઉમાશંકર જોશી

બારી બહાર છૂટી ધસી દૃષ્ટિ.
અહો મોકળાશ !
...ભાઈ, બેસો જગા છે, ગાડી છે બધાની.
હાશ !
ગડડ ગડડ ! ગડડ ગડડ ! ગડે ગાડી.

દૃષ્ટિ મારી બારી બહાર નાસી છૂટી ધસી.
મનડું આ અખૂટ વેરાન બની જાય.
સંકલ્પવિકલ્પ બધા છૂટાં ઘેટાં સમા
હેઠા શ્વાસે ધરતીનાં હો-ન-હો તે તૃણ
ખેંચી કાઢે, ચર્ચા કરે

ઓહો ! પેલો દૂર ડોકાયો ડુંગર.
ચિત્ત અઢેલીને એને થયું જીવ-ભર.
ધારે ધારે ચઢી જઈ ઊંચેરા શિખર પર
મંદિર-ધ્વજાએ થરકી રહ્યું ફરફર
ફરકી રહ્યું થરથર.

...પાણી ઢળ્યું ? લઈ લો સામાન ઊંચો.
ડળી ગયો કાચો કૂજો !
રણમાં પાણીનાં ભલા દર્શન કરાવી ગયો.
ગડડ ગડડ ! ગડડ ગડડ ! ગડે ગાડી.

પાણી ? પાણી તો અહીં પાતાળકૂવે, અથવા તો
ઓ પણે અંકાશે, જ્યાં
કાળમીંઢ ખડકોની ભીંતો
માથે ગઢ, જાણે
ઉગામેલી મુક્કી આ ભેંકાર ધરાએ.
પાણીની અચૂક દીપે એ એંધાણી.

જો જો પેલા બુરજે
સંધ્યાની રંગીન ચિતાએ

ઝળાંઝળાં ઊભી કો પદ્મિનીઓ
ઝાંકી રહી શાશ્વતીના હૈયાની સિંદૂર-જ્વાલા.

સંધ્યાયે શમી, અંધકાર-રણે
ચેતનના રેલા સમી રેલ લંબાયે આ જતી-
જાણે પળ પછી પળ
ઊંટ ખેંચે હળ :
ચાસે ચાસે ધરતી આ પડખું બદલી રહી.
આવી રાત, વેરતી મુઠ્ઠી ભરી તારા;
પ્રભુની ફસલ, હવે જોઈએ, કેવીક હશે
ગડડ ગડડ ! ગડડ ગડડ !- ગડે ગાડી.

## હંપીનાં ખંડેરોમાં □ ઉમાશંકર જોશી

ઊગી પોષી પૂનમ તરુનાં ઝુંડ પૂઠેથી ધીરે,
એ આલોકે શિશિર સહસા ચોંકી ઊઠ્યા શી જાગી.
વાયો ધીમે રહી સૂસવતો ભ્રાન્ત જેવો સમીરે,
ઘૂમી ર્‌હેતો અહીંથી તહીં તે સૂનકારે અભાગી.
પેલું પંપા સરવર અને અદ્રિ આ માલ્યવાન;
ધારે ફીકી સરલ સુષમા તુંગભદ્રા-તટો આ,
ચોપાસે શા ટુકટુક બન્યા જીર્ણ સામ્રાજ્યપ્રાણ;
વચ્ચે, માર્ગે અટકીખટકી, મંદ ટપ્પો જતો આ.

વૃક્ષો ટોચે વિધુ ઝબકતો; શ્રી હસી ત્યાં વનોની.
આ ખંડેરો વિજિત જનના મ્હેલ ને મંદિરોનાં,
આ તૂટેલી વિતત કબરો તે વિજેતા જનોની.
ઢોળી બન્ને ઉપર રસ પૂર્ણેન્દુ સૌંદર્ય કેરો
આકાશેથી મૃદુલ મલકે. જોઈને કાળ-ફેરો
ટપ્પો વેગે પુર પ્રતિ ધપે તે સૂનાં ખેતરોમાં.

## રખડુનું ગીત

□ ઉમાશંકર જોશી

શોધીશ મા માવડી ખોવાયો બાળ રે
ખોવાયો ધરતીને આંગણે

ખંડ ખંડ લોકવૃંદ ટોળે ઊમટિયાં ને
મળિયો આ માનવીનો મેળો રે.

ખોળીશ મા ધરતીને બ્હોળે રે ખોળલે
હું જે ભળી જાઉં ભેળો-
હો માવડી, ખોવાયો...

ગોઠણિયે ચાલતો શિશુ હતો, ને
પગભર તેં મને કીધો રે.

પા પા પગલીએ ચલવી પૃથ્વીના
પંથોનો વારસો દીધો-
હો માવડી, ખોવાયો...

આંગળીએ વળગીને તારી સંગાથમાં
ઘૂમ્યો હું ઘર ગામશેરી રે.

ધરતીમૈયાની હો! સાથે ફરીશ હું
તેજ ને તિમિરની ફેરી-
હો માવડી, ખોવાયો...

ઘરનો ઉંબર જડ ઓળંગી આજ હવે
પગમાં કંઈ પંથો રમાડું રે.

ક્ષિતિજઉંબર મારે પૃથ્વીનો ઠેકવો !
ક્ષણુ ન વાર તો લગાડું-
હો માવડી, ખોવાયો...

શોધીશ મા માવડી ખોવાયો બાળ રે
ખોવાયો ધરતીને આંગણે.

## અજાણ્યાં શહેરોમાં □ ઉમાશંકર જોશી

અજાણ્યાં શહેરોમાં ભ્રમણ કરતો કૌતુકભર,
નિહાળું શાં સૌ એ જનગણ થકી પૂર્ણ સભર!
ગૃહો, હર્મ્યો માર્ગો, તરુઉપવનો, રાજ્યપથની
બજારો રિદ્ધિથી છલછલ થતી; દૈન્યકથની
અને એની એ હા ત્રુટિત કુટિરો કેરી સઘળે!
અહીં રત્નો ને આ પૃથુ મલિનતાપુંજ! રસળે
મદીલી એકાન્તે સરિત પરપ્રાન્તે, સરવર
લસે શ્રી-લ્હેકન્તું કહીંક કમલોથી સ્મિતભર!

અનેરા વ્યક્તિત્વે નિજ નિજ સુહે સર્વ નગરી
ધરે મુદ્રા સૌ ભારતહૃદયની, તોય, ગહરી.
અયોધ્યા આ કાંચી વિજયનગરમ્ રાજગૃહ આ
રમે સ્વપ્નો મારાં ચરણરજમાં પૂર્વજ મહા-
જનોનીં; કૈં પ્રીછી નિજ ઉર શક્યો, ને નિજ ઘર
લહું મેં સર્વત્ર ભ્રમણ કરતાં કૌતુકભર.

□ જયા મહેતા

ક્યારે કઇ તરફ દિશાપલટો કરશે અજાણ્યો માર્ગ
એથી બેખબર

બેઉ બાજુ પથરાયેલા રસ્તાના સ્થિર પટ પર
દ્રુતવિલંબિત ગતિએ આગળ વધે છે કે પાછળ હઠે છે
એથી બેખબર

સીમાડાના પથ્થર કે અન્ય કોઈ સંકેત નિશાની વગરના
અનાદિ અનંત રસ્તાના સ્થિર પટ પર મુસાફર
ચાલી રહ્યો છે અજાણ્યા માર્ગે મુસાફર
બેખબર.

## ઘરે આવું છું હું– □ ઉમાશંકર જોશી

ઘરે આવું છું હું, નવ કદી રહ્યો દૂર ઘરથી.
ધસે હૈયું તે તો બળદ ઘરઢાળા જ્યમ ધસે.
ઘરે બેઠાં ચાહી નહિ જ જનનીભૂમિ ગરવી,
વસી દૂરે જેવી. કદીક નભવાણીથી ઘરનું
સ્રવ્યું જે સંગીત, શ્રવણ ચમક્યા, તૃપ્તિ હૃદયે
લહી ગાઢી; ઘેરી રજનિ મહીં ક્યારેક સપનાં
તણા તાણાવાણા નહીં જતી વણાઈ જ રટણા
વિલાતી માતાની ખટકભર...! રે દર્દ-કથની!

ઘરે લાવું છું શું? હૃદય, નવ એ પ્રશ્ન કર તું.
ન ઉદ્યોગે બુદ્ધિ, વણજ સમજું ના જરીય તે.
નથી ખાલી હૈયે પણ હું ફરતો છેક જ, નવી
કંઈ આશાઓ ને સ્મિતરુદનના મર્મ નવલા
ઘરે લાવું છું હું.- ખરું જ કહું? આવું કવિજન
હતો તેનો તે હા! પણ કંઈક શાણો વિરહથી.

એસ. એસ. ચુસાન
(પીનાંગથી કોલંબો આવતાં)

□ **HERMANN HESSE**

...I will be happy sometimes, and sometimes I will be homesick...The complete man that I am, the pure wanderer, mustn't think about homesickness. But I know it, I am not complete, and I do not even strive to be complete. I want to taste my homesickness, as I taste my joy.

# કાઠમંડુમાં સવાર

**□ સર્વેશ્વરદયાલ સક્સેના**
**□ સુશી દલાલ**

(હિન્દી)

બરફનાં સફેદ શિખરો પર
ખીલેલી આગ
ગાઢ ધુમ્મસે છુપાવી રાખી છે.
આખુંયે શહેર
એક બહુ મોટી મચ્છરદાની
બાંધીને સૂઇ રહ્યું છે.

'બુરાંસ'ના ફૂલોના ઝૂકેલા
ગુલાબી મુખથી
તે આવરણ ખસી રહ્યું છે
જેને રાતે
અંધારી સૂની સડકો પર
કોઇ બેચેન અવાજોએ વણ્યું હતું
  સુન્દરીજળના વિશાળ શિલાખંડ
તેજ હવા વગર પણ ઊડી રહ્યા છે,
ઝૂકેલા મસ્તકો સાથે ટકરાઇ રહ્યા છે;
અને નવા હસ્તાક્ષરોની વચ્ચેથી
જળની એક પાતળી ધાર
પડતી આખડતી
રસ્તો બનાવી રહી છે
એક બહુ મોટા મોરની કલગી તોડીને
આસ્થાને નામે ચઢાવી દીધી છે,
અને એની ડોકને
શકિતના ચરણોમાં મરડી નાખવામાં આવી રહી છે
એનાં સુંદર મોરપિચ્છ

સવારના તડકામાં ઝગમગીને
શાન્ત થતાં જાય છે
'વિનાશ વિનાશને માટે'
ખુલ્લી બારીમાંથી વિક્ષિપ્ત
હતાશ અવાજો આવે છે
અને તડકાથી અથડાઈને
ઓગળી જાય છે.

મંદિરો પર બનેલી વિશાળ આંખો
નથી ઈતિહાસ જોતી
નથી નીલાકાશ,
નથી સળગતા અધર જોતી
નથી હિમશિખર.

તડકો તરે છે –
પારદર્શક ધુમ્મસના જળમાં,
અને નાની નાની ખોવાયેલી,
અનેક આંખોમાં
જે થાકેલા કરચલીયાળા ચહેરા પર લાગેલી છે.

પીઠ પર વજનદાર લાકડાંના પાત્રમાં મૂળિયાં ભરીને
ઝૂકેલી ગરીબ સવાર
પહાડી ઢાળ પરથી ઊતરી રહી છે.

ધબાક્ – કંઈક પડ્યું,
ખબર નથી પથ્થર, કે માણસ કે સૂરજ.

## પથિક - ગીત □ જી. શંકર કુરુપ □ સુધી દલાલ

(મલયાલમ)

ઉપર ચમકતા તારા !
કહો
શું દૂર ક્યાંક પ્રભાત દેખાય છે ?
તમારું પ્યારું પ્યારું મુખમંડળ
ક્યા અતિશય આનંદના અતિરેકથી પ્રફુલ્લિત થઇ રહ્યું છે ?
હે પુલકિત !
મારા આ જાગેલા પ્રાણ
તારી સાથે આન્દોલિત થઇ રહ્યા છે.
હે વ્હાલા !
તારી તરલ આંખોમાં
આ સ્મિતરેખાની ઝલક છે
કે ચમકતા આંસુની ?

ધરતીના ધૂળ અને સ્વેદથી દૂર
ઉપર રહેવાવાળા !
તમે નહીં જાણી શકો
એ મનની પ્યાસને -
જે અંધકારથી અંધકાર તરફ
રણ-પ્રદેશથી રણ-પ્રદેશ તરફ
યુગોથી ભટકી રહ્યું છે.
મારું આ ઊંટ, પુરાણકાળની
સ્મૃતિઓથી ખચિત એ પંથ પર શિથિલ શ્રાંત
ચાલી રહ્યું છે, જ્યાં
શોક-ગાથાઓનો આલાપ થતો રહે છે

જ્યાં આગળ અને પાછળ
જમણે અને ડાબે

રુદન - સ્વરવ - સિવાય
કંઇ સંભળાતું નથી.

જણ્યાંગાંઠ્યાં  લોકોની તૃષ્ણા બુઝાવવા માટે
ઘણાની આંખોમાં ખોદવાનું થઇ રહ્યું છે;
પરંતુ એમાંથી વહેતા પાણીની
ખારાશથી
એમનો કંઠ સૂકાઇ રહ્યો છે -
એમના હૃદય-પિંડમાં
આર્દ્રતાનો નાનકડો કણ પણ દેખાતો નથી !

શીતલ સુરભિત ભવ્ય પવનની પ્રતીક્ષા કરવાવાળા
અમે
આજે વ્યાકુળ થઈને તરફડી રહીએ છીએ !
આજે કેવળ વધ-સ્થળોના
લોહીની દુર્ગન્ધથી ભરેલી હવા વહે છે.
નહીં દૂર કે નહીં પાસે
ક્યાંય પણ એક એવો મિત્ર દેખાતો નથી
જેણે મહોરું ન પહેર્યું હોય.
બધી બાજુ,
નિપુણ તસ્કર ઘાતકોના પડછાયા
      હલી રહ્યા છે.

પરંતુ,
મારું આ ઊંટ એ જ રસ્તા પર થઈને
જીવનનો ખાસ્સો ભાર ઊંચકીને ભટકી રહ્યું છે ! -
કલહથી દૂર
આકાશની વિશાળતામાં
સંહારક ગર્જનને સાંભળ્યું ન સાંભળ્યું કરતું

વધ-સ્થલને જોયું ન જોયું કરીને
અંધકારથી અનાક્રાન્ત થયેલા
ચિત્તને અચંચળ રાખીને
યાતનાના દુર્ગંધભર્યા શ્વાસોથી બચીને
ન પોતે દાસ થઈને
ન કોઈને દાસ બનાવીને.
હે મુગ્ધાત્મન !
અનુજની અશ્રુધારાનું પાન કર્યા વગર
વિશ્વ-સૃષ્ટિના પ્રારંભથી આજ સુધી
સ્થિરમન ઊભા રહેવાવાળા
આકાશના તંબુ ખોલીને જુઓ;
કહો, દૂર ક્યાંક પ્રભાત દેખાય છે ?
નિરુપમ સ્નેહની નાનકડી લહરીઓથી ભરેલું
સરોવર ક્યાંય દૃષ્ટિપથમાં આવે છે ?
શું મારા આ થાકેલા ઊંટને વિશ્રામ આપવા માટે
કોઈ શબ્દ-સ્થલ નથી ?

## અજાણ્યો યાત્રી □ સુરેશ દલાલ

હું સાવ અજાણ્યો યાત્રી !
ક્યાંથી આવ્યો, ક્યાં હું ચાલ્યો, નહીં ખબર કે ખાત્રી

સદી સદીના જોજન જોજન,
મારું છે શું અહીં પ્રયોજન ?
પ્રશ્ન થઈને દિવસ ઊગે ને ઢળે આંખમાં રાત્રિ.

એક જ રટણા : એક જ ઘેલું,
કહો મને હું કેમ ઉકેલું ?
હું તો મારી લઈ કુંડળી શોધી રહું વિધાત્રી.

તરણાં ને સૂરજનાં કિરણ
બન્ને વચ્ચે રમે સમીરણ
આ રંગમંચ પર મારું હોવું કેવળ શું એકપાત્રી ?

# ગઝલનો ઇતર કાવ્યસ્વરૂપો સાથે તુલનાત્મક અભ્યાસ □ ભગવતીકુમાર શર્મા

ગઝલ ઊર્મિકાવ્યનો એક પ્રકાર છે. ગુજરાતી કવિતાને ઊર્મિકાવ્ય જરાયે અપરિચિત નથી –બલ્કે એમ કહી શકાય કે ગુજરાતી કવિતાનું કાઠું મુખ્યત્વે ઊર્મિકવિતાનું છે. ગઝલની જેમ સૉનેટ, ગીત, ખંડકાવ્ય, હાઇકુ, તાન્કા – આ બધા પણ ઊર્મિકાવ્યના જ જુદા જુદા પ્રકારો છે – એટલે સુધી કે ગુજરાતી ભાષામાં અછાન્દસ અથવા ગદ્યકવિતા પણ બહુધા ઊર્મિકવિતામાં રસાઇને આવે છે. ડૉ. સુરેશ જોષીના દીર્ઘ મૃણાલ-કાવ્ય 'એક રોમેન્ટિક કવિનું દુ:સ્વપ્ન'ને ઊર્મિકાવ્ય સિવાય બીજું શું કહી શકાય ?

ગઝલ જો ઇરાનની ભૂમિ પર ફારસી ભાષામાં મહોરેલો અને ત્યાંથી ઉર્દૂ ભાષામાં થઇને ગુજરાતીમાં પાંગરેલો છોડ છે, તો સૉનેટ, હાઇકુ અને તાન્કા પણ વિદેશી ભૂમિમાં નીપજીને અહીં આવેલા અને વિકસેલા કાવ્યપ્રકારો છે. ગદ્યકવિતા આજે વિશ્વવ્યાપી બનેલો કાવ્યપ્રકાર છે અને ગુજરાતીમાંએ તેણે ઊંડાં મૂળ નાખ્યાં છે. ઊર્મિકવિતાના આ બધા પ્રકારો ગુજરાતી ભાષામાં સફળતાથી ઊતર્યા છે અને તે સર્વના તાદાત્મ્યથી ગુજરાતી કવિતાનો મુખ્ય પ્રવાહ રચાયો છે તે અત્યંત નોંધપાત્ર છે. સૉનેટ હો કે ગઝલ, હાઇકુ હો કે અછાન્દસ – કોઇ કાવ્યપ્રકાર આપણને પરાયો લાગતો નથી. જોકે ગઝલે ગુજરાતી સાહિત્યમાં લાંબા સમય સુધી પરાયાપણાનો અભિશાપ વેઠ્યો હતો; તેનું એક કારણ દેશના ઇતિહાસમાં પણ હશે, પરંતુ ધીમેધીમે પરાયાપણાનો એ ભાવ પણ લુપ્ત થયો અને આજે ગઝલ ગુજરાતી કાવ્યસાહિત્યના મુખ્ય પ્રવાહ સાથે ઓતપ્રોત થઇ ગઇ છે. કલાપીની કાચી-પાકી ગઝલોને બાલાશંકર - મણિલાલની પ્રારંભિક ગઝલોને ગુજરાતે હૃદયસરસી ચાંપી હતી. ગુજરાતી નાટકોમાં ગઝલનુમાં બેતબાજી બહુ ગાજતી હતી. ૧૯૪૦ પછી ગુજરાતી મુશાયરાઓનો ચકચૂર દૌર શરૂ થયો જે આજ સુધી જળવાયો છે. ૧૯૪૦ પછી શુદ્ધ શાસ્ત્રીય ઢબે ગુજરાતી ગઝલો લખાવા માંડી અને ૧૯૬૦ પછી ગુજરાતી ગઝલે આધુનિક વિશ્વકવિતાના Mood સાથે તેનો નાળસંબંધ જોડ્યો. ગુજરાતી ગઝલ ગાંધીયુગના રંગે પણ રંગાઇ હતી અને આજે આધુનિકતાના શ્વાસ ભરે છે. આમ ગુજરાતી કવિતાની સાથોસાથ ગુજરાતી ગઝલમાં પણ વળાંકો આવતા રહ્યા છે. ગઝલ સહિતના ઊર્મિકવિતાના ઉપર ગણાવ્યા તે બધા પ્રકારો ગુજરાતી ભાષામાં સફળતાથી ઊતરી શક્યા અને કાળક્રમે ગુજરાતી કવિતાના મુખ્ય પ્રવાહ સાથે ભળી જઇ શક્યા તે ગુજરાતી ભાષાનું લચીલાપણું અને ગુજરાતી કવિતાની ઊર્મિપ્રાણતા બંને પ્રગટ કરે છે. દાખલા તરીકે હિન્દી ઉર્દૂની સાવ નિકટની ભાષા હોવા છતાં ઉર્દૂમાં સફળ ગઝલોની સોનાની ખાણોની ખાણો પડેલી છે, જ્યારે હિન્દીમાં સફળ ગઝલો તો હજી હવે જાણે દુષ્યંતકુમાર અને સૂર્યભાનુ ગુપ્તથી લખાવા માંડી હોય એમ લાગે છે ! એ સંદર્ભમાં ગઝલ જેવા કવિતાપ્રકારને અપનાવવામાં ગુજરાતી ભાષા કેવી સદ્ય સાનુકૂળ અને સફળ સિદ્ધ થઇ છે ! સૉનેટ પણ જેટલી સફળતા અને

વ્યાપકતાથી ગુજરાતી ભાષામાં ઊતર્યું છે તેટલું બીજી ભારતીય ભાષાઓમાં ઊતર્યું છે ખરું ?

ગીત, સૉનેટ, હાઇકુ આદિની જેમ ગઝલ પણ ઊર્મિકવિતાનો એક પ્રકાર છે એટલું કહ્યા પછી બીજા ખાસ્સા વિશ્લેષણને અવકાશ રહેલો છે. ગઝલનું આંતરબાહ્ય સંવિધાન ક્લેવર તેને બીજા કેટલાક કાવ્યપ્રકારોથી ઘણું જુદુ પાડે છે.આપણા આધુનિક ગુજરાતી ગઝલકારોએ ગઝલના છંદો અંગે ઠીકઠીક મથામણો કરી છે, છતાંયે હજી ગઝલો મુખ્યત્વે તો અરબી ફારસી છંદોમાં જ લખાય છે અને લખાશે. એ છંદો ગઝલનું એક અગત્યનું - લગભગ અનિવાર્ય અંગ છે, ગઝલની ગઝલિયત સિદ્ધ કરવામાં બીજાં કેટલાંક બાનાંની સાથે એ છંદોનું પણ મોટું પ્રદાન છે તે સ્વીકારવું રહ્યું. હરિગીત, ભુજંગી જેવા સંસ્કૃત વૃત્તો અને તેને મળતા ફારસી છંદો સમાન છે એ સાચું, પણ ગઝલના છંદો માત્રામેળ છંદો છે, જ્યારે સૉનેટ, ખંડકાવ્ય વગેરેમાં પ્રયોજાતા સંસ્કૃત વૃત્તો અક્ષરમેળ છે. આપણી મધ્યકાલીન કવિતામાં જે માત્રામેળ છંદો વપરાતા હતા તે કાળક્રમે લગભગ વિસરાઈ ગયા છે, પણ ગઝલના માત્રામેળ છંદો આજેય સ્વીકાર્ય અને સુપ્રચલિત છે, શેરની પંક્તિમાં અમુક સંજોગોમાં ગુરુ અક્ષરને પણ લઘુની જેમ બોલવાની જે ફાવટ અને સગવડ ફારસી છંદોમાં છે તે ગુજરાતી ગઝલમાં પણ સાંગોપાંગ, નિર્વિઘ્ને ઊતરી શકી છે તે ગુજરાતી ભાષાની નમનીયતા સિદ્ધ કરે છે.

ગીત એ ગુજરાતી ભાષાનો તળપદો, ઊર્મિરસિત કાવ્યપ્રકાર છે. કદાચ એમ પણ કહી શકાય કે ગુજરાતી ભાષાની જે મૃદુતા અને લાલિત્ય છે તેને ગીત સૌથી વધારે સાનુકૂળ કાવ્યપ્રકાર છે. ગીતો તો બધી જ ભાષાઓમાં અને પ્રજાઓમાં હોય છે, પણ ગુજરાતી ભાષાને ગીત વિનાની કલ્પી શકાય તેમ નથી. નરસિંહ મહેતાથી વિનોદ જોશી સુધી ગુજરાતી ભાષામાં ગીત રૂપ-રંગ-છટા-પ્રાણ બદલી બદલીનેય જીવતું રહ્યું છે. નાનાલાલ જેવા અર્વાચીન ગુજરાતી મહાકવિ પણ જીવશે તેમનાં કેટલાંક ઊર્મિગીતોથી. ગુજરાતી પ્રજાના પોચટપણાને પણ ગીત વધારે સુસંગત છે. વૈષ્ણવ સંપ્રદાયના પ્રસારે પણ ગુજરાતી ભાષામાં ગીતને વ્યાપક અને જનપ્રિય બનાવ્યું છે. લોકગીતોનો આપણો વારસો અઢળક છે અને આધુનિક ગીત સુદ્ધાં તેમાંથી ભરપૂર પ્રેરણા ઝીલે છે. ઊર્મિકવિતાને સંબંધ છે ત્યાં સુધી ગીત પછી ગઝલ ગુજરાતી ભાષા તથા પ્રજાની આંતરબાહ્ય પ્રકૃતિને કદાચ સૌથી વધારે માફક આવે તેવો કાવ્યપ્રકાર છે. બ. ક. ઠાકોરે વિચારપ્રધાન અને ગેયતાવિહીન કવિતા પર ભાર મૂક્યો, સુરેશ જોષીએ ગદ્યકવિતાનો મહિમા કર્યો, પણ ગુજરાતી ભાષાને ગીત વિના તેમ પછી ગઝલ વિના પણ ચાલ્યું નથી.

ગીત અને ગઝલ આમ ઊર્મિકાવ્યના સંદર્ભમાં સગોત્ર લાગે તેવાં કાવ્ય સ્વરૂપો છે, પણ બંને વચ્ચે સામ્યની સાથે વૈષમ્ય પણ ઓછું નથી. બંને લઘુ ઊર્મિકાવ્યના પ્રકારો છે, પરંતુ ગીતમાં ભાવસાતત્ય અપેક્ષિત છે, જ્યારે ગઝલમાં પ્રત્યેક શેરના સ્વતંત્ર ભાવવિશ્વને - અર્થાત્ આખી ગઝલની ભાવવિશૃંખલતાને અવકાશ છે જ. ગીત અને ગઝલ વચ્ચેની આ મોટામાં મોટી અસમાનતા છે. પ્રાસ-અનુપ્રાસ વિના ગીત અને ગઝલ બંનેને ચાલતું નથી, પણ ગીતની પ્રાસરચના અને ગઝલનાં કાફિયા રદીફના સંયોજનમાં ઘણો ફેર છે. ગીત અને ગઝલ બંનેમાં ગેયતા શક્ય અને સુલભ છે, પણ આધુનિક ગીત અને ગઝલ ગેયતાનેય

કેટલેક અંશે અતિક્રમી ગયાં છે. ગીત મુખ્યત્વે સ્ત્રી-મુખી, નારીહૃદયના ભાવો પ્રગટ કરતો ઊર્મિકાવ્ય પ્રકાર છે, જ્યારે ગઝલ મૂળભૂત રીતે પુરુષહૃદયના ભાવોને વ્યક્ત કરવા માટેનું માધ્યમ છે. 'ગઝલ એટલે પ્રિયતમા સાથે એકાંતે વાતચીત' એવી તેની જૂની વ્યાખ્યા સૂચવે છે કે ગઝલ પુરુષે લખવાની અને સંભળાવવાની કવિતા છે. જોકે ગીત તથા ગઝલ પરત્વેની આ જૂની મર્યાદાને તે પછી વારંવાર વળોટી જવાઈ છે અને તેનાં કેટલાંક સારાં પરિણામો પણ આવ્યાં છે.

અને છતાં ગુજરાતીમાં ગીત અને ગઝલ વારંવાર એકબીજાની નિકટ આવી ગયાં છે. ગીત-ગઝલ એ શબ્દો લગભગ સાથે જ બોલાય છે. બંને કાવ્યપ્રકારોનો તિરસ્કાર કરનારાઓ પણ તેમનો ઉલ્લેખ ઘણુંખરું એક સાથે જ કરે છે ! ગઇ પેઢીના ગઝલકારોમાંથી પણ કોઇક કોઇક સારાં ગીતો લખનારા હતા. તેમનાં ગીતોમાં પણ ક્યારેક ગઝલની ટેક્નિક જોવા મળતી. આજની પેઢીના ગઝલકારોમાંના ઘણાએ ગઝલ અને ગીત બંને પર લગભગ સરખી સફળતાથી હાથ અજમાવ્યો છે. મકરન્દ દવે, હરીન્દ્ર દવે, રમેશ પારેખ, મનોજ ખંડેરિયા, ચિનુ મોદી, રાજેન્દ્ર શુકલ, જયેન્દ્ર શેખડીવાલા, નયન દેસાઇ વગેરેને ગઝલ અને ગીત બંનેના સર્જનમાં ઊંચી સફળતા મળી છે. કેટલીક વાર તો આ કવિઓનાં ગીત-ગઝલ વચ્ચે ભેદ પારખવાનું પણ મુશ્કેલ બને તેવી સ્થિતિ છે. તેઓએ ગીતના રંગની ગઝલો અને ગઝલના રંગના ગીતો લખી ઉભય કાવ્યપ્રકારોની સરહદો ભૂંસવાની મથામણ કરી છે. ગીત કે ભજનના લયોને ગઝલના છંદો તરીકે પ્રયોજવાના પ્રયોગો પણ આધુનિક ગઝલકારોએ કર્યા છે અને તેમાંના કેટલાક ખાસ્સા સફળ પણ થયા છે. ગઝલ અને ગીતની ભાષા-ઇબારત આમ તો નોખનોખી ગણાય, પરંતુ આધુનિક ગઝલકારોએ તેમાં પણ વિવિધ પ્રયોગો કરી ભાષા-ઇબારતના સીમાડાઓને ઓગળાવી નાખવાની મથામણો કરી છે જે સફળતાને પણ વરી છે. આટલી વિચારણાને આધારે આપણે એમ કહી શકીએ કે ગુજરાતી ભાષાને સંબંધ છે ત્યાં સુધી કેટલીક સ્વરૂપગત, સંવિધાનગત, ભાષાગત જુદાઈ હોવા છતાં ગઝલ અને ગીત વધારેમાં વધારે નૈકટ્ય ધરાવે છે. બંનેની જન્મભૂમિ અલગ હોવા છતાં તેઓ હવે સગોત્ર કે સહોદર જેવાં બનતાં જતાં કાવ્યસ્વરૂપો લાગે છે. મર્યાદાઓ એ બંને કાવ્યપ્રકારોની છે અને રહેવાની, છતાં મનુષ્યના પ્રાણને ઊર્મિથી આંદોલિત કે વિચાર સ્ફુલિંગથી આલોકિત કરવાની બંનેની શક્તિ પણ છે તેનો ઇનકાર થઇ શકે તેમ નથી.

હવે ગઝલ અને સૉનેટનો વિચાર કરીએ. બંને વિદેશી ધરતીના છોડ અહીં રોપાયા છે અને ઊછર્યા છે. પણ સૉનેટ તેની લોકપ્રિયતા તથા સિદ્ધિની ટોચ પરથી ધીમેધીમે ઉપેક્ષા પામી રહેલો કાવ્યપ્રકાર છે, જ્યારે ગઝલ ઉપેક્ષાના અંધકારમાંથી સ્વીકૃતિના ઉજાસમાં આવી ચૂકેલો કાવ્યપ્રકાર છે. સૉનેટ જ્યારે તેની સિદ્ધિના શિખરે હતું લગભગ એ જ સમયગાળામાં ગુજરાતમાં ગઝલ મહેણાંટોણા અને અવહેલનાનું કેન્દ્ર હતી. પછી સૉનેટ નેપથ્યે સરવા માંડ્યું અને ગઝલ તખતા પર આવી. કવિતાકળાની દૃષ્ટિએ સૉનેટ એક ઉત્તમ કાવ્યપ્રકાર હોવા છતાં લોકહૃદયને સીધો અને સદ્ય સ્પર્શ કરવાની તેની ક્ષમતા સીમિત છે, જ્યારે ગઝલ સીધું લોકાભિમુખ કાવ્યસ્વરૂપ રહ્યું છે. દરબારી માહૌલમાંનો તેનો ઉછેર, મુશાયરાઓમાં તેનું જતન, તેની ગાનસુલભતા, ભાષા અને ભાવ પરત્વેની તેની નજાકત –

આ બધું તેને લોકાભિમુખ રાખી શક્યું છે. તેનાથી તેને કેટલુંક નુકસાન પણ અવશ્ય થયું છે. લોકાભિમુખતાએ તેને લોકરુચિ અને લોકઅપેક્ષા સાથે સામાધાનો કરતી પણ બનાવી છે, આમ છતાં કૉમ્યુનિકેશનને સંબંધ છે ત્યાં સુધી ગઝલ બીજા કેટલાક કાવ્યપ્રકારોથી ખાસ્સી આગળ છે. સૉનેટ એમાંનો એક કાવ્યપ્રકાર છે. ગઝલ અને સૉનેટ બંને ઊર્મિકવિતાના પ્રકારો હોવા છતાં તેઓ વચ્ચે સમાનતા કરતાં અસમાનતા વધારે છે. સૉનેટનું ૧૪ પંક્તિનું કદ લગભગ નિશ્ચિત છે. ગઝલ લઘુ કાવ્યપ્રકાર હોવા છતાં તેની આવી કોઇ નિશ્ચિત કદમર્યાદા નથી. સૉનેટમાં ખંડક, પ્રાસ વગેરેના નિયમોમાં ઉત્તરોત્તર વધારે છૂટછાટ લેવાતી ગઈ છે. તેનાથી સૉનેટની કાવ્યકલાને હંમેશા ગેરલાભ જ થયો છે એમ ના કહી શકાય. જ્યારે ગઝલમાં બે પંક્તિનો એક શેર તથા કાફિયા-રદીફનું વિશિષ્ટ નિબંધન હજીયે લગભગ અનિવાર્ય છે. પ્રયોગ લેખે તેમાં પરિવર્તન કરાયાં છે, પણ તે અપવાદરૂપ છે. સૉનેટ અને ગઝલ વચ્ચે જે મુખ્ય અસમાનતા છે તે તેના અંતસ્તત્વ પરત્વે. સૉનેટ મુખ્યત્વે એક જ ભાવને વિષયસ્થ કરે છે, તેને ઉત્તરોત્તર શબલિત કરે છે. વળાંકો આપે છે અને અંતે ચમત્કૃતિ સાધી પરાકાષ્ઠાએ પહોંચે છે. ગઝલ તેનાથી સાવ જુદું આંતરિક સંવિધાન ધરાવે છે. તેમાં ભાવશબલતા કે ભાવસઘનતાને નહિ, પણ ભાવની વિશૃંખલતાને અવકાશ છે. એ તેની મર્યાદા અને વિશિષ્ટતા બંને છે. ભાવસાતત્ય ધરાવતી ગઝલો પણ સફળતાપૂર્વક લખાય છે, પરંતુ જેમાં ભાવસાતત્ય ન હોય એવી ગઝલોનું પ્રમાણ અને ક્ષેત્ર બંને ઘણાં વિશાળ છે. આથી સૉનેટમાં જે પ્રકાર અને સ્તરની કાવ્યરસનિષ્પત્તિને અવકાશ છે તેના કરતાં ગઝલના શેરોની– એટલે કે ગઝલની કાવ્યરસનિષ્પત્તિની કક્ષા અને પ્રકાર જુદા હોય છે. સૉનેટ ભાવ તથા તેની અભિવ્યક્તિમાંથી નિષ્પન્ન થતા રસની અખિલાઇને પોષે છે, આવિષ્કૃત કરે છે, જ્યારે ગઝલમાં ભાવ, અભિવ્યક્તિ અને રસનિષ્પત્તિ શેરે શેરે બદલાઇ શકે છે. છંદ અને કાફિયા-રદીફ સિવાય તેમાં સળંગસૂત્રતાનાં બીજાં વાનાં ન પણ હોય. ક્યારેક તો બે શેરો પરસ્પર વિરોધી ભાવ તથા ભિન્નભિન્ન રસને પણ નિષ્પન્ન કરે તેમ બને. આમ છતાં ગઝલ બહુ મોટું કે કલેશકર રસવિઘ્ન સર્જતી નથી તે તેની વિશિષ્ટતા છે. એવું બને કે ૧૪ પંક્તિના આખા સૉનેટમાંથી નિષ્પન્ન થતો રસ બે પંક્તિના શેરમાં વધારે સચોટ રીતે વ્યક્ત થાય, છતાં રસનિષ્પત્તિની બંનેની રીતિ અને યુક્તિ અલગ છે.

આમ, ગઝલ અને સૉનેટ વચ્ચે અભિવ્યક્તિગત તથા રસનિષ્પત્તિગત સામ્ય કરતાં વૈષમ્યો વધારે હોવાને કારણ ગુજરાતી ભાષામાં ગઝલ અને સૉનેટ વચ્ચે ઝાઝો ભાવાનુબંધ રચાયો નથી. ગઝલ અને સૉનેટ બંને સામર્થ્યપૂર્વક લખી શકતા કવિઓ પણ આપણી પાસે આંગળીને વેઢેય માંડ ગણાય એટલા જ છે. અછાંદસ સૉનેટો રચવાના પ્રયોગો થયા છે. એ જ રીતે સૉનેટ-ગઝલો પણ લખાઇ છે, છતાં એ બધા પ્રયોગો પ્રયોગકક્ષાએ જ રહ્યા છે, પ્રયોગસિદ્ધિમાં પરિણમ્યા નથી. સૉનેટનું ચુસ્ત ચૌદાક્ષરી નિબંધન તેને માત્રામેળ છંદમાં સરતાં અટકાવે તેવું છે. સંસ્કૃત વૃત્તોમાં ગઝલો લખવાના પ્રયોગો પતીલથી માંડીને રમેશ પારેખ સુધીના કવિઓએ કર્યા છે. નયન દેસાઇએ હાઇબ્રીડ ગઝલનો – એટલે કે ગઝલની એક પંક્તિમાં અડધે સુધી સંસ્કૃત અક્ષરમેળ વૃત્ત પ્રયોજાય અને બાકીનું અડધું ચરણ ફારસી માત્રામેળ છંદમાં લખાય એવો પ્રયોગ પણ કર્યો છે, આમ છતાં સંસ્કૃત અક્ષરમેળ વૃત્તો હજી

સુધી ગઝલની સહજ ક્રીડાભૂમિ બની શક્યા નથી અને બને તેમ લાગતું પણ નથી.

ગઝલના બે પંક્તિના શેરની રમણીય ઊર્મિસૃષ્ટિ કે વિચારવિશ્વની કંઈક નજીક આવે તેવો કાવ્યપ્રકાર જાપાનીઝ હાઇકુ અને તાન્કાનો છે. ગઝલના શેરની જેમ હાઇકુમાં પણ સત્તર અક્ષરની ત્રણ પંક્તિઓમાં બધી વાત સમેટવાની હોય છે. ભાવ વા વિચાર તથા તેની અભિવ્યક્તિની નજાકત બંનેમાં સમાન છે. પણ ગઝલ એ શેરોની મૌક્તિકમાળા છે, એવી હાઇકુમાળા જોવામાં આવી નથી. શેરની જેમ પ્રત્યેક હાઈકુના સ્વતંત્ર, મુલાયમ અને સચોટ ભાવવિશ્વને બાદ કરતાં આ બંને ઊર્મિ કાવ્ય પ્રકારો વચ્ચે છંદ, પ્રાસાનુપ્રાસ વગેરેની કશી જ સમાનતા નથી, આથી ગુજરાતીમાં ગઝલ અને હાઇકુ અલગ અલગ ઊર્મિકાવ્યપ્રકારો તરીકે જ ખેડાયાં છે અને છતાં મનોજ ખંડેરિયા જેવા સમર્થ આધુનિક ગઝલકારે હાઇકુ-ગઝલનો પણ પ્રયોગ કર્યો છે તેનો ઉલ્લેખ કરવો જોઈએ.

આ વક્તવ્યનું સમાપન કરતાં હું એક મુદ્દો અવશ્ય કહેવા ચાહું છું; ગઝલ એક વિશિષ્ટ કાવ્યપ્રકાર છે, તે સાથે ભાવાભિવ્યક્તિ અને રસનિષ્પત્તિ પરત્વે તેની ચોક્કસ મર્યાદાઓ પણ છે એ હકીકતને ધ્યાનમાં રાખીને આપણે ગઝલ પાસે જવું જોઈએ. સૉનેટ, ખંડકાવ્ય, આખ્યાન કે મહાકાવ્યમાંથી ભાવકને જે ભાવાનુભૂતિ કે રસનિષ્પત્તિ થાય છે તેની અપેક્ષા લઈને તે ગઝલ પાસે જાય તો તેને અપેક્ષા ભંગની નિરાશા વેઠવી પડે. ઉત્તમ સૉનેટથી માંડીને ભવ્ય મહાકાવ્ય જીવન અને જગતનો જે વિરાટ, વિશદ રસાનુભવ કરાવી શકે છે, મનુષ્યહૃદયના અને જીવનના અનેક ખંડો-પ્રખંડોને ભાવક સમક્ષ ઉદ્‌ઘાટિત અને આલોકિત કરવાની આ કાવ્યપ્રકારોની જે ક્ષમતા છે તેનાથી નોખી પણ સ્વકીય ક્ષમતા ગઝલના એક ઉત્તમ, પાણીદાર શેરમાં રહેલી છે તે ભૂલવું ન જોઈએ. ગઝલની સીમિત અને વિશૃંખલિત રસક્ષમતાને કારણે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીથી માંડીને સુરેશ જોષી જેવા આપણા સમર્થ કાવ્યમર્મજ્ઞોને પણ ગઝલ સામે કંઈક ને કંઈક કહેવું પડ્યું છે. તેમના મુદ્દામાં તથ્ય અવશ્ય છે, પણ તે સાથે ગઝલના શાસ્ત્ર અને મર્મને પૂરાં સમજ્યા પછી સીમિત અને સમજદારીપૂર્ણ રસાપેક્ષા સાથે ગઝલ પાસે આપણે જઈશું તો નિરાશ થવાનો વારો નહિ આવે.

(પરિસંવાદમાં વંચાયેલું)

### □ કોમાચી □ સુરેશ દલાલ

(જાપાનીઝ)

મારી નીંદ પ્રવાસીની<br>
હોય છે ખડકો ઉપર<br>
એટલે થીજી ગયો.<br>
ઇચ્છું કે : આપે મને એ બધાં<br>
લીલનાં નિજ વસ્ત્રને.

## કોઈ પણ પ્રવાસ... □ સુરેશ દલાલ

તમને પણ ખબર ન પડે એમ
હું કશુંક લઈ આવ્યો છું તમારે ત્યાંથી.

(આ લઈ આવ્યાની વાતની ખબર
મને પોતાને પણ
હમણાં જ પડી).

હું તમારા આંગણામાંથી થોડોક તડકો લઈ આવ્યો છું
આ તડકો ચાંદની જેવો કોમળ છે.
આ તડકો મિલનનાં આંસુ જેટલો રૂપાળો છે
અને વિરહનાં આંસુ જેટલો હૂંફાળો છે.
આ તડકામાં ભળી છે રાતરાણીની સુગંધ.
આ તડકો છે સંબંધ વિનાનો સંબંધ.

તમને ખબર છે ?
તમારે ત્યાં ચાના કપમાં સૂર્યોદય થતો હતો
અને રાતના માદક નશામાં ચંદ્રોદય થતો હતો.

આ સૂર્યોદય અને આ ચંદ્રોદયની
બે ડાળીની વચ્ચેથી
જે તડકો રેલાતો હતો
જે તડકો ફેલાતો હતો
એનો લય
હું મારા લોહીમાં લઈને આવ્યો છું.
તમારા ઘરની દીવાલોમાંથી ઝરતા સંગીતને
મેં મારી આંખોમાં બંદીવાન કર્યું છે.
આ સંગીતે મને અને તમને આપ્યો છે મુક્તિનો અર્થ
સંબંધનો અર્થ...
સંબંધનો એક જ અર્થ--અને તે મુક્તિ.

સુધી ગઝલની સહજ ક્રીડાભૂમિ બની શક્યા નથી અને બને તેમ લાગતું પણ નથી.

ગઝલના બે પંક્તિના શેરની રમણીય ઊર્મિસૃષ્ટિ કે વિચારવિશ્વની કંઈક નજીક આવે તેવો કાવ્યપ્રકાર જાપાનીઝ હાઇકુ અને તાન્કાનો છે. ગઝલના શેરની જેમ હાઇકુમાં પણ સત્તર અક્ષરની ત્રણ પંક્તિઓમાં બધી વાત સમેટવાની હોય છે. ભાવ વા વિચાર તથા તેની અભિવ્યક્તિની નજાકત બંનેમાં સમાન છે. પણ ગઝલ એ શેરોની મૌક્તિકમાળા છે, એવી હાઇકુમાળા જોવામાં આવી નથી. શેરની જેમ પ્રત્યેક હાઈકુના સ્વતંત્ર, મુલાયમ અને સચોટ ભાવવિશ્વને બાદ કરતાં આ બંને ઊર્મિ કાવ્ય પ્રકારો વચ્ચે છંદ, પ્રાસાનુપ્રાસ વગેરેની કશી જ સમાનતા નથી, આથી ગુજરાતીમાં ગઝલ અને હાઇકુ અલગ અલગ ઊર્મિકાવ્યપ્રકારો તરીકે જ ખેડાયાં છે અને છતાં મનોજ ખંડેરિયા જેવા સમર્થ આધુનિક ગઝલકારે હાઇકુ-ગઝલનો પણ પ્રયોગ કર્યો છે તેનો ઉલ્લેખ કરવો જોઈએ.

આ વક્તવ્યનું સમાપન કરતાં હું એક મુદ્દો અવશ્ય કહેવા ચાહું છું; ગઝલ એક વિશિષ્ટ કાવ્યપ્રકાર છે, ને સાથે ભાવાભિવ્યક્તિ અને રસનિષ્પત્તિ પરત્વે તેની ચોક્કસ મર્યાદાઓ પણ છે એ હકીકતને ધ્યાનમાં રાખીને આપણે ગઝલ પાસે જવું જોઈએ. સૉનેટ, ખંડકાવ્ય, આખ્યાન કે મહાકાવ્યમાંથી ભાવકને જે ભાવાનુભૂતિ કે રસનિષ્પત્તિ થાય છે તેની અપેક્ષા લઈને તે ગઝલ પાસે જાય તો તેને અપેક્ષા ભંગની નિરાશા વેઠવી પડે. ઉત્તમ સૉનેટથી માંડીને ભવ્ય મહાકાવ્ય જીવન અને જગતનો જે વિરાટ, વિશદ રસાનુભવ કરાવી શકે છે, મનુષ્યહૃદયના અને જીવનના અનેક ખંડો-પ્રખંડોને ભાવક સમક્ષ ઉદ્‌ઘાટિત અને આલોકિત કરવાની આ કાવ્યપ્રકારોની જે ક્ષમતા છે તેનાથી નોખી પણ સ્વકીય ક્ષમતા ગઝલના એક ઉત્તમ, પાણીદાર શેરમાં રહેલી છે તે ભૂલવું ન જોઈએ. ગઝલની સીમિત અને વિશૃંખલિત રસક્ષમતાને કારણે વિષ્ણુપ્રસાદ ત્રિવેદીથી માંડીને સુરેશ જોષી જેવા આપણા સમર્થ કાવ્યમર્મજ્ઞોને પણ ગઝલ સામે કંઇક ને કંઇક કહેવું પડ્યું છે. તેમના મુદ્દામાં તથ્ય અવશ્ય છે, પણ તે સાથે ગઝલના શાસ્ત્ર અને મર્મને પૂરાં સમજ્યા પછી સીમિત અને સમજદારીપૂર્ણ રસાપેક્ષા સાથે ગઝલ પાસે આપણે જઈશું તો નિરાશ થવાનો વારો નહિ આવે.

(પરિસંવાદમાં વંચાયેલું)

**□ કોમાચી □ સુરેશ દલાલ**

(જાપાનીઝ)

મારી નીંદ પ્રવાસીની
હોય છે ખડકો ઉપર
એટલે થીજી ગયો.
ઇચ્છું કે : આપે મને એ બધાં
લીલનાં નિજ વસ્ત્રને.

## કોઈ પણ પ્રવાસ... □ સુરેશ દલાલ

તમને પણ ખબર ન પડે એમ
હું કશુંક લઈ આવ્યો છું તમારે ત્યાંથી.

(આ લઈ આવ્યાની વાતની ખબર
મને પોતાને પણ
હમણાં જ પડી).

હું તમારા આંગણામાંથી થોડોક તડકો લઈ આવ્યો છું
આ તડકો ચાંદની જેવો કોમળ છે.
આ તડકો મિલનનાં આંસુ જેટલો રૂપાળો છે
અને વિરહનાં આંસુ જેટલો હૂંફાળો છે.
આ તડકામાં ભળી છે રાતરાણીની સુગંધ.
આ તડકો છે સંબંધ વિનાનો સંબંધ.

તમને ખબર છે ?
તમારે ત્યાં ચાના કપમાં સૂર્યોદય થતો હતો
અને રાતના માદક નશામાં ચંદ્રોદય થતો હતો.

આ સૂર્યોદય અને આ ચંદ્રોદયની
બે ડાળીની વચ્ચેથી
જે તડકો રેલાતો હતો
જે તડકો ફેલાતો હતો
એનો લય
હું મારા લોહીમાં લઈને આવ્યો છું.
તમારા ઘરની દીવાલોમાંથી ઝરતા સંગીતને
મેં મારી આંખોમાં બંદીવાન કર્યું છે.
આ સંગીતે મને અને તમને આપ્યો છે મુક્તિનો અર્થ
સંબંધનો અર્થ...
સંબંધનો એક જ અર્થ--અને તે મુક્તિ.

તમારા બગીચાની લીલોતરીથી હું લીલો થયો છું
એ વાત મારે છુપાવવી નથી.
તમારા મેપલવૃક્ષનાં પાંદડાં પર
મારો પણ રંગ ઊઘડ્યો છે
એ વાત મારે તમને કહી દેવી છે.

આ શબ્દોની સરહદના પ્રદેશ પછી
પ્રગટેલા સરોવરમાં
એક કમળ ખૂલ્યું છે
તે આપણો સંબંધ--જલકમલવત્.

□

આંખો સામે તરે છે તરવરે છે કેટલાયે ચહેરા.
કોઈક ઉલ્લાસી, કોઈક ઉદાસી
કોઈકની નજરમાં તૃપ્તિ તો કોઈક પ્યાસી
ઍરહોસ્ટેસનું નોકરિયાત સ્મિત
સ્ટ્રીટલૅમ્પનો પ્રકાશ
થિયેટરની રોશની
હાઈવે પર દોડતી ગાડીઓના શ્વાસ
હોટલની ખુરશી પર મળતો થકાવટ પછીનો આરામ
આલ્પ્સની પર્વતમાળા વચ્ચે થયેલું વિશ્વરૂપદર્શન
ભય અને વિસ્મયની ક્ષણેક્ષણ
અને આ બધાની વચ્ચે પણ
રતા અને તરવરતા
કવિના અવાજ જેવા ચોખ્ખા ચહેરાઓ
વીંટળાઈ વળતી ગલીઓ રાજમાર્ગો...

□

તમે તમારા ઘરની આસપાસ જોયું છે ?
એમાં ક્યાંક મારો પડછાયો રમે છે.
અને મારા ઘરની દીવાલમાં
મને રણકતું સંભળાય છે તમારું હાસ્ય,
ધ્વનિનાં આંદોલન

□

કોઈ અજાણી બે નાનકડી છોકરીઓ
કશાયે કારણ વિના મને વીંટળાઈ વળે છે ત્યારે
પરબીડિયામાંથી દેખાય છે મારી દીકરીઓના ચહેરા
ઘરથી દસહજાર માઈલ દૂર હોઉં
તો પણ દેખાય છે મારું ઘર
કોઈકની મને શોધતી સૂની આંખ, મારાં પુસ્તકો.
કોઈ પણ પ્રવાસ ઘરની સ્મૃતિ વિના પૂરો થતો નથી.
અને પ્રવાસની સ્મૃતિ વિના ઘર અપૂર્ણ હોય છે.
જગતના તમામ રસ્તાઓ
ઘરમાંથી જ ફૂટે છે
અને ઘૂંટે છે એક જ નામ.
એ નામ છીપમાં મોતીની જેમ સાચવવાનું હોય છે,
કોઈને કહેવાનું હોતું નથી.
શક્ય હોય તો આપણાથી પણ ખાનગી રાખવાનું હોય છે

□

જ્યાં જાઉં ત્યાં ઘર
હવે ઘરઝુરાપો નહીં
દુનિયા આખી મારી
મારો કોઈ નરાપો નહીં.
□

રાતના અંધકારે આંખમાં માળો બાંધ્યો છે
આ માળામાં નિદ્રાનું પક્ષી
પાંખ બીડીને સૂતું હોય છે ત્યારે
આંખમાં ઊઘડે છે સ્વપ્નનું આકાશ
આ આકાશમાં પ્રિયજનો આવજા કર્યા કરે છે.
□

કેટલાં બધાં નામ
કેટલાં બધાં ઘર
કેટલા બધા બાગ
કેટલાં બધાં શિલ્પો
કેટલીયે મોસમ મને વળગી છે.
અસ્તિત્વની આસપાસ
બરફની આગ સળગી છે.

## ગોવા □ સુરેશ દલાલ

દેવળના આ ઘંટનાદમાં સવાર ડૂબે,
બંધ દુકાને આળોટે બપ્પોર;
સાંજ તો આવે ત્યાં તો સરી જતી
ભર્યા વ્હીસ્કીના ગ્લાસમહીં અહીં રાત તરે છે.

ખાલી થઈને પડી રહ્યો છે ચાંદ
નારિયેળીનાં અહો ઊમટતાં વન
અને અહીં ઊછળે છે દરિયો;
આ બન્નેની વચ્ચે સૂરજ
હજી નથી અવતરિયો.
દેવળના ડંકાઓ અહીંયાં લથડે,
--એને માફ કરી દો !

## સનાતમ જખમ □ સુરેશ દલાલ

મહાબલિપુરમમાં જોયેલો દરિયો કાનથી ભુલાતો નથી.

અશ્વની શ્વેત કેશવાળી જેવાં
કે સિંહની યાળ જેવાં મોજાંઓ
કોઈ વિરાટ પુરુષના દાંત જેવાં મોજાંઓ
ખૂબ પાસે આવીને
રેતીને મીઠાં નખોરિયાં ભરતાં મોજાંઓ.

એક એક મોજું
કોઈ સનાતન જખમ મૂકી જાય છે મારા હૃદયમાં.

મહાબલિપુરમમાં સાંભળેલો દરિયો આંખથી ભુલાતો નથી.

હું દરિયાને આંખમાં ભરી તો લઉં
--પણ કેટલો ?
હું દરિયાને કાનમાં ભરી તો લઉં
--પણ કેટલો ?
હું દરિયાને સ્હેજ પણ ઢોળાઇ ન જાય એમ
શ્વાસમાં સાચવીને લઇ આવ્યો છું.
મારે એને લયના કોઈ પણ કિનારામાં બાંધવો નથી.
મારી આંખમાં દરિયો એવો ને એવો છે
કદીયે સુકાતો નથી.

## ઉત્તરો □ માર્ક સ્ટ્રેન્ડ □ સુરેશ દલાલ
(અમેરિકન)

તમે શા માટે પ્રવાસ કર્યો'તો ?
કારણ કે ઘર ઠંડુ હતું.
શા માટે તમે પ્રવાસ કર્યો'તો ?
કારણ કે હંમેશાં સૂર્યાસ્ત અને સૂર્યોદયની વચ્ચે
હું આમ જ કરતો રહ્યો છું.
તમે શું પહેર્યું'તું ?
ભૂરો સૂટ, સફેદ ખમીશ, પીળી ટાઈ અને પીળાં મોજાં.
તમે શું પહેર્યું'તું ?
કશું જ નહીં. વેદનાનું એક મફલર મને હૂંફ આપતું હતું.
તમે કોની સાથે સૂતા'તા ?
દરેક રાતે જુદી જુદી સ્ત્રી સાથે.
તમે કોની સાથે સૂતા'તા ?
હું એકલો સૂતો'તો
હું હંમેશાં એકલો સૂતો'તો.
તમે મારી સાથે શું કામ જૂઠું બોલો છો ?
હંમેશાં હું એમ માનતો કે મેં સત્ય જ કહ્યું'તું.
તમે મારી સાથે શું કામ જૂઠું બોલો છો ?
કારણ કે સત્ય જેવું બીજું કોઈ જુઠાણું નથી.
અને હું સત્યને ચાહું છું.
તમે શા માટે જાઓ છો ?
કારણ કે કશું જ નહીં એ જ મારે માટે ઘણું બધું છે.
તમે શા માટે જાઓ છો ?
હું નથી જાણતો. મેં કદી જાણ્યું પણ નથી.
હું તમારી ક્યાં સુધી રાહ જોઉં ?
મારી રાહ ન જોશો.
હું થાક્યો છું અને મારે સૂઈ જવું છે.
તમે થાક્યા છો ને તમારે સૂઈ જવું છે ?
હા, હું થાક્યો છું અને મારે સૂઈ જવું છે.

# જોયો તામિલ દેશ □ સુન્દરમ્

૧

જોયો તામિલ દેશ, વેશ અડવો,શ્યામાંગ જાણે બળ્યો.
દાઝયો ભાખર, નિત્યનગ્ન ધરણી આ તામ્રવર્ણી પરે
સ્રષ્ટાની દૃગ દેખવે મગન જ્યાં સૌન્દર્ય દેશોત્તરે-
ત્યારે ફેરવવું ચુક્યો, તદપિ ના એ અંતરેથી ટળ્યો.

૨

ના ના અંતરથી ટળ્યો, ઉર ઠર્યો એને વધુ, નગ્ન એ
ભૂમિને હૃદયે સુફીત જલનો શીળો સુનીલાંચલ
અર્પ્યો રત્નપ્રવાલભૂષિત રુડો લ્હેરંત શો ચંચલ!
ને એ પ્રીતમસ્પર્શથી ધરણીને રોમાંચ, શો દર્પ તે!

૩

કેવી દૃપ્ત સુતૃપ્ત ભૂમિરમણી આ નાથ-આશ્લેષથી;
રોમાંચે પુલક્યું સદા ઉર ઝૂલે આ વૃક્ષરાજી બની,
કંઠે કંઠ મળ્યા, ભળ્યાં ઉર-ઉરો, શી સ્નેહસૌદામિની
પૃથ્વીને પટ નર્તતી પ્રકૃતિની કો દિવ્ય આશીષથી!

૪

જોયો તામિલ દેશ, લેશ હરખ્યું ના સદ્ય મારું ઉર,
આવી ઉન્મદ રૂપની ધરતીનાં કાં દીન આવાં શિશુ-
દારિદ્ર્યે હત, વસ્ત્રવંચિત, નહીં એકેય શકિત-ઈષુ,
ના વર્ષા ભરપૂર નીર નહિ વા રેલંત કોઇ પુર.

૫

રે આ તામિલ દેશ, ઠેશ દઈને લક્ષ્મી શું ચાલી ગઇ
ઊંચાં ઉત્તર હૈમ હર્મ્ય વસવા? ના ચૌલ કે પાંડ્ય કો
એને સ્વાત્મપરાક્રમે નિજ વશે લેવા રહ્યો, જાડ્ય કો
જામ્યું; છો ઉતર્યા બપોર, પણ રે સન્ધ્યાની લાલીય ગૈ?

૬

તોયે શ્યામલ રાતમાં જનઉરે ઝંખા નહીં લુપ્ત થૈ,
શ્રીની, શ્રીપતિની, પ્રબોધ-રસની, સૌન્દર્યની, જ્ઞાનની

વેદી દીપ્ત રહી કયહીં લઘુ ક્યહીં મોટી, મહા યામિની
તારાભૂષણથી વિભૂષિત બની, આહ્‌લાદિકા મત્ત થૈ.

૭

જોયો તામિલ દેશ બેસી ઘરમાં કે માર્ગમાં ખેતરે,
જોયાં પ્રાંગણ સ્વસ્તિકે સુહવતાં માંગલ્ય નિત્યે ધરી,
જોયાં તોરણ દ્વારનાં રસવતા ભાસ્કર્યની શ્રી ભરી.
જોયાં ગોપુર વ્યોમમાં સ્થિર ખડાં ભક્તિ શું ભક્તાંતરે!

૮

જોયો તામિલ દેશ, કેશ રમણી ગૂંથંતી શી કોડથી,
શ્યામાંગે રસતી હરિદ્રદ્યુતિને, એકાદયે પુષ્પથી
જાણે સર્વ વસંતની પ્રગટતી શોભા, કશો ઓપતી
ઓષ્ઠે તામ્બુલ રાગ, કર્ણે ધરતી શા હીરકો લાડથી!

૯

જોયો તામિલ દેશ, શ્રેષ્ઠી કરમાં કલ્લી લસે સ્વર્ણની,
શીર્ષે લંબ શિખા, ત્રિપુંડ તિલકોનાં રમ્ય આલેખને
એકાદું ઉપવસ્ત્રયે દ્વિજ તણી શોભા બઢાવે, બને
સાદો સ્વચ્છ યુવાન સૌમ્ય વસને કો મૂર્તિ લાવણ્યની.

૧૦

જોયો તામિલ દેશ, બેશ બમણો લાગ્યો અજાણ્યાપણે?
કે કો મોહક મૂર્છને, રમણીના કો સ્નેહના કર્ષણે
તેનું સર્વસ રમ્ય લાગ્યું, વિસર્યો દોષો શું આછા ગુણે?
ના ના, સાવ તટસ્થ, સાવ નિકટે પ્હોંચી લહ્યું મર્મને.

૧૧

જોયો તામિલ દેશ, મૅશ મનની દેહની જે રહી
બીજે તે ત્યહીંયે હતી, તદપિ એ ઉત્કૃષ્ટ કૈં લક્ષણે
બીજાથી નિવડ્યો, ચડ્યો હૃદયના નિષ્કિંચના કો ગુણે
ભક્તિની રસની કલારુચિતણી ના કો કમી ત્યાં લહી.

૧૨

જોયાં શ્યામલ એ મુખો સ્મિત થકી એવાં જ ર્‌હેતાં ખીલી.

જોઇ શ્યામલ, જોબના મદભરી એવી જ લજ્જાભરી,
જોયાં શ્યામલ બાળ મુગ્ધ ઉરને જાતાં જ એવું હરી,
જોયો જીવનનો કલાપ અહિંયે અન્યત્ર જેવો બલી.

૧૩

ને જોયું ત્યહીં એક કૌતક નવું અન્યત્ર ક્યાંય ન જે,
ના કો કાવ્યકલારસે, મનુજના કો કર્મક્ષેત્રે ન જે,
ના ધર્મે, ન શહાદતે, નહિ વસ્યું વા રાજછત્રેય જે,
ના ગાઢ પ્રણયેય–કિન્તુ કથની તેની સમે કો બીજે!

## દિલ્હી-૧૯૮૨ □ સુરેશ - દલાલ

કોઈ મધુર ગીતના લય જેવો
સાંજનો સમય.
હવામાં આવનારા ડિસેમ્બરની ઠંડક માફકસર.
રસ્તાની બેય બાજુ
એકમેકને મળવાને આતુર હોય એવું ઝાડનું જૂથ.
ઉપર નજર કરું છું તો
પાંદડાંના પહાડના લીલા ઢોળાવ પરથી
ઝરતું હોય એવું આકાશનું ઝરણું.
રાજધાની દિલ્હીના ઍરપૉર્ટ જતા રસ્તા પર
આંખ જોયા કરે છે આ દૃશ્યને
અને પાર્લમેન્ટ હાઉસનો વિચાર આવતાં
આખું દૃશ્ય અદૃશ્ય થઈ જાય છે.
હવામાં સંભળાય છે કેવળ
ગાંધીજીની સમાધિ પર મૂકેલાં
ફૂલોનાં ડૂસકાં.
ઝાડનું જૂથ એકમેકનાં મૂળિયાં ઉખેડવા
મચી પડ્યું હોય એવું લાગે છે
અને વૃદ્ધ પરમેશ્વરની શ્વેત દાઢી જેવું ઝરણું
પ્રેત થઈને વળગી પડે છે.

# સર્વ કવિતા સફર છે સફર

□ રોબર્ટ બ્લાય □ નીના રામૈયા
(અમેરિકન)

સર્વ કવિતા સફર છે સફર. ક્યાંકથી આવે ને બીજે ક્યાંક ચાલી જાય. ઉત્તમ કવિતા લાંબી સફર કરે. દુન્વયી વ્યવહારમાં રહીને પણ, કવિતા આપણને કોઈ બીજી દુનિયાની સફરે લઈ જાય. આ દુનિયાની સફરે લઇ જાય. આ દુનિયા કોઇની નજરે ન ચડી હોય, મધમાખીની પાંખ સહેલાઇથી નજરે ન પડે તેમ. આવી સફર ખેડતી કવિતા મને સૌથી વધુ ગમે.

કેટલીક કવિતા આપણને પોતાના ધ્વનિ ઉપર ઊંચકી લે, અને બીજી કેટલીક કવિતા આપણને લઇ જાય કોઇ નવી જગ્યાની ઝીણી વિગતની પાંખે બેસાડીને, તે જે દેખાડે તે જોવા. જો આપણે માત્ર સ્વપ્ન અને સંવેદન વિશે લખીએ તો ખાણના બાકોરામાં વરસોથી સપડાયેલાં જોશું આપણી જાતને, ફાંફા મારતાં, પ્રકાશી ઝંખના સેવતાં.

આંખ જે જુએ છે તેને ભાષામાં ઉતારવા જાઉં ત્યારે હળવી ભૂરકી નાખતો ગદ્યનો લય મને ગમે છે. કવિતા આપણને જગાડે છે કે ઉંઘાડે છે ? યેટ્સને કોઇ ભ્રમ નહોતો; છંદનું કાર્ય, એ કહેતો, આપણને સમાધિમાં લઈ જવાનું છે, જેથી મગજના દૂરનાં સ્થળોમાંથી એકાદ સુધી આપણે પહોંચી શકીએ. પોતાને તેમ જ વાચકને જે પ્રકારની સમાધિમાં લઈ જવા માગતો હોય તેને અનુરૂપ લય કવિ પકડી લે છે. ગદ્ય-કવિતાના સર્જક કરતાં, તો પછી, વાચકના ખાનગીપણાની અને તેની સાવચેતીની કાળજી લેતો છંદ-બદ્ધ કવિતાનો સર્જક વધુ આદરણીય નથી; ગદ્ય-કવિતાનો કવિ તમને નિરાળી સમાધિમાં લઇ જાય છે. સાવધાન રહેવા ટેવાયેલા, પોતાની આસપાસ ટૂંટિયું વાળીને ડચકા ખાતા મગજને સટાક કરતું બંધ કરીને, વધુ નિરાંતવા શ્વાસ લેતાં મગજના ભાગને ખોલી આપવાનું કામ સારી કવિતા– ગદ્ય-કવિતા સહિત – કરે છે. ઝબકીને જાગતાંની સાથે સાવધાન થયા પછી તાબડતોબ ધ્યાન ખેંચે તેવી ઉત્તેજના આપતો ગદ્ય-કવિતાનો લય આપણને તૈયાર કરે છે સફર માટે, સરહદ પાર કરવા, બીજી દુનિયામાં

જવા કે પ્રાણી વસે છે તે સ્થળે પહોંચવા. અહીં તો તફાવત રહેલો છે ગાણું ગાઈને ઊંઘાડી દેતા ગદ્ય અને સારી ગદ્ય-કવિતા વચ્ચે. ત્રણ વરસની મેરી મારી પાસે એક ઇયળ પકડીને લાવી ત્યારે મેં આવા પ્રકારની મારી પહેલી કવિતા લખેલી. ત્યાર પછીથી મેં ગદ્ય-કવિતા લખી છે એક ખવાઇ ગયેલા ઝાડ વિશે, ગુલાબના ગજરા વિશે, તારા જેવી ચમકતી માછલી વિશે, સૂકાઇ ગયેલી મોટી માછલી વિશે અને આવી અનેક ચીજો વિશે. આંખે જોતાં કરે તેવી કવિતાનો સર્જક, તો પછી, સ્વપ્નદૃષ્ટા કે ન્યાયાધીશ નથી, પણ સમાધિ-અવસ્થા આપનાર છે. ઘરડાં કહે છે કે વિશ્વના દરેક પદાર્થમાં – છીપલાં, ચામાચીડિયાની પાંખ, પાઇનનું શંકુ આકારનું ફળ, લીલછાયો પટ – આપણા ખોવાઇ જતા આત્માનો એક ટુકડો રહેલો છે, અને તેથી આપણો આત્મા પાતળો છે. આ પ્રકારની સફર ખેડવી એટલે આત્માને વધુ ઘટ્ટ બનાવવો ઘટ્ટ.

## અજંતા □ જયન્ત પાઠક

અહો ! ખડકના કઠોર સ્તરને ખણી ખોતરી
કશી જીવનની લીલા પ્રકટ ચિત્રશિલ્પે કરી !
અહીં યુગલ કૅફમાં મધુર મદ્ય ને પ્રીતના;
તહીંથી હમણાં જ જાગી ઉઠશે સૂરો ગીતના !
મૃદંગ પર થાપી આ શું પડી ! પેલી નૃત્યાંગના
તણા ચપલ પાયના રણકી ઉઠશે ઘૂઘરા !
મુલાયમ તમિસ્ત્રશ્યામ ઘન કેશ નારીતણા,
થતું: અડી લઉં જરા ! ભૂલી સ્વભાવ પાષાણના !

અને કુહરગર્ભમાં નીરખું ધ્યાનમુદ્રાસ્થિત
તથાગત પ્રશાન્ત, સ્વસ્થ નયનાબ્જનિમીલિત;
કરાંગુલિ થકી અપાર કરુણા દ્રવે ફિલ્સૂફી
અહીં જીવનની કલામહીંય કેવી કૉળી ઊઠી !)
વિશાળ સુરસાળ આ જીવનપદ્મકેન્દ્રે લહું
વિરાજિત સમૂર્ધ્વ સત્ય બસ એક નિર્વાણનું.

## જેસલમેર □ ગુલામ મોહમ્મદ શેખ

મરુથલે મોતીમઢ્યું આ નગર,
એને ટોડલે મોર અને ભીંતે ફરે હાથી,
ઝરુખે ઝરુખે પથ્થરનું હીરભરત.
બારીએ બારીએ બુઠ્ઠી તરવારોનાં તોરણ
સાંજના અજવાળે ભીંતો નારંગી ચુંદડીની જેમ ફરફરે,
બારણે લોઢાના કડે
આઠ પેઢીના હાથનો ઘસરકો.
ફળિયે ફરે બેચાર બકરાં શ્યામ.
ડેલી બા'ર ડ્હેકાર દે કામઢું ઊંટ
વચલી વંડીએ સુકાય રાતાં ચીર
અંદરને ઓરડે ફુગાઈ ગયેલા અંધારે
ફરફરે ઢીલી વાટ.
લાલચટક ચૂલાની ઝાળ અને ચુંદડીના અજવાળે
રોટલા ટીપતી સોનેરી કન્યા.

□ રાકેશ દેસાઈ

હું જ્યાં જાઉં છું
ત્યાં પ્રવાસમાં તું સાથે જ
હોય છે.

વિમાનની બારીમાંથી દેખાતા
વાદળમાં
તારો ચ્હેરો ઉપસી આવે છે.
અને દરિયાનાં મોજાં પર પણ
ઊછળે છે તારો ચ્હેરો.
તું યાદ આવે છે
અને આંખ ઘેરાઈ જાય છે
આકાશની જેમ.

કેમ જાણે
મારે તારી સ્મૃતિથી જ
જીવવાનું હોય એમ
હું પ્રવાસ કરું છું
તારી સાથે – અને તારા
વિના.

## કાશી □ જયન્ત પાઠક

પ્રાચીન આ પુરી પવિત્ર પ્રશસ્ત ધામ,
ભાગીરથી ધવલ ઉજ્જવલનીરતીર.
જ્યાં ઠેર ઠેર બસ ગંદકીના મુકામ;
પાખંડ જ્યાં વિચરતું ધરી ધર્મચીર.

ઘાટે પવિત્ર (!) શિરકેશ મૂંડેલ ઊડે,
પાણી નહીં ગટરવારિથી ઓછું મેલું,
પુણ્યાર્થ સ્નાન કરવા કશું લોક ઘેલું!
ન્હાતી સ્ત્રીઓ તરફ નફ્ફટ દૃષ્ટિ દોડે.

ટાળો મળે ન, યદિ સાંઢ મળે ગલીમાં!
જૂતાં મળે ન યદિ મંદિર બ્હાર મૂકયાં;
રોગી ભિખારી રખડે (પ્રભુદૃષ્ટિ ચૂક્યાં!).
શાસ્ત્રાર્થ? ના, વચન વિપ્રમુખે સીધાનાં.

પ્રાચીન સંસ્કૃતિ તણું પુર કાશી દીઠું,
શ્રદ્ધાનું સ્વર્ગ, પ્રભુવંચિત પાપપીઠું!

## વર્ષા પછી દલ સરોવર □ વાડીલાલ ડગલી

સંધ્યાવાયુની મંદ ફરફરે
સ્થિર દલ સરોવરમાં
ભરત ચીતર્યું.

વાયુનું આ જળશિલ્પ
કહી જાય છે કે અહીં સરોવર છે.

વર્ષાવિળાએ
હિમાલયમાં જામેલા નવા બરફ પર
જતા સૂર્યનો પ્રકાશ ચમકે છે.

હમણાં હજુ રૂમઝુમ નાચતી હતી
તે પરીઓ સરોવરોમાં ચાલી ગઈ.

સરોવર કાંઠે
ભીંજ્યો દેહ સંકોચીને
એક કબૂતર બેઠું છે,
પાંખ જળ તરફ,
મોં ધરતી તરફ.
જતાં જતાં
એની ચાંચ
લાવણ્યની ચણ ચણી રહી છે.

## રાજસ્થાન □ રઘુવીર ચૌધરી

વગડે વગડે ઝાડ ટચુકડાં
ક્યાંક હોય તે પાન વિનાનાં ઝૂરે.
ડુંગર ડુંગર ભૂરા કોરા
ઝરણ વિનાનાં પથ્થરિયાં મેદાન,
વસેલાં ખૂણેખાંચરે ગામ.

સૂર્યના ખુલ્લા એ આકાશમહીં
નિજ છબી વિનાની ફ્રેમ નીરખતું,
જુગ જુગનો નિર્વેદ જીરવતું,
પ્રશ્ન વિનાનું ચિત્ત હોય ત્યમ
નિયત શાન્તિમાં પ્રસર્યું રાજસ્થાન.

ઊંટનાં સ્તબ્ધ રૂંવાં શું ઘાસ,
ઘાસ પર વરસી આવે રેત,
રેતનો રંગ ઊંટની પીઠ ઉપર
ને આંખોમાં પણ ફરકે એવો,

હરતાં ફરતાં જરાક અમથા
કાન માંડતાં
મરુભોમનો શોક સાંભળી શકો તમે પણ.

માણસના ચહેરા પણ જાણે
ઊંડી લુખ્ખી રેખાઓમાં
એકમાત્ર ભૂતકાળ વિકસતો,
નથી હવે ઇતિહાસ એમના હાથે...
બધો પરાજય ખંડિયેરના
કણકણમાં ઊપસેલો દેખો.

મીરાંબાઈએ છોડેલા મંદિરની
વચ્ચે જ્યોત વિનાનું બળે કોડિયું.
દેશદેશના મૃગજળ જેવી કોક પદ્મિની
જૌહરની જ્વાળાઓમાં સૌભાગ્ય સાચવે.
મારા ગામે ભાગોળે બેઠેલા
ધીરે હુક્કો પીતા વૃદ્ધો માટે,
પૂજાના સામાન ગ્રહીને જતી
કન્યકા કાજે આજે
ઊંટતણી પીઠિ લાદીને
લાવી શકતો નથી હું રાજસ્થાન.
હવે તો આંખ મહીં એ ટકે એટલું સાચું.

## ઉદેપુર : લેક-પૅલૅસ □ સુરેશ દલાલ

સરોવરની વચ્ચે એક સ્ત્રી–
અચાનક પૂતળી થઈ ગઈ.
એને માથે ગાગર છે
પણ એમાં જળ નથી : રેતીનું રણ છે.
એનાં ઝાંઝર અચાનક અવાક્ થઈ ગયાં છે
અને સોળ વરસની ઉમ્મરે
છાતીમાં જે કબૂતરો ઊડ્યાં હતાં
તે હવે થીજી ગયાં છે
પથ્થરોનાં સ્તનમાં.
હોટેલમાં આવતાં અનેક સ્ત્રીપુરુષોને
જાણે એ સંકેત આપી રહી છે
કે કાળ
ઘૂઘવતા કબૂતરની પાંખને
કેવી રીતે કાપી નાખે છે.
સરોવરની વચ્ચે એક સ્ત્રી
સાવ એકલી.

## માઉન્ટ આબુ □ કુસુમાગ્રજ □ ધનવિદ્યા મહેતા
(મરાઠી)

આ સૂર્ય તે નથી
જેને મેં આથમતો જોયો
મારા ગામની સીમા પર
ગોદાવરીના કાંઠા પર,
કે તે પણ નથી
જે ઊતર્યો સમુદ્રના અતળમાં
કારવાર ગોવાના બીચ પર,
નર્મદાના ઘાટ પર
અનેક ડુંગરો પર
અને ક્ષિતિજો પર,
તે આ નથી – આ સૂર્ય
છે ખાસ રાજસ્થાની
સો સો સરોવરના ભૂરાજાંબળી
ગાલીચા પરથી ચાલતો આવેલો,
એકલિંગજીના બારણા પાસે વિસામેલો
દિલબરના સંગેમરમરી સ્વપ્નમાં
ખોવાયેલો
હલદીઘાટની પીળી માટીથી
ખરડાયેલો,
દુર્ગોના વિનાશમાંથી સરી પડેલો
આ સૂર્ય
– કેસરી પાઘડી કિરમજી મખમલી
ટોપી –
થાય છે અદૃશ્ય –
ધરિથી – ઉપર ને ઉપર
સોનેરી ધૂળના કાળસાગરમાં
આ ભૂમિના જ
ઇતિહાસની જેમ.

## રેલવેના કમ્પાર્ટમેન્ટમાં

□ જ્હોન ફૂલર □ હસમુખ દવે
(અંગ્રેજી)

ઑક્સફર્ડથી લંડન, ૧૮૮૪ :
લાલ રંગના ઓઠીંગણે હાથ ટેકવી
બેઠી હતી એક છોકરી દશ વર્ષની
હાથમોજાંમાં વીંટળાયેલી આંગળીઓથી
ઊનના રેસાઓને આમળતી,
કાપતી કંટાળો, સેન્ડલની એડી
ફરસ પર ઠકઠક કરતી;
ત્યાં એક સજ્જન શ્વેતકેશી
જોઈ કન્યાને કંટાળેલી
લઈ આવ્યા રમત સમસ્યાની : સાત જર્મનો શરત દોડે...
ગલીકૂચી અને આટાપાટાવાળા રસ્તે થઈને
સિંહના પંજામાંથી રાજકુંવરીને આબાદ બચાવે કેવી રીતે...
અને
સિસોટીના ચિત્કાર મારતી, પ્રવેશે ટ્રેન બોગદામાં
બધે જ અંધારું કાળું ધબ્બ !
અને પછી
એ વૃદ્ધે જ્યારે ઝાલ્યો એનો હાથ
એ કન્યા જ રાજકુંવરી
ગાડી એ જ મિનાર
અને ચંદ્રપ્રકાશિત દીવાલો પર
દેખાય સિંહ,
કરે ગર્જના,
કૂદે પકડે
અને વળે કન્યાને ઘેરી !

## રવિવારે એલિફન્ટા પર

(સ્પૅનિશ)

□ ઓક્તોવિયો પાઝ
□ ઉત્પલ ભાયાણી

શાપ
મુસ્લિમો અને ફિરંગીઓએ વિકૃત કરેલી
ઉદાત્ત મૂર્તિઓના ચરણોમાં
લોકો કાગડા અને કૂતરાં માટે
પર્યટનનો એંઠવાડ મૂકી ગયાં છે.
ઉકરડાના ઢગલા પર
હજારો વાર પુનર્જન્મ લેવા માટે

હું એમને ઠપકો આપું છું
અને બાકીનાઓ,
મૂર્તિઓની ભાંગફોડ કરનારાઓ
યુગો સુધી નરકમાં જીવંત માંસમાં
કોતરકામ કર્યા કરે

આશીર્વાદ
શિવ-પાર્વતી :
અમે તને પૂજીએ છીએ
ઈશ્વર તરીકે નહિ
પણ માનવીમાં રહેલા દૈવી તત્ત્વના
રૂપક તરીકે

તમે છો માણસ બનાવે એવા, નહિ કે
કઠોર પરિશ્રમની સજા ભોગવી ચૂકેલા માણસ
જેવા
હે શિવ :
તમારી ચાર ભુજાઓ ચાર નદીઓ છે
ચાર પાણીની ધારા છે

તમારું સમગ્રતયા હોવું જ એક ફુવારો છે
જેમાં સોહામણી પાર્વતી સ્નાન કરે છે
એક મોહક નૌકાની જેમ એ મ્હાલે છે

સૂર્ય તળે સમુદ્ર ધબકે છે
શિવના મહાન ઓષ્ઠ હસી રહ્યા છે
વડવાનલના ભડકા
પાર્વતીના પાણી પર પડેલાં પગલાં છે
શિવ-પાર્વતી :
એક સ્ત્રી જે મારી સ્ત્રી છે
અને હું
પેલે પારથી જે આવે છે એમાંથી
કશું, કશું જ તારી પાસે માંગતો નથી
માત્ર
સમુદ્ર પર ફેલાયેલો પ્રકાશ
સૂતેલી ધરતી અને સમુદ્ર પરનો અડવાણો
ઉજાસ

## જમીન ખાનદેશની □ કુસુમાગ્રજ □ ધનવિદ્યા મહેતા

આ જમીન પર પગ મૂકતાં જ
હું અનુભવું છું
સાને ગુરુજીના શ્વાસ
જગન્માતાના
દુધાળ વાત્સલ્યથી તરબતર,

અનુભવું છું
કોઈક ગરીબ શાળાનાં
તૂટેલાં પગથિયાં ચડતાં
કેશવસુતના
આત્મમગ્ન ઝપૂર્ઝા,

અનુભવું છું સ્ટીમ એન્જિનનાં
રાક્ષસી પૈડાં નીચે
કચડાતા
બાલકવિ નામના
તારકનાં ગીતો,

અને પછી શરમિંદા થાય છે
જમીનને
સ્પર્શ કરતા પગ.

□ રાકેશ દેસાઇ

મારા પગમાં ભમરો છે :
હું જિપ્સીની જેમ ભટકું છું,
ગઇ કાલ બધીયે કબરો છે :
હું અટક્યા વિના અટકું છું.

હું સમયનો શિલ્પી :
મારે ક્ષણની સાથે નાતો છે,
કોઇ નદીના વ્હેણના જેવી
ખળખળ મારી વાતો છે.
ગાતો આ જીવ ગાય સદાયે :
ને મનફાવે તો બટકું છું.

હું પળને ભૂલું, સ્થળને ભૂલું
ભૂલી જાઉં છું ચ્હેરા,
દિવસ-રાતના શમિયાણામાં
અદીઠ તંબૂ-ડેરા,
હમણાં અહીં ને હમણાં નહીં :
હું છાનોછપનો છટકું છું.

ક્યાંય નથી બંધાતો હું તો
મારાથી પણ છૂટો છું
વાદળ જેવો ઝાકળ જેવો
ક્યારેક સાચો જુઠ્ઠો છું
બ્રહ્મ બ્રહ્મના લટકા પાસે
હું નાનું અમથું લટકું છું.

☐ સુરેશ દલાલ

રાબેતા મુજબ દિલ્હી જવાનું
(મુંબઈ પાછા આવવાનું પણ રાબેતા મુજબ)
સાંજના પાંચની ફ્લાઇટ
ઍરબસ
રિપોર્ટિંગ ટાઇમ : સાડા-ત્રણ
ચાર-સવાચારે પહોંચીએ તો પણ ચાલે
ઍરપોર્ટ
સિક્યોરિટી
એનાઉન્સમેન્ટ
ફ્લાઇટ લેઇટ – રાબેતા મુજબ.

Sorry for the delay... રાબેતા મુજબ
Hope you have enjoyed the flight... રાબેતા મુજબ

દિલ્હીના ઍરપોર્ટ પર ડ્રાઇવર હશે.
આપણે લગેજની રાહ જોતા હોઇએ તેમ
એ મારી રાહ જોતો હશે – રાબેતા મુજબ.
દિલ્હીમાં નિયતિનું ઘર –
રાહ જોતા હશે
જોતાંની સાથે જ એનો અવાજ
પપ્પા, કેટલું મોડું
ક્યારની રાહ જોયા કરીએ છીએ
અને 'રાબેતા મુજબ' શબ્દ ઊડી જશે
વરાળની જેમ.

## કૈલાસગુફા □ ઇન્દિરા સન્ત □ શકુન્તલા મહેતા
(મરાઠી)

થોભ. પગથિયાં ચડતાં પહેલાં કાઢી નાખ
આંખ પરનાં રંગીન ચશ્માં,
હાથમાંનો ટ્રાન્ઝિસ્ટર અને ખભા પર
લટકાવેલી થરમૉસની શાન પ્રવાસી,
કાઢી નાખ પગરખાં.

આટલું પૂરતું નથી. કાઢ ઉતારી તારામાંનું
તારું તારાપણું : કળાકાર હું, ચિત્રકાર હું.
ઇતિહાસની અભ્યાસી હું,
રસિક કવિ હું,
મર્મજ્ઞ શી અને સમીક્ષક હું, કાઢ ઉતારી
આવું સિંદૂર આત્મા પરનું.

નિર્મળ જળ જેવી થઇ તું આગળ પગથિયું ચઢ,
ભાલ પર લગાવી પુણ્યમય તે શ્વેત માટી,
થઇ જા તું મૃદુલ નમ્ર રજકણ જેવી :
ઊભી રહેશે આમ જ જ્યારે મહાન એક સ્વપ્ન પાસે :
જોતજોતાંમાં ભૂલી જઇશ તારી જાતને,
પહાડની જેમ ઉભાર લેશે ઉત્સુક અર્પિત એવું તુજ મન,
તારી દૃષ્ટિની જોતાં જોતાં થશે છીણી.

"હવે બસ. ચાલ મોડું થયું."
એમ બોલીને લઇ જશે કોઈ તને ત્યાંથી ખેંચીને
બહારના તે તીવ્ર પ્રકાશમાં :
દેખાશે તને બધું પારકું,
સહેજે નહીં ઊપસે તેનું પ્રતિબિંબ તારી દૃષ્ટિમાં,
સમજાશે નહીં તને પાછલા સંદર્ભોના ધાગા,
શબ્દોની બજાર આસપાસ ગાજતી નિરર્થક પોકળ.

વિશ્વ ક્ષુદ્ર જેવું થરમૉસનું ટ્રાન્ઝિસ્ટરનું

ઉડાવી દેશે ઠોકર મારીને અને ગુફાથી
દૂર દૂર તું જાય તોયે
અહીં રહીશ શિવમૂર્તિના જગસંરક્ષક ચરણની આસપાસ
ચકરાવો લેતી,
અહીં રહેશે તારામાંનો તું થઈને લીલો પોપટ.

## મન ચલો પ્રવાસે □ જશવંતી દવે

ઘરની ચાર દીવાલો છોડી
મન ચલો પ્રવાસે આજે
આજે ચલો પ્રવાસે
હોય ભલે નહિ કોઈ છતાંય
પર્વત ઝરણાં નદી નાળાંઓ
કોયલ બુલબુલના માળાઓ
હર્યાભર્યાં મેદાન
એનું કૂણું કૂણું ઘાસ
શિશુના સ્મિતસમું
લહેરે છે સહવાસે - મન ચલો પ્રવાસે આજે.

પંખી સાથે લાડ કરીશું
ફૂલો સાથે વ્હાલ કરીશું
એક એક આ વિચારની તો
કલ્પદ્રુમની ડાળ કરીશું
અલકમલકના લોકો સાથે
મબલખ મબલખ વાત કરીશું
એક સ્થળથી બીજા સ્થળમાં સહજ સરીશું
નાના નાના પ્રશ્નોની કોઈ ગલીકૂંચીમાં
જીવ નહિ અટવાશે - મન ચલો પ્રવાસે આજે.

### □ એડ્રિયન મિશેલ □ હસમુખ દવે

જો તમે ક્યારેય ખર્ચે નહિ કરવાના
તો તમે હંમેશ ધનવાન ગણાવાના
જો તમે શાંત રહેવાના અને ગુસ્સે નહિ થવાના
તો તમે કદીય રાખ રાખ નહિ થવાના
જો તમે લાતમારુઓનાં જૂતાં ચાટવાના
તો તમે ક્યારેય નહિ પડવાના, નહિ આખડવાના
જો તમે ઘૂંટણિયા જ તાણવાના
તો તમે પછડાટ નહિ ખાવાના
અને
જો તમે ઘરકૂકડાં થઇ બેસી રહેવાના
તો તમે
ક્યારેય
ક્યારેય
ક્યાંય
સફર કાજે ઊડવાના ?

### ત્યાં □ કુસુમાગ્રજ □ ધનવિદ્યા મહેતા

(મરાઠી)

સો સો
સલામ
હું ત્યાં જન્મ્યો હોત
તો રહ્યો ન હોત
સહનશીલ આટલોયે.
અંગ્રેજોએ તો નકાર્યું હતું
ફક્ત મારું નાગરિકત્વ,
મારી ભૂમિ સાથેનો
મારો સંબંધ સ્વામિત્વનો
મારી નિયતિ સાથેનો
મારો સંબંધ – સ્વાતંત્ર્યનો,

અને તો પણ
હું અસ્વસ્થ થાઉં છું
બધું જ ગુમાવી બેઠો હોઉં એમ.
પણ ત્યાં ?
ત્યાં નકારાઈ હોત
મારી મૂળભૂત માણસાઇ,
અને હું હડસેલાઇ ગયો હોત
કૂતરા અને ડુક્કરોની
જનાવરી સપાટી પર
જ્યાં ધર્મ નીતિ દેશ સ્વાતંત્ર્ય
બધી જ સંજ્ઞાઓ અર્થશૂન્ય થઇ જાય છે.

## હિમયોગ □ વિંદા કરંદિકર □ જયા મહેતા

(મરાઠી)

(૧)

પોતાની જ ત્વચાનું તામ્રપટ લઈને તે યાત્રાળુઓ પ્રગટયા કિનારા પર
ત્યારે સૂર્ય ગયો વાદળ પછવાડે, પેલિકન પક્ષીઓએ સંભાળીને પકડયાં
પોતાનાં પાનીઢક શુભ્ર વસ્ત્ર. અનામી વૃક્ષોએ પૂછયા પ્રશ્નો પરસ્પરને
નિષ્પર્ણતાથી, ફક્ત બહાદુર બરફને જ ઉકલ્યો હતો મામલો!
કારણ કે તેણે જ ભોગવ્યો હતો મહેમાનોના તળિયાનો બળબળતો સ્પર્શ,
રેખાનું ભાગ્ય. તે યાત્રાળુઓ પ્રગટયા કિનારે, ત્યારે ઓટનો
સમય થયો હોવા છતાં થોડી વાર અટકયાં ભરતીનાં પાણી
(યાત્રાળુઓ સમજ્યા)
રહીસહી સ્મૃતિનો એક નિકેલ તેમણે મૂકયો ભરતીના હાથ પર,
દરિયાને 'ટિપ' આપવા માટે.
પછી ધીરે ધીરે તેઓ લાગ્યા આગળની પ્રવૃત્તિએ કર્મઠ, કૃતનિશ્ચયી.
એક ભળી ગયો પેલિકન પક્ષીઓમાં પાંખ-ફૂટવા માટે; જમીનમાં
અંકુરિત થવા માટે
બીજો થયો વૃક્ષોમાં સામેલ; ત્રીજાએ ચીસ પાડી પયગંબર સમજીને,
'ફાટેલા સઢની થાય છે લંગોટીઓ, તેમ જ ધજાઓ પણ';
પાંચમાએ મારી.
છઠ્ઠીના વાળમાંથી સોળસો વીસ જૂ. ફક્ત જબરદસ્તોએ પ્રવૃત્તિ પહેલાં
ભેગી કરી કાઠીઓ, પેટાવ્યો ચૂલો, જેમાંથી ઊગ્યા પરંતપ સૂર્ય.

(૨)

ઘરનાં સ્મરણો : બારણાંની કડીનાં વાસ્યા ન વાસ્યાનાં.
નહાવાના સાબુની પરિચિત વાસનાં. ચારેના શ્વાસનાં.
ચડ્ડીની નાડીના છેડા અંદર ગયાનાં. આંબળાથી ગાલ ફુલાવ્યાનાં.
બારી પરના કાગડાનાં; થરમૉમીટર ફૂટયાનાં, એક વેળની ગાંઠ
છૂટયાનાં.
લડવાનાં પાડોશણની ઊખળમાં રૅશનના ચોખા ખાંડયાનાં. બટનો

ખોયાનાં; ખોયા પછી મળ્યાનાં, મળ્યા પછી ફરી ખોયાનાં.
'બીટા'નાં 'થીટા'નાં ઝાડુ બાંધ્યાનાં, તૂટેલો કાચ જોડયાનાં.
આમચૂરની કઢીનાં, અથાણાના સંભારનાં, ગૌરીનાં, ગણપતિનાં.
આરસા પર પડેલા તેલના ડાઘનાં; રિસાયેલા ગુસ્સાનાં.
'અમે-એટલે-અડચણો'નાં; 'બધા-ઢોંગ' વગેરેનાં, 'પાઉડર-દેખાય છે કે'નાં.
બાટલીમાં ફસાઇ ગયેલું આખું બૂચ કાઢયાનાં. હાથ પર પીરસ્યાનાં.
આશાનાં, નિરાશાનાં, પસ્તીમાં ફસાયાનાં. સંડાસ બંધ હોવાનાં.
દડો ખોઇ નાખ્યાનાં. બારી પાસે કાઢેલા કાનના મેલનાં.
સ્થિર ઊંડા પાણીના નિયતિના ગલનાં. એકલીના બળનાં.

□ રાકેશ દેસાઇ

આ વરસાદની મોસમ ને હું પ્રવાસ કરું છું તારા વિના
આ વરસાદની મોસમ ને તું ઘરે રહે છે મારા વિના

આ વરસાદની મોસમમાં
છૂટા રહેવાનો અર્થ નથી
કાલિદાસની યક્ષવ્યથાઓ
આજે પણ એ વ્યર્થ નથી.
આ વરસાદની મોસમ ને હું પ્રવાસ કરું છું મારા વિના
આ વરસાદની મોસમ ને તું ઘરે રહે છે તારા વિના

વિરહનાં ગીતો લખવાથી
વિરહ કદીયે જાય નહીં
ઝૂરી ઝૂરીને યાદ કરો પણ
મિલન જરીકે થાય નહીં
જલધારાથી સળગું છું હું અંગારા વિના
આ વરસાદની મોસમ ને હું પ્રવાસ કરું છું તારા વિના.

## □ સુરેશ જોશી

સાગર,
તું મને નષ્ટ કર.

મને ગર્ભમાંના મૃત શિશુની જેમ તારામાં લઈ લે.
પછી મારે અવતરવાનું જ ન રહે!

મને તારા પેટાળમાંનો વડવાનળ બનાવી દે,
જે પોતે પોતાને બાળ્યા કરે.
તારાં ફીણની ફણાથી મને ડંખી લે
જેના ઝેરમાંથી મને કોઈ ફરી ઉગારી ન શકે.
તારા પ્રલયને છુટ્ટા મૂકી દે
જેથી હું શીર્ણવિશીર્ણ થઇ જઈ શકું.
હું તારી અંદર સૂર્યથી અસ્પૃષ્ટ
આદિમ કાદવ બનીને મારામાં જ ઊંડે ઊંડે ખૂંપતો જઈશ.
ઈશ્વરનો શ્વાસ સુદ્ધાં જ્યાં પહોંચતો નહીં હોય
ત્યાં ઊંડે ઊંડે મને સંગોપી દે.
સૃષ્ટિના આદિકાળમાં સંતાડી રાખેલા
અન્ધકારમાં મને અન્ધકાર કરીને નિઃશેષ કરી નાખ.

મને પવન થવા લલચાવીશ નહીં,

મને વનસ્પતિ થવા લલચાવીશ નહીં.

તું પણ મને કાંઠે ફેંકી દઇ નહીં શકે
એવું વજન મને આપ.

સાગર,
તું મને નષ્ટ કરી દે.

(ડુમ્મસ સમુદ્રદર્શન કાવ્યમાંથી).

## કાશ્મીર સ્વપ્નોનું નહીં, માટીનું છે

(ઉડિયા)

□ કુંજબિહારી દાસ

□ સુશી દલાલ

એના કેશમાં છે સરુવનની લહર
મુખમાં છે વુલર સરોવરના તાજા કમળ
ઉષા-કિરણ-મિશ્રિત તુષાર-જેવો છે એનો રંગ
લલાટમાં સોનેરી નાસપતી.
ગાલ પર છે ઍપલની રક્તિમ આભા
અધર પર દ્રાક્ષની મધુર સુકુમારતા
શ્વાસમાં છે પહાડના ઉદ્યાનની સુરભિ
આંખોમાં જેલમ પ્રપાતની ચંચળતા
નખમાં ચેરી ફૂલ
કંઠમાં બુલબુલ
તુષાર-પ્રવાહ-જેવી છે એની મંથર ગતિ
ચિનાર વનની ઝૂંપડીમાં રહેવાવાળી
આ કિશોરીના દેહને માનો કે મળી છે
કાશ્મીરની આશ્ચર્યમય શોભા.
રાત-રાત લોભી આંખો ચાહે છે એનું લાવણ્ય
તે માગે છે ફક્ત મુઠ્ઠીભર અનાજ
કોઇ જુએ છે એની આંખોમાં મદન-બાણ
તે માગે છે ઊઘડતી જુવાની છૂપાવવા માટે
કેવળ એક વસ્ત્ર.
કોઇ કહે છે પકૃત્તિની કારીગરીનો આ ચરમ ઉત્કર્ષ
છે
પરંતુ એના મુખ પર ઊપસી રહ્યા છે કરુણાના તરંગો
સંગ્રામ-ક્ષત હોઠથી લોહીભીની
આંખો તળે પહાડી ઝરણાને લોહીયાળ કરે છે
એક આ નિરાશ સૂર્યાસ્ત.
એના પર છે આંધળા અને બીમાર પિતાની
જવાબદારી

ચૈત્ર વનની આ સુંદરતમ મંજરી
બળી રહી છે જીવનની વ્યથામાં
ગાલની ગુલાબીનો સર્વનાશ
પંકિલ... પંકિલ...
ગાઢ ધુમ્મસની વચ્ચે શિશિર ઉષાની છાયામય ભ્રમણા
તે જાણે કહે છે
કાશ્મીર
સ્વપ્નનું નહીં,
માટીનું છે.

## વસંત બાપટ □ જયા મહેતા

(મરાઠી)

ખભે ખડિયો લટકાવીને
દેવદત્તે ઘરનું બારણું વાસી દીધું
ત્યારે મધરાત થઇ હતી.
તારાઓ ટમકી રહ્યા હતા
તે તેણે જોયું નહીં.
ન જોયા બજારના બાકી રહેલા દીવા
ન જોયો અંદરના ઓરડાનો શાંત બળતો દીવો.
આ વર્ષે આવક સારી થઇ હતી
લોટી ખાલી નહોતી
ખાટલા પરની ગોદડીમાં સારી એવી હૂંફ હતી
મુખ્ય તો ભરોસો, તેની કાંઇ કમી નહોતી.
દેવદત્ત ભૂલી ગયો સાદું અંકગણિત
મોઢાના સહેલા હિસાબ દરસાલ દર સેંકડાની.
હતું નહોતું પરચુરણ કમરે ખોસીને
દેવદત્ત નીકળી પડ્યો
સ્વપ્નતીર્થની અનોખી યાત્રાએ...

## ઈથાકા □ સી. પી. કાવાફી □ ભાનુ શાહ
(ગ્રીક)

તમે ઈથાકા જવા નીકળો
ત્યારે પ્રવાસ લાંબો હોય,
સાહસો અને નવી શોધોથી સભર હોય તેવી આશા રાખજો.
લેઈસટ્રાયગોનિયન્સ, * સાઇકલોપ્સ, *
કોપાયમાન પોસાયૂડન - તેમનાથી ડરશો નહીં :
તમને માર્ગમાં આવાં બધાં કદી નહીં મળે
તમારા વિચારો ઊંચા હશે ત્યાં સુધી,
તમારા આત્મા અને શરીરને
એક વિરલ જુસ્સો હલમલાવશે ત્યાં સુધી.
લેઈસટ્રાયગોનિયન્સ, સાઇકલોપ્સ,
જંગલી પોસાયૂડન - તમારે તેમનો સામનો નહીં કરવો પડે
સિવાય કે તમે તેમને તમારા અંત:કરણમાં ભરીને લાવો
સિવાય કે તમારો આત્મા તેમને તમારી સામે ખડા કરે.

આશા રાખો કે પ્રવાસ લાંબો હોય.
તેમાં ઘણી ગ્રીષ્મ સવારો ઊગે
જ્યારે તમે અનન્ય આનંદ, હર્ષ સાથે
પહેલીવાર જોતા હો તેવાં બારામાં પ્રવેશો;
તમે ફિનિશિયન બજારોમાં સુંદર વસ્તુઓ ખરીદવા થોભો,
છીપ અને પરવાળાં, કેરબા અને અબનૂસ
દરેક જાતનાં ઉન્માદક અત્તરો-
જોઈએ તેટલાં ઉન્માદક અત્તરો;
અને તમે મિસરનાં શહેરોમાં જાઓ
જ્ઞાન મેળવવા, ત્યાંના વિદ્વાનો પાસેથી,
અને જ્ઞાન મેળવતા રહો.
ઈથાકાને સતત તમારા ધ્યાનમાં રાખો.
તમે ત્યાં પહોંચવા નિર્માયા છો.

પણ પ્રવાસ જરાય ઉતાવળો ન બનાવશો.
તે વર્ષો ચાલે તો વધુ સારું.
તેથી તમે ટાપુ પર પહોંચતાં સુધીમાં ઘરડા થઈ ગયા હો,
માર્ગમાં મળેલ બધાથી સમૃદ્ધ થયા હો,
ઈથાકા તમને ધનવાન બનાવે તેવી અપેક્ષા ન રાખો.

ઈથાકાએ તમને અપ્રતિમ પ્રવાસ આપ્યો.
તે વિના તમે પ્રવાસે નીકળ્યા જ ન હોત.
હવે તેની પાસે તમને આપવા જેવું કંઈ નથી.
જો તમને તે દરિદ્ર લાગે તો, ઈથાકાએ તમને છેતર્યા નથી.
ઘણા અનુભવોને લીધે તમારામાં ડહાપણ આવ્યું હશે,
અને ત્યાં સુધીમાં આ ઈથાકાઓનો અર્થ તમને સમજાયો હશે.

---

* ઓડિસિયસને ઈથાકા (સ્વગૃહ) તરફના પ્રવાસમાં માર્ગમાં મળેલ માનવભક્ષી રાક્ષસો.

## ટ્રેનમાંથી પસાર થતાં જાડી સ્ત્રીને જોઈને

□ ફ્રાન્સીસ કોર્નફોર્ડ
□ સુરેશ દલાલ

શા માટે તું ખેતરમાં મોજાં પહેરીને ચાલે છે;
તું કેટલું બધું ગુમાવે છે.
જાડી, ધોળી સ્ત્રી : જેને કોઈ ચાહતું નથી.
શા માટે તું ખેતરમાં મોજાં પહેરીને ચાલે છે.
કબૂતરની છાતી જેવું સુંવાળું ઘાસ
જે સ્પર્શમાત્રથી મધુરમધુર કંપે
શા માટે તું ખેતરમાં મોજાં પહેરીને ચાલે છે
તું કેટલું બધું ગુમાવે છે.

## અંધારાનો મુસાફર □ સર્વેશ્વરદયાલ સક્સેના □ સુશી દલાલ

(હિન્દી)

આ સમેટાતી સાંજ, આ વેરાન જંગલનો અંતિમ ભાગ,
આ વીખરાતી રાત, આ ચારે તરફ ભયભીત ધરા;
એ પહાડ પર પહોંચીને રોશની પથરાઇ ગઇ,
અંતિમ અવાજ પાંખોનો કોઇકનો આવી ગયો,
થંભી ગયો હવે તો અચાનક લહરનો મરોડ,
તળાવના ખામોશ જળ પર સૂઇ ગયા પડછાયા
દૂર વૃક્ષોની કતારો એકમેકમાં મળી ગઇ.
એક નિશાન રહી ગયું, જાણે જમીન હલી ગઇ,
આકાશ પણ તૂટીને જાણે પૃથ્વી પર પડી ગયું,
બસ ધુમાડાનાં વાદળોની સામે રસ્તો ઘેરાઇ ગયો,
આ અંધારાની પેટી, રસ્તો આ સાપ જેવો,
ખોલવાવાળું અનાડી મન રહ્યું છે કંપી.
લથડવા લાગ્યો હું, ડગમગવા લાગ્યો,
મંદિરના દીવા તારી યાદ આવવા લાગી;
પકડી લે કોઇ કિરણનો હાથ મને પકડી લે,
નામ લે કોઇ ક્યાંકથી રોશનીનું નામ લે,
કોઇ કહી દે, 'દૂર જુઓ ટમટમ્યો દીવો એક,
ઓ અંધારાના મુસાફર એની આગળ ઘૂંટણ ટેક' !

## □ કાલિદાસ □ જશવંતી દવે

(સંસ્કૃત)

ઊપસી આવતા પર્વતોનાં શિખરો પરથી પૃથ્વી જાણે નીચે ઊતરે છે
થડ નજરે પડતાં, પર્ણોમાં છૂપાયેલાં વૃક્ષો બહાર આવે છે
પાતળી બની જતાં, અદૃશ્ય જળવાળી નદીઓ હવે વિસ્તારને
લીધે પ્રગટ થાય છે.
જાણે પૃથ્વીને ઉછાળીને કોઈ મારી પાસે લઈ આવે છે.

# પૃથ્વીને પશ્ચિમ ચહેરે

સાતત્ય અને વૈપુલ્યથી લખતા કવિ ઉશનસ્‌નો બારમો કાવ્યસંગ્રહ છે, ને આ પછી પણ બે કાવ્યસંગ્રહો છે. ઉશનસ્ જ્યાં જ્યાં ગયા છે ત્યાં ત્યાંથી એમને કાવ્યો મળ્યાં છે. ડાંગવન અને વતનની મુલાકાતે એમને કાવ્યો આપ્યાં છે. 'ભારતદર્શન' શીર્ષકનો તો એક આખો કાવ્યસંગ્રહ જ છે.

પ્રવાસવર્ણનનાં પુસ્તકો આપણે ત્યાં ઘણાં પ્રગટ થયાં છે, પણ કેવળ પ્રવાસકાવ્યોના સંગ્રહ કદાચ ઉશનસે જ સૌ પહેલાં આપ્યાં છે.

'પૃથ્વીને પશ્ચિમ ચહેરે' ઉશનસ્‌ના પશ્ચિમ-ખંડોના પ્રવાસની ફલશ્રુતિ છે. ૩૦ રચનાઓનો આ સંગ્રહ : ખરેખર તો એમાં કવિની સંવેદનયાત્રાનો નકશો છે, કવિના પૃથ્વીપ્રેમ ને માનવપ્રેમનો આલેખ છે, કવિની મુગ્ધતા ને વિસ્મયભાવનો કલાત્મક આવિષ્કાર છે.

વર્ણનકાવ્યો અંગેનું John Gould fletcherનું એક વિધાન છે : "Poetry merely descriptive of nature as such however vivid, no longer seems to me enough, there has to be added to it the human judgement, the human evaluation."

ઉશનસ્‌નાં પ્રવાસકાવ્યો એ કેવળ વર્ણનકાવ્યો નથી. પ્રવાસ દરમિયાન ને તે પછી કવિના સંવેદનશીલ હૃદયમાં વિવિધ પ્રકૃતિ, સ્થળ, વ્યક્તિ પ્રત્યે તથા અન્ય ભાવપ્રતિભાવ સહજપણે જાગે છે, તેની અહીં 'છંદે ગીતે/છલોચ્છલ ચલે ગતિ.' ઊર્મિનાં સ્પંદનો, ભાવ, વિચાર-ચિંતન ક્યાંક અલંકાર - પ્રતીક - કલ્પન, ક્યાંક લય ને પ્રાસાનુપ્રાસ, તો ક્યાંક ગદ્યછટાથી તે સમૃદ્ધ છે ને તેથી સમગ્ર રચના આસ્વાદ્ય બને છે.

આ સંગ્રહના કેન્દ્રમાં છે પશ્ચિમનો પ્રવાસ. પણ એ કેન્દ્ર પર રહીને કવિની કલમ વિશાળ પરિઘ પર ફરતી રહી છે. ને એ વ્યાપ સાથે ઊંડાણ ઓછું નથી.

પરદેશયાત્રા નિમિત્તે અહીં કવિનો સ્વદેશપ્રેમ તો પ્રગટ થાય છે, વળી તે પૃથ્વી પ્રેમ રૂપે સવિશેષ છલકાયો છે :

તું મને ત્યાં હતી તેથીય વધુ ને વધુ વ્હાલી લાગી છે
(પૃ. ૧૧)

હું તુંથી તો ક્યારે વળી દૂર ગયો' તો જનની હે?
તું એની એ તો છે, અહીં તહીં બધે એક સરખી!
(પૃ. ૧૩)

તો કવિનો માનવપ્રેમ પણ ઓછો નથી ઊતર્યો :

છેવટે તો આ યાત્રા મુખમુખની સુખયાત્રા હતી!
કેટકેટલાં મુખોને ચૂપચૂપ ચાહવાનું મળ્યું!
(પૃ. ૧૨)

હતી એરયાત્રા, નજર કદીએ ઊતરી ન'તી
(પૃ. ૩૫)

ને હૃદય ધડકી ઊઠયું હતું...
હવે આ ચહેરા ક્યાંય, ક્યારેય ફરી મળવાના નહીં.
(પૃ. ૪૧)

ચ્હેરે ચ્હેરે... એમ અંતે વિશ્વમેળે !
(પૃ. ૪૫)

કવિની રૉમૅન્ટિક પ્રકૃતિનો ઇશારો પણ એક કાવ્યમાં મળી રહે છે :

ઊંઘેટ્ટી તે સહપ્રવાસિની છેવટે ઢળી પડી
મારા સ્કંધ ઉપર, ઊંઘમાં અવશ,
મેં એને ઝીલી લીધી મારા ખભે સહજ
(પૃ. ૨૪)

યશવંત શુકલની પ્રસ્તાવના પણ આ કાવ્યો માણવા નાણવા માટે સરસ રનવે તૈયાર કરી આપે છે.

—જયા મહેતા

[ઉશનસ્, પૃથ્વીને પશ્ચિમ ચહેરે, ઇ. સ. ૧૯૭૯, આર. આર. શેઠ, પૃ. ૪૬, કિં. રૂ. ૮-૦૦.]

## ડાકબંગલો □ કુસુમાગ્રજ □ ધનવિદ્યા મહેતા
(મરાઠી)

ઈંદોરના રસ્તે
નર્મદાના ઘાટ પર
તે એકલવાયા ડાકબંગલાને
(તું તસ્વીરમાંથી પૂછે છે)
આ ખબર પડી હશે ?
ખબરે પડી હશે,
કારણ કે કારવારના રસ્તે આવતા
જંગલમાં ખોવાયેલા
તે આદિવાસી ડાકબંગલામાં
મેં એકલાએ પગ મૂક્યો
ત્યારે તેનાં બધાં બારણામાંથી
બારીઓમાંથી
એક દબાયેલો નિસાસો
ધસમસતો બહાર આવ્યો હતો.
તેને ખબર પડી હતી,
અને એકને ખબર પડે
એટલે બધાંને ખબર પડે,
કારણ કે તે ડાકબંગલા હોય છે.
સંયમના ધરામાં તરફડતાં
આપણાં સાંસ્કૃતિક
ઘર નથી હોતાં.

'કવિતા'નો અંક ૧૨૦ - ઑગસ્ટ, ૧૯૮૭ વાંચવાનો અનેરો આનંદ હતો. જાણે એક સાથે સુંદર પુષ્પગુચ્છ મળી ગયો. જાતજાતનાં ફૂલો અને વિવિધ રંગો, એક એક કરીને જુઓ તો મન હરી લે તેવો. અને સાથે જુઓ તો મન મોહી પડે. તે માટે સુરેશભાઈનો આભાર માનવો જ રહયો. મારે એક જ કાવ્યની પસંદગી કરવી, અઘરી પડે છે. 'અફસોસ' ઘણું જ ગમ્યું. કવિ વિપિન પરીખને અભિનંદન. વિચિત્ર ગતિ દર્શાવતું આ કાવ્ય જીવનની વાસ્તવિકતા ખોલે છે. સંતોષ અને અસંતોષ સદાય સમાંતર જ રહેવાનાં. માનવહૃદયના અંતરસ્તલનો આ ભાવ કાવ્યમાં સરસ ઝીલાયો છે. એક તરફ પ્રગતિ અને ગતિ, બીજી તરફ મંદગતિ અને સ્થિરતા. પસંદગી થતી જ નથી અને જીવન ચાલ્યા જ કરે છે- અવિરત. શાંતિ ક્યાં છે, સુખ ક્યાં છે એ પ્રશ્નો ઘોળાયા જ કરે છે.

– ઉષા ઠક્કર

□ રાકેશ દેસાઇ

શ્વાસ ભેળવી શ્વાસમાં – સહવાસમાં
ચલો પ્રવાસ કરીએ.
ક્યાંક શિખર પર જઇએ ને
ક્યાંક જઇએ દરિયે.
ચલો પ્રવાસ કરીએ.

ઘર છોડ્યું તો એક નવું ઘર
ને નવા ઘરની માયા

લાગતાં પહેલાં શોધી લઇએ
નવા વૃક્ષની છાયા.

બહાર જઇએ તો પણ પાછાં
ભીતર જઇને ઠરીએ
ચલો પ્રવાસ કરીએ.

કાંઇ કશું નહીં લેવું સાથે
કેવળ આંખ ને હૈયું

ચરણ બહાવરાં ભમતાં રહેશે
પૂછે નહીં શું કરીયું.

જવાબ કોઇ પાસે લેવાનો નહીં
જવાબ કોઇને દેવાનો નહીં.
આપણે આપણી રીતે જીવ હે !
જીવન જીવી લઇએ.

## મુસાફરો-ઉત્તર સ્પેનમાં □ કેરાલ રોબર્ટસન
(બ્રિટિશ) □ શકુંતલા મહેતા

એમાંનુ કોઇક હંમેશાં ત્યાં હોય છે
રાહ જોતું પકડવાને
દિવસની એક માત્ર ટ્રેનને.

નમી ગયેલા, નાના માનવીઓ, ઘરડાં,
મોટા ભાગનાં કાબરચીતરા વાળવાળા અને થાકેલા વાંકા વળી ગયેલા,
છાતી સરસી લઇને પોતાની બિચારી ગઠરિયા
ભરેલી જેમાં ગુપ્ત વાતો ડાઘાળાં રૂમાલમાં

કોઇ નથી આવતું કહેવાને
'આવજો'
તેમને, અથવા સારવા
ઊનાં આંસુઓ; કે ખુશાલી વ્યક્ત કરવાને
ન કોઈ ગીત, ન કોઈ કાળજી લેનાર
ન કોઈ 'અલ્વિદા' કહેનાર.
એ લોકો છૂટા પડે છે ત્યારે.

લાગે છે કે આ લગભગ સાવ
રોકટોક વગરની શરૂઆત
સહેલાઇથી બની શકશે,
એક ધીમી પણ આવકારદાયક મુસાફરી
કબ્રસ્તાન તરફની.

## રથગતિ □ કાલિદાસ □ જશવંતી દવે
(સંસ્કૃત)

વામન બને વિરાટ
ને અળગા સંધાઈ જાય
વાંકું જે વળી હોય
તે સીધું દેખાય.

ગતિ રથની શી તેજ
કે જાદુ એવો થાય
ન મુજથી રહે કંઈ દૂર
ન પાસે આવી જાય.





Amy Károlyi

István Vas





## કાશ્મીરનું સ્વપ્ન ☐ કલાપી

ક્યાંઇ છે ખૂબ ઘીટ ઝાડ વનનાં ઝાઝાં ફૂલોથી ભર્યાં,
વેલીના નવરંગથી લટકતાં સારાં પટોળાં ધર્યાં;
ક્યાંઇ છે તૂટીને પડેલ ભૂખરાં પાનો વિના ઝાડવાં,
જોગીનો ધરી વેષ ભેખ લઈને જાણે બિચારાં પડયાં.

ક્યાંઈ છે સુઘરી તણા લટકતા માળા નદીની પરે;
નીચે મોર કળા કરે પ્રિય કને લીલા ગલીચા પરે;
ક્યાંઈ છે ફરતાં યૂથો ગજ તણાં ભાંગે ઘણી ડાળીને,
તેઓનાં બચલાં રમે જલ વિષે માતા કને દોડીને.

છે ક્યાંઈ અતિ ઘોર ગંભીર ગુફા, કાળી ઘટા ઝાડની,
કાળી તે દીસતી છવાઈ જઈને અંધારી છે તે ઘણી;
વ્હે છે જોસભરી નદી અહીંતહીં, નાળાં પડયાં વીખરી,
કુંજોમાં ઝરણાં વહે ખળકતાં, છોળો ઊડે પાણીની.

જ્યાં છે એવી નદી ઘણી, બરફના ઝાઝા જયહાં ડુંગરા,
એવો કાશ્મીરદેશ છોડી દઈને જાઉં હવે હું કયહાં ?

## હું આમ નીકળ્યો ☐ લક્ષ્મીકાંત તંબોળી
☐ જાનકી મહેતા

(મરાઠી)

હું આમ દૂર દૂરના ગામે ચાલ્યો
મન થાકયું પણ પગ ન લે વિસામો.

હું કયાં, કેમ ને કેટલું ચાલ્યો સાંભળો –
ગણી લો મારા પગ ઉપરના જખમો.

રસ્તે મારે જેટલા પથ્થર આવ્યા
પદસ્પર્શે મારા તેઓ દેવ જ થયા.

લોહી મારાનું સિંદુર લગાડતો ગયો
હું બાઘો એવો કે રસ્તો જ ભૂલી બેઠો.

## ક્યાં ? □ એ. એસ. જે. ટેસીમોન્ડ □ શકુંતલા મહેતા

(અંગ્રેજી)

તમે એવા દેશના પ્રેમમાં છો
જ્યાં લોકો સૂર્ય-ઉષ્મામાં પ્રસન્ન રહે છે
જેમના હૃદય સૂર્યના તડકા જેવા ઉષ્માસભર છે
અને જેઓ ધમાલ વગરનું જીવન જીવે છે
અને જ્યાં મધરંગી ચામડીઓવાળી સ્રીઓ અને ચિંતારહિત પુરુષો
સફેદ રંગની અગાશી પર બેસી લાલચટ્ટક રંગની મદિરા
પીતા હોય છે.
જ્યારે દરિયો પોતાનાં નીલરંગી પીછાં બદામી રંગની
રેતી પર ફેરવે છે
જ્યાં નાળિયેરી સૂર્યપ્રકાશને કિરણની ધારામાં ગૂંથે છે
અને રાત્રે પડછાયા જાંબળી મલમલિયા હોય છે
તારાનાં ફીણ નીચે તાંબડી રંગનાં આંગળાંઓ વડે
વાગતા ગિટારના મંદ મંદ સૂરમાં નૃત્યુ ચાલતું હોય છે.
વખતે તમે ઇચ્છીત આ દેશ, તમારાં હૃદયને પ્રતીતિ થાય
ત્યાં તમને તે મળશે
કદાચ તેવો દેશ હજી જન્મ્યો નહીં હોય અથવા
તે અદૃશ્ય થઇ ગયો હશે
વખતે તે સૂર્યની પૂર્વે કે ચંદ્રની પશ્ચિમે હોઇ શકે
કદાચ તે 'હેસપરાઇડઝ' નામનો દેશ હશે કે
'એવેલોન' અને 'એટલાંટીસ' અને 'ઇલ્ડોરાડો' પણ
હોઇ શકે
એ દેશ જે 'ગોગી'એ 'ટાહાટી'માં અને 'લૉરેન્સે'
'મેકસીકૉમાં શોધ્યો
અને તેમને તે મળ્યો કે નહીં એ તેઓ જ કહી શકે –
જે કહેવા તેઓ રહ્યાં નથી
વખતે તમે એકલા જ તેને જોઇ શકો તેવી જગ્યાએ

તમને તે મળશે.
તે ત્યાં જ હશે, ભલે બીજું કોઇ નહીં પણ તમે તે જોઇ શકશો !
અને તે તમે શોધતાતા ને-તે જ દેશ હશે.

## નાજુક પીળાં ફૂલવાળો છોડ □ ગ્યુઇથે

□ શકુંતલા મહેતા

(જર્મન)

ગયા છો તમે તે દેશમાં જ્યાં સોનેરી
સંતરા અને પીળીચટ્ટ બહાર ઘેરાં પાંદડાંઓમાં ચળ હોય ?
મંદવાયરો વહેતો હોય ભૂરી હવામાં થઈને
જ્યાં સદાબહારનાં ફૂલો મૌન રહી મોઢું ઊંચું કરતાં હોય
અને જ્યાં એપોલોનું વૃક્ષ
ત્યાં તમે ગયા છો ? ખરેખર ?
ત્યાં જ મારા પ્રિયતમ, મારે તમારી સાથોસાથ જવું છે !

તમે પેલા મોટા મહેલમાં ગયા છો ?
જ્યાં વિદ્યુતસ્થંભો પર છત ટેકવેલી છે, દીવાલો સોનાની છે, ઓરડાઓ
અજવાળાથી છલોછલ છે,
આરસના માનવીઓ મારી સામે એકીટશે જોયા કરે છે
ઈશ્વર આપણને બચાવે, બેટા, એ લોકોએ તને શું કર્યું છે ?
તમે ત્યાં ગયા છો ? ત્યાં જ,
હે મારા માલિક, મારે તમારી સાથેસાથ જવું છે !
તમે તે પર્વત પર ગયા છો ? તેના પગથિયા વાદળોમાં ઢંકાયેલા છે
ખચ્ચરની ખરીઓ તે ધુમ્મસમાંથી પોતાનો માર્ગ શોધી લે છે.

અજાગૃત શેતાની બોગદામાં શ્વાસ લે છે
સ્ફટિક ફાટે છે, પાણીનો સમૂહ ધસમસે છે.
તમે ત્યાં ગયા છો ? ત્યાં જ
આપણે જે માર્ગ લીધો છે તે લઇ જાય છે.
મારા પિતા ! ત્યાં જવાનો સમય પાકી ગયો છે !

## એવીગનોનમાંની વાડી
(અંગ્રેજી)

☐ એગનીસ મેરી રોબીનસન
☐ શકુંતલા મહેતા

ડુંગરો સફેદ છે પણ બરફથી નહીં
તે ઉનાળામાં ફિક્કા લાગે છે,
કારણ કે તેમના ચૂનાવાળા ઢોળાવ પર
છોડવા કે ઘાસ કદી ઊગતાં નથી.
ડુંગરની ફરતે, પથરાળ જમીનના ટુકડા પર
બદામનો એક બગીચો ચંદ્રાકારે વીંટળાઈ વળ્યો છે.
બધાં વૃક્ષો ગોળાકારે ખીલી ઊઠયાં છે.
મને લાગે છે કે પૂરતા પાણીવાળા ગોચરમાં
ઊગતાં પ્રસન્નતર વૃક્ષો કરતાં
તેમની સૂકી, કુંઠિત અને ગુલાબી ડાળીઓ
અહીં વધારે રૂપાળી લાગે છે.

ઓ સફેદ, કઠોર, ઉત્તમ જગ્યા,
જ્યાં બહુ ઓછા લોકો આવવાની પરવા કરે છે
જે વસંત ગામમાં આપણને અલંકૃત થઈ આવકારે છે
તેણે ત્યાં આવવાની પરવા કરી નથી

હું બેસી કલાકો સુધી રાજી થઈ જોઈશ
તારા શિખરની પવિત્ર ધવલતા
તેનાં ફૂલોની માળાનું અર્ધવર્તુળ
અને શાંતિસભર મૌન.

તું શાંતિ મેળવવાની છૂપી જગ્યા છે
જે શાંતિ દુઃખના સમયમાં
ફરી કદી ન આવતી ક્ષણમાં
હૃદયને ભરી દે છે.

## યાત્રી □ નિકાનોર પારા □ સુરેશ દલાલ

(સ્પેનિશ)

સન્નારીઓ અને સજ્જનો, એક ક્ષણ માટે સાંભળો, ધ્યાન આપો :
પ્રજાસત્તાકના આ ભાગ તરફ એક ઘડી માટે તમે તમારું મોં ફેરવો,
એક રાત માટે તમારી અંગત બાબતો ભૂલી જાવ,
સુખ અને દુઃખ તો બારણાં પાસે ઊભા રહી શકે :
પ્રજાસત્તાકના એક ભાગમાંથી એક અવાજ આવે છે.
સન્નારીઓ અને સજ્જનો, એક ક્ષણ માટે સાંભળો ! ધ્યાન આપો !

વર્ષો સુધી આત્મા
જાતિયતા અને બૌદ્ધિકતાની ખીણમાં ગૂંગળાતો હતો,
નાક દ્વારા ભારે વિચિત્ર રીતે પોતાને પોષતો હતો,
એ હવે ઇચ્છે છે કે એને કોઈ સાંભળે.

થોડીક વસ્તુઓ શોધી કાઢવી મને ગમે,
મને થોડો પ્રકાશ જોઇએ છે, માખીઓથી ઢંકાયેલો બગીચો જોઇએ છે,
મારા મનની અવસ્થા વિનાશકારી છે,
હું મારી વિશિષ્ટ રીતે મારાં કામ પતાવું છું,
હું આ કહું છું ત્યાં દીવાલ પર ઢળેલી એક સાઇકલ મને દેખાય છે,
હું જોઉં છું એક પુલ
અને મકાનોમાં અદૃશ્ય થતી કાર.

સાચ્ચું છે કે, તમે તમારા વાળ કાંસકીથી ઓળો છો, તમે બગીચામાં ફરો છો,
તમારી ત્વચાની નીચે બીજી પણ ત્વચાઓ છે,
તમને સાતમી ઇન્દ્રિય છે
જે આપમેળે તમને અંદરબહાર આણે છે.
પણ હું તો છું બાળક જે પોતાની માને ખડક પાછળથી બોલાવે છે,
હું યાત્રી છું જે પથ્થરોને કૂદકા મરાવે એના નાક લગી,
એક વૃક્ષ આક્રંદે છે એ પાંદડાંથી ઢંકાય એટલા માટે.

## એકાવન :

જકડી રાખે એવી પંક્તિઓ, બમ્બૈયા એટલે કે અંગ્રેજી શબ્દોવાળી અને છતાંય રમતિયાળ ગુજરાતી ભાષા, શહેરી અનુભૂતિને કારણે પોતીકો લાગે તેવા આ કાવ્યસંગ્રહ 'એકાવન'ને આવકારતાં આનંદ થાય છે. જકડી રાખે તેવી એટલે કે Catchy પંક્તિઓના થોડાક નમૂના જોઈએ :

"પ્રેમ અમારો મહાદેવ અને અમે પ્રેમનાં નંદીજી" (પા. ૫).
"એક છોકરો સોડા જેવો, વ્હીસ્કી જેવી છોરી" (પા. ૧૫)
"ઝરમર વરસાદ હોય, માટીલો રસ્તો ને
ગડબડિયા ગોઠિયાની ટોળી રે લોલ!" (પા. ૨૩)
"હું નથી માનતો : આ ચંદ્ર તો ગપોડી છે! (પા. ૨૫)
"ચાંદીની ડાળીએ ચકલી ચાંદીની –
રાતની પણ શી રિયાસત હોય છે!" (પા. ૨૭)
વગેરે....

એકી બેઠકે વાંચી જવો ગમે એવા આ કાવ્યસંગ્રહની બીજી વિશિષ્ટતા અંગ્રેજી શબ્દોનો ઉપયોગ છે. જે અંગ્રેજી શબ્દો આપણી રોજબરોજની બોલીમાં પ્રવેશીને પોતીકા થઈ ગયા હોય એવા આ શબ્દો કવિતા કાનથી વાંચીએ ત્યારે ખટકતા નથી. જ્યાં જ્યાં એવા શબ્દોનો ઉપયોગ કવિએ કર્યો છે ત્યાં એ શબ્દો બંધબેસતા થઈ ગયા છે. કવિ ચાર્ટર્ડ એકાઉન્ટન્ટ હોવાને કારણે લેજર, નોટિસ, ઇસ્યુનું ભરણું જેવા શબ્દો અને યુવાન વયના હોવાને કારણે ગર્લ્સ, વ્હીસ્કી, મીક્સીંગ, પ્રુડીશ, ફ્લર્ટિંગ, ફોર્મ્યુલા વગેરે શબ્દોનો ઉપયોગ ખૂબ સાહજિકતાથી અને કાવ્યરસમાં ક્ષતિ ન થાય તે રીતે કર્યો છે. વિજ્ઞાનયુગનો પ્રભાવ 'સાત, છ, પાંચ ચાર......' જેવી પંક્તિમાં જાણે સ્પેસયાન છોડાતું ન હોય તેમ છતો થઈ ગયો છે. વળી નવાં કલ્પનો (images) પણ અહીં જોવા મળે છે. કેટલીક વાર અમુક કવિઓની કવિતા વાંચતાં વાંચતાં મધ્યયુગમાં હોઈએ એવી લાગણી પણ જન્મે છે, ખાસ કરીને રાધા-કૃષ્ણ-ગોપી-કાળી નાગ જેવાં કલ્પનો વપરાયાં હોય ત્યારે. 'એકાવન'નાં કાવ્યો વાંચીને આ બાબતમાં 'હાશ'ની લાગણી નીપજી, અહીં બીબાંઢાળ કલ્પનોનો ઉપયોગ નથી પણ સિગ્નલ અને ધોરી હાઈવે, પબ, કૂંપળની પાસે કુમળી હથોડી, રાત એક સુંદર ઈમારત, ચાંદીની ચકલી, ભ્રાંતિઓનાં ઝૂંડ જેવાં કલ્પનો છે.

કવિ પાસે સુંદર શબ્દચિત્રો ઉપાસવાની ક્ષમતા છે. પાંડોબા, અધવચ્ચે ઊભેલી સ્ત્રી, વરસાદમાં, અશ્વો, જો મરવાનું જ હોય, પેટાભાડૂત, તૃણની સોનલ સળીમાં શું હશે, ત્રિપદીઓ, પડછાયા જેવાં કાવ્યો વાંચતા હોઈએ ત્યારે તાદૃશ્ય ચિત્રો આંખ સમક્ષ ખડાં થાય છે. તો અમુક સંવાદો સગા કાને સાંભળતાં હોઈએ એવી સંવેદના થાય છે. છાંદસ-અછાંદસ અને કવિતાના સ્વરૂપ વિષે લખવાનો મારો અધિકાર નથી પણ એક ભાવક તરીકે કવિ ઉદયન ઠક્કરનાં કાવ્યો મેં માણ્યાં અને કાવ્યોની તાજગી મને ખૂબ ગમી. કોઈ

સ્વરકાર સંગ્રહનાં અમુક ગેય કાવ્યોને લોકઢાળમાં તથા સૂરદેહ આપશે તો કવિ ઘરઘરના કવિ બનશે એવી શ્રદ્ધા જન્માવે છે.

– ડૉ. હર્ષિદા પંડિત

[ઉદયન ઠક્કર, એકાવન, પ્ર. આ. ૧૯૮૭, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરશી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, મૂલ્ય રૂા. ૨૫/-]

## પ્રવાસનોંધ □ નિકાનોર પારા □ સુરેશ દલાલ

(સ્પેનિશ)

વર્ષો લગી મારી નોકરીથી દૂર રહેવાનો યેનકેનપ્રકારેણ મેં પ્રયત્ન કર્યો.
જાતને પ્રવાસને સોંપી દીધી, લોકો જોડે વાતચીત કરતી રહી અને
મનોમુદ્રા અરસપરસ બદલતી રહી.
જાતને સોંપી દીધી નિદ્રાને;
જુદે જુદે સમયે જે દૃશ્યોમાં જીવી એ ઊભરાતાં રહ્યા મારા મનમાં.
હું નાચતી હતી ત્યારે ચિત્રવિચિત્ર વસ્તુઓનો વિચાર પણ કરું;
જ્યારે હું રસોડા આગળથી પસાર થતી હતી ત્યારે,
જે મેં ગઈ કાલે જોયા હતા એ સલાડના પાનને યાદ કરું
અસંખ્ય અદ્‌ભુત વસ્તુઓ કુટુંબ સાથે કરવાની છે એના વિશે પણ વિચારું;
દરમિયાનમાં નાવ નદીમાં પ્રવેશી,
એ પોતાનો રસ્તો કાઢતી હતી જેલીફિશના છીછરા પટમાંથી.
આ તસ્વીરાત્મક દૃશ્યોએ મારા તર્કને અસર કરી,
એમણે જ મને મારી કેબિનમાં લપાઈ જવાની ફરજ પાડી;
ખાવા માટે પણ મારે મને ઘોંચપરોણા કરવા પડતા, મેં મારી વિરુદ્ધ બળવો કર્યો હતો,
હું તૂતક ઉપરની કાયમની ધમકી હતી,
કારણ કે કોઈ પણ ક્ષણે થોડીક અર્થહીનતા સાથે કદાચ હું બહાર પણ આવું.

## અપના સફરનામા □ રમેશ પારેખ

ભાગ-૧

આહાહાહા....
પોમ્મ પોમ્મ
ભોંપૂ ભોંપૂ દોમદોમ
ટીપટૉપ લકઝુરી
ટુ બાય ટુ પુશબેક સીટવાળી
ડબલડેકર ભાષા....
ડબલડેકર
માંહી બેઠા રે સફારી બંદા એકલા હોજી
ભેળાં શબદુના ટેસદાર થયેલા હોજી
ડ્રાઈવર, કંડકટર, ટિકિટચેકર અને
મુસાફર આપણે જ
આખેઆખી ડબલડેકરમાં સફરીએ
ફાવે તેમ કરીએ

ભાષા મહીં
ભાષા તણા ભવાઇ-તમાશા રામ
બેઠાં બેઠાં જાણીએ, વખાણીએ ને
માણીએ
આપણે મુસાફરી શું છે બીજું કામ ?

રગધગ રગધગ
હાથપગ લાગવગ વગર આ સરીએ
સરરરર સરરરર ડુંગરો ટપાય છે
સરરરર સરરરર મારગ કપાય છે
સરરરર સરરરર ધીમાં વરસો ય વાય છે
ડબલડેકર ભાષા
સડેડાટ કડેડાટ એનધેન જાય છે
બેઠો બેઠો ડોલ્યા કરું
વ્યંજનાની શેરડીઓ છોલ્યા કરું
બડબડ બોલ્યા કરું
ફોલ્યા કરું કાકૂઓનાં કાલાંઘેલાં કાલાંઓ
બોલીમાંથી પીધા કરું લાંબાટૂંકા પ્યાલાઓ

આપણે સફારીબંધ
બેઠાં બેઠાં એકલા
વૈખરીના નાગાનાગા ફોટોગ્રાફ જોઇએ
સફરમાં આમે બીજું કરવાનું હોય શું ?

ભાગ-૨

જ્યારે હું કહું છું કે -
તે દિવસે સવારના...
- તે ક્ષણે જ મારે કહેવું એ હોય છે કે
સાંજ પડી ગઈ છે.

એમ હું કહું કે -
સાલું, શરબત ઠીક છે
- તે ક્ષણે જ એમ કહેવું હોય છે કે -
અંતરંગ ઊંઘ દગો રમી ગઈ.
એમ હું કહું કે -
હજુ સાડા નવ વાગ્યા છે
- તે જ ક્ષણે મારે એમ કહેવાનું હોય છે કે

કોઈ જો ધારે તો હજુ આવી શકે અહીં.
એમ હું કહું કે વાત સાવ સીધી સાદી છે
તે ક્ષણે જ મારું એમ કહેવાનું હોય છે કે
આપણી વચાળ ક્યાંક અંતર છે...

આમ સાલું ચાલે છે
એક સાથે બીજી
ભાષા
એક સામે બીજી
ભાષા
એક વત્તા બીજી
ભાષા
સાલી ભોંયૂ ભોંયૂ કરે છે
ચુમ્મોતેર સાથે સાલું પંચોતેર સરે છે.
– આ બધું કહું તે ક્ષણે
ખરેખર મારે એમ કહેવાનું છે કે
બધાં ફૂલો ક્યાં છે ?
રંગો ક્યાં છે ?
– ઝૂમતાં હતાં જે બધાં મનશાની ડાળીએ ?

વાત કેવી દાદૂ છે ?
નિર્વિવાદ –
આ તો મીસ ભાષાનો જ જાદુ છે
જે ક્ષણે હું આમ કહી રહ્યો છું તે ક્ષણે
મારે કહેવું છે મૌન...

વાત કેવી દાદૂ છે
ખાલી ટોપીમાંથી
સાલું સસલું નીકળવાનો જાદુ છે

ભાગ–૩

એમ કહેવાય છે કે
ડબલડેકર ભાષા જાદુગર છે...

પણ ભાષાપંડિતોનો
એક મત એવો છે
ઉર્ફે મારા જેવો છે
મારું, મારી સંવિત્તિનું ઉર્ફે મારા ઋતનું
આમ અપહરણ કરીને હું જ ભાગું છું
આડેધડ ડબલડેકરમાં
આ શહેરમાં – ઓ શહેરમાં
ત્રણમાં ને તેરમાં
આડેધડ...

બીજો મત એવો છે કે
હું જ મારી જાતે રૂડો મુસાફર મૂવો છું

હું જ મારી જાતે રૂડો મુસાફર મૂવો છું
એમ કહું છું તે ક્ષણે
મારે એ જ કહેવું છે કે
હું જ મારી જાતે રૂડો મુસાફર મૂવો છું

ભોંપૂ ભોંપૂ વાગે
ત્યારે તોપ જેવું લાગે યા તો ગાળ જેવું લાગે
પણ ડબલડેકર સાથે નાળનો સંબંધ છે
આમ હું કહું છું ત્યારે
મારું કહેવું એમ છે કે
ડબલડેકર સાથે નાળનો સંબંધ છે...

ભાગ–૪

અહાહાહા
પોમ્પ પોમ્પ
ભોંપૂ ભોંપૂ દોમદોમ

વારવાર લગાતાર
ટીનટીન માટે થોડા અનુસ્વાર
એટલે કે વારંવાર
ડબલડેકર મહીં
સાજનિયા લે કે ચલી
દૂર કહીં દૂર કહીં દૂર...

## મુસાફર □ મુહમ્મદ અલ-મધુર □ પ્રાપ્તિ કાનાણી

(અરબી)
મારું બાળપણ બહુ દૂર છે... મારું ઘડપણ બહુ દૂર છે..
મારો દેશ બહુ દૂર છે... મારો દેશવટો બહુ દૂર છે...
મુસાફર
તમારું દૂરબીન લઉં ?
કદાચ હું જોઈ શકું હાથ
કે આ દુનિયામાં મારા તરફ ફરકાવાતો રૂમાલ
હોટલ સામે ત્રાગું કરીને રડતો
ચીંથરેહાલ : એવી મારી તસ્વીર ખેંચો;
અને તસ્વીરની પાછળ ખરડી કાઢો :
આરબ કવિ.

તમારો સફેદ રૂમાલ ફૂટપાથ પર પાથરો
અને મારી બાજુમાં આ આછા વરસાદમાં બેસો.
અને હું તમને એક ખાનગી વાત કરીશ :
તમારા ગાઈડ્સને જવાનું કહો,
તમારી નોંધો અને મન પર પડેલી છાપને
કચરાના ડબામાં નાખી દો... અગ્નિમાં,
કારણ કે કોઈ પણ બુઢ્ઢો ખેડૂત
આરબનો ઈતિહાસ તમારી પાસે ગાઈ શકશે
લોકગીતમાં
જેમ એ આ તંબુમાં સિગારેટ વાળે છે

## પાસપોર્ટ □ મહમ્મુદ દરવીશ □ ભાર્ગવ કાનાણી

(અરબી)

તેમણે મને ઓળખ્યો નહીં.
પાસપોર્ટના ગાઢા રંગે
મારી તસ્વીરની રંગ-ઝાંયને ભૂંસી નાખી
તેમણે મારા જખમને પ્રદર્શનમાં મૂકયો -
ચિત્રસંચયના શોખીન મુસાફરો માટે.
તેમણે મને ઓળખ્યો નહીં.
મારો હાથ સૂરજનું અજવાળું ન ગુમાવી બેશે.
કારણ કે તેના પ્રકાશમાં વૃક્ષો મને ઓળખે.
બધાં વર્ષાગીતો મને ઓળખે.
મને ચંદ્ર જેવો ફિક્કો ન રાખો
બધાં પક્ષીઓ મારા હાથની પાછળ આવ્યાં -
દૂરના હવાઈઅડ્ડાની વાડ સુધી
બધાં ઘઉં-ખેતરો
બધાં કેદખાનાંઓ
બધી સફેદ કબરો
બધી સીમાઓ
બધા ફરકતા રૂમાલો
બધી કાળી આંખો
બધી આંખો
મારી સાથે હતી
પણ તેમણે તેમને પાસપોર્ટની બહાર હાંકી કાઢી.
નામ ઓળખ, ઝૂંટવાઈ ગયા છે
એ દેશ તરફ હું બંને હાથે ઝૂકું છું ?
આજે જોબનો અવાજ સ્વર્ગ આખામાં રણક્યો
ફરી મારી કસોટી ન કરો !
આદરણીય પયગંબરો,
વૃક્ષોને તેમનાં નામ ન પૂછો,

ખીણોને તેમની માતા વિશે ન પૂછો,
મારો ચહેરો તેજની તલવાર વીઝે છે
અને મારો હાથ નદીનો ઉછાળ છે.
લોકોનાં હૃદય એ મારી નાગરિકતા છે,
લઈ લો મારો પાસપોર્ટ.

## Twa flight 811 □ પ્રિયકાન્ત મણિયાર

એક વાર હું ચકળવકળ,
પાંખ પ્રસારી બેઠું કોઈ પંખી
તે મહીં ગયો પેસી
પંખી તો આરપાર
અહીંતહીં
ઘડી આખે અંધ
ઘડી દાઝે સૂર્ય થકી
સમુદ્ર પર ભરે પગલાં
ઊડે પાણીની શી ધૂળ
વાદળના માળા તો વાતવાતમાં નાંખે વીંખી
એક વાર પંખીના પેટમાં
ગયો હતો પ્રવેશી
ક્ષણ કોક સાવ અંધ
દીવા થકી જાણે મેશ પાડી
પણ પછી
હવે તો હું પંખી પોતે
ઝાડને જેમ પારહીન પાન ફૂટે
એટલા મારે પલ પલે પલ
આકાશ ફૂટે
ફૂટે ખરે ફૂટે ખરે ફૂટે ખરે.

## ટ્રામપ્રવાસ □ ચન્દ્રવદન મહેતા

ધિસીઝ ખરી ફેક્ટ છે, ડિયર ઓ જશું ફ્રેંડ તું!
નહીં તું જ સિવાય હું અધર કોઈને શું કહું?
અરે બિલીવ યાર! જો અહીં ઊભી હતી ટ્રામ ને
નજીક ફૂટપાથ આ, ત્યહીં ઊભી હતી એ સહી.
પછી તરત એ ચઢી ઉપર ફ્રન્ટના ગેટથી
જરી મલકતી, જરા ઠમકતી બડી સ્ટાઈલથી.
અને મુજ નજીક એ સીટ અડોઅડી એ લિયે.
થઈ ખડડ સ્ટાર્ટ ટ્રામ, જરી લાગતાં આંચકો
લગોલગ ખભા હતા, અસલ જેમ દુષ્યંત ને
વળી પુરુરવા* ખભે અડી શકુંતલા-ઉર્વશી.
અડોઅડ ખભા હતા, અડી ઘડી રહ્યા તે સમે
અમે નજર મીટમાં, હૃદય બીટ બેના વધુ
હશે અનુભવ્યા નકી, મધુર ક્ષોભમાં તે ઘડી
બિકોઝ હર સ્લીવલેસ વળી બોબ્ડના કર્લને
અને ઈયરરિંગ તો કૂલકિયું? અરે જો ભૂલ્યો,
અહં ટુલીપ શું ઝૂલે, નજરમાં બધું સ્વીટલી
ધર્યું, મધુર મૂર્તિની ફિગરની બ્યૂટી, કેશની,
ભૂલી સમયસ્થાનને, લુકિંગ એટ ત્રાંસી દૃગે.
ત્યહીં સડનલી મને નજીક આવી કંડકટરે
કરી ટિકિટમાંગ ત્યાં, જરીક ભાન આવ્યું અરે
અને વુડ બિલીવ! એક નહીં બે ખરીદી લઈ
લઈ ટિકિટ બે પછી ટિમીડલી પૂછયું: "ક્યાં જશો?"
અને તરત સ્વીટલી, અરર, યાર રે શું કહું?
વદી: "ટિકિટ જ્યાં જશે, ત્યહીં જઈશ હું સ્યોરલી.
અમસ્થી રદ શીદ એ ટિકિટને કરું હું વળી?"
ફરી ટણટણાટ ને ખડખડાટ એ ઊપડી
અનેક વિક્ટોરિયા, વમળતી પથે, સ્ટંટથી
જુવાન ત્યહીં જંપ લે, ફૂલીશ લોક વચ્ચે જતાં

કૂદે, અડવડે, ધસે, ટણણટં જતી ટ્રામ એ :
ઊભી સખત શોકથી, અજબ શોખથી ટટ્ટુ શી,
પડયાં ઘરરઘૂસ બધાં પગ-ઠરેલ જે પુસ્તકો,
અચાનક પડી વિચિત્ર વળી આગની બૂમ, ને
બધાં જ તયજી સીટ્સ લઇ લાઇફ ને દોડતાં
ત્યજી સકળ બુક્સ એ ઊતરી ફ્રન્ટના ડોરથી;
પડેલ ગભરાટમાં હું ય ગયો વળી બેકથી.
અને અવર વેઝ બે કુદરતે કર્યા રે, છૂટા !
ગઈ, ટિકિટ આ રહી ફક્ત દેખવી બે સહી !

---

* સજેસ્ટ અહીં જે કર્યું સહજમાં ઉમાશંકરે

## અવતરણ □ ડોરથી લાઇવસેઇ □ શીરીન કુડચેડકર

(અંગ્રેજી)

હું પ્રવેશું છું અને હૂંફ અનુભવું છું
પેલી અંધારી ગુફામાં
જ્યાં પથ્થરની ચીકણી દીવાલ પર
લીલ ઊભરાય છે
અને પાણી સતત
સમયના અભાવને નોંધે છે.

હું તે જગ્યામાં ગઈ છું
જ્યાં છે લીંટ અને પરસેવો
વીર્ય અને ઝડપથી વહેતું લોહી
ભરબપોર – જણ્યું
અને મેં દેડકાની ઠંડી આંખ જોઈ છે
ત્વચાને સ્પર્શી છે
અને મારા શરીરમાંથી ખેંચી કાઢી છે
ઓરને

(પુરુષો તો મોટે ભાગે આ જોઇ શકતા
નથી અને સ્ત્રીઓ નજર ફેરવી લે છે, દાટી
દે છે સત્યને)

છતાં હું પુકારું છું
આ ઘૃણાજનક મળ જો તમે ખાશો નહિ
તદ્રૂપ થઈ
તેને ગળી જશો નહિ
તો તમે પૂર્ણ નથી
તમે માનવ નથી.

## મહાબલિપુરમ્ □ ગુલામ મોહમ્મદ શેખ

મનુષ્યના સ્વપ્નની ધાર અહીં અત્યંત તીણી છે.
પાળેલાં પશુઓનાં પડખાંમાં
મરેલા માણસોના ભૂખ્યા દાંતનાં નિશાન દેખાય છે.
ભૂંડણના ઢીલા આંચળમાંથી લથડતો,
તેરસો વરસનો ઘરડો પવન પસાર થાય છે,
અકસ્માત્ જીવતી રહેલી મરઘીઓનાં કાબરાં પીંછાંમાંથી
ગઈ કાલના શિલ્પીઓનાં બરછટ આંગળાં કંઈક ઉતરડી લેવા ખેંચાય
છે.
કચરાના પેટમાં કાચંડા આરામથી ઊંઘે છે,
લીલમાં પડેલા દેડકાઓ
પગથિયા પર થાકીને બેઠેલા ઈશ્વરની ગંદી મજાક કરે છે.
કરચલાઓ સરુની સૂકી છાલમાં પેસી
માછલાં જેવું હસે છે
અને વનફૂલના કુમળા છોડ પર પડેલ
કાચા કાળમીંઢ જેવો નવરો શેતાન
આળસ મરડે છે.

### □ નાથાલાલ જોશી

તળેટીમાં ઊભા રહી ઉત્તુંગ શિખરો તરફ માત્ર દૃષ્ટિપાતથી કે માર્ગની ચર્ચાથી તમારું ધ્યેય સિદ્ધ થશે નહિ. આરોહણ અવિલંબે શરૂ કરી દેવું આવશ્યક છે. ધૈર્ય અને શ્રદ્ધાનું પાથેય સાથે લઈ આગળ જ વધો. ક્યારેક તદ્દન એકાકી હશો; સાથમાં અન્ય યાત્રી પણ નહિ હોય; પરંતુ એ અવસ્થામાંયે તમારો સુહૃદ્, સહાયક અને એકમાત્ર માર્ગદર્શક પ્રભુ તમારાથી અલગ નહિ પડે. તમારા થાકમાં એ વિસામો જરૂર બનશે અને ઘોર નિરાશામાં આશાને પ્રદીપ્ત કરશે.

## હિલસ્ટેશને □ નલિન રાવળ

ગુલમ્હોર કને
ખીલ્યા બંગલાની પાસ, ઝીણા પવનને પ્હેરી ઝૂલે
પ્હાડ પ્હોરી સાંજ
(સહુ પ્રવાસીઓ પથ પર વહી ગયાં)

એકલ હું
એકલ એ સાંજ
અમે એકીટશે જોઇ રહ્યાં :
પૉર્ચે મહીં પથરાયા તડકામાં
તગી રહ્યો ગુલમ્હોર જેવો તાજો ચ્હેરો
(ભીની નજરમાં વસંતનો વાસ).

સાથ
વૃદ્ધ અને વૃદ્ધા
(લૂખી નજરમાં વહી જતા દિવસનો તેજભર્યો કંપ)
ત્રણે
કૅમેરાની આંખ સામે એકીટશે જુએ....
કલીક....
પ્હાડ વળોટીને ચાલી ગઈ પ્હાડ પ્હોળી સાંજ

આંખ
આભ સામે આખી રાત જોતી રહી
વહી જતા તારકોમાં ત્રણ ચ્હેરા ઘણું જોવા મથી રહી.

## ઘરના વિચારો □ (સોળમી સદીનો અજાણ કવિ) (અંગ્રેજી) □ શકુંતલા મહેતા

પશ્ચિમિયા પવનો તમે ક્યારે વાશો;
ઝરમર વરસાદ પડી શકે ?
હે ભગવાન, મારી પ્રિયતમા મારા બાહુપાશમાં હોત
અને હું ફરી મારી શૈયામાં !

## હવાઈ યાત્રા : ઊંચુ ઉડ્ડયન □ અજ્ઞેય □ સુશી દલાલ
(હિંદી)

આ ઉપર આકાશ નથી, છે
રૂપહીન પ્રકાશ માત્ર. અમે અચલ પાંખે
તરતા જઇએ છીએ
ભાર મુક્ત.
નીચે આ તાજી પીંજાયેલા રૂની ઊજળી
વાદળ-શૈયા પથરાઈ છે.
સ્વપ્ન – મુલાયમ
કે અહીં અમે જ અમારાં સ્વપ્નાં છીએ ?

પરંતુ ઉતરો :
આ ઝીણી ચાદરમાં છે ગૂંગળામણ, ભેદીને આવો :
જોઈશું તે દૂર રેખાઓ
ધૂંધળી છાયાઓ–કોઈક કાળી, કોઈક ચમકીલી,
મુગ્ધ કરે કોઈક, કોઈક લહરીલી ?
થાય છે મૂર્ત મહાનગરી
સંસારમાં શ્રેષ્ઠ મનુષ્યની કૃતિ તે
અવિશ્રામ ઉદ્યમની કીર્તિ-પતાકા !

ઉતરો થોડા વધારે
જરા ગાઢ આવવા દો
રાસાયણિક રજકણના આ ચીકણા કામળાની નવી
ગૂંગળામણને :
મનુષ્યનું સમૂહજીવન આ વાતાવરણમાં જ વિકસી રહ્યું છે !
ઉતરો
થોડા વધારે
પૃથ્વી પર
હા, તે જોયું ?
લાગતાં જ આઘાત નક્કર ધરતીનો

ધમનીમાં ભારે થયું માનવ-રકત અને કાનમાં
ગૂંજ્યો સન્નાટો સંસારનો.
ઉતરો થોડા વધારે :
શ્વાસ લો ઊંડો
તમારાં ઉડન-ખટોલાની બારી ખોલો
અને પગ રાખો માટી પર :
ઊભેલા મળશે
ત્યાં સામે તમને
અનપેક્ષિત પ્રતિરૂપ તમારું
નર, જેમની અપલક આંખોમાં નારાયણની વ્યથા ભરી છે !

### ફ્રાઇબુર્ગે સ્ટેશન પર □ રુપર્ટ બ્રૂક □ જશવંતી દવે

(જર્મન)

ફ્રાઇબુર્ગે સ્ટેશન પર, ટ્રેનની રાહ જોતાં જોતાં,
મેં જતાં જોયા એક બિશપને જાંબુડી હાથમોજાં સાથે.
હવે ઇશ્વર કદાચ આકાશમાંથી ભયંકર ગર્જના કરશે,
મારી બધી ય શાન પીડામાં પલટાઇ જશે
આનંદ વણસી જશે અને આશ નિરાશ થઇ જશે
નાનાં નાનાં હાસ્યો ને નાના નાના પ્રેમ પર રાત ફરી વળશે
વધુ સારા બિશપો વધારે પ્રતાપી હાથમોજાં પહેરશે,
જ્યારે હું નીચે અંધકારમાં ડૂબી જઇશ; મને શી પડી છે ?
એક સ્મૃતિ એવી છે જેને ઇશ્વર કયારેય ભૂંસી નહિ શકે,
એક શોભા એવી છે જે બધી પીડાથી ય ચડિયાતી છે,
એક રહસ્ય છે જે કયારેય નાશ નહિ પામે,
તારાનો તાજ પહેરીને હું ઊભો છું, ગાઉં છું એ ઘડી માટે
ફ્રાઇબુર્ગેના સ્ટેશન પર ટ્રેનની રાહ જોતાં જોતાં,
મેં જતાં જોયા એક બિશપને જાંબુડી હાથમોજાં સાથે

# વિખૂટા પડતી વખતે : ઉદયપુર : ધ લેક પેલેસ

(કેનેડિયન) □ ઈલાઇ મેનડલ □ નીતા રામૈયા

કલકત્તામાં એક બંગાળી કલાકાર સમજાવે છે કે
તેનું કુટુંબ અનેક સગાં અને સગાં-સગાંમાં પ્રેમસંબંધ
અને માલમત્તાથી
ઊભરાતાં એક વૃક્ષમાં રહેતું હતું. આ તો એક રૂપક છે.
પછી એક બીજી વાર્તા છે નોળિયાની મા વિશે.
વૃક્ષ ઊભરાય છે.
પોતે હવે મરવાની અણી ઉપર છે
એવી ચેતવણી, પાછળથી, તેને મળશે, મા તરફથી.

હું મદારીઓનો વિચાર કરું છું, કોથળામાંથી કેવો
લપસી પડે ગોથાં ખાતો લોચો
અને કેવો અજગરના માથામાં કચકચાવીને દાંત બેસાડે છે,
આળસુ પ્રાણીને જંગલી બનાવતો.

ગુજરાતમાં એક બુદ્ધિજીવી મને એમ કહેવાની છૂટ લે છે કે
એ ધિક્કારે છે પોતાના પતિને, વિદ્યાશાખાઓને, કવિતાને
મારા દોસ્તારે આપેલા કવિતાના પુસ્તકને
પોતાના કાળા કાળા હાથ વડે સંભાળતાં સંભાળતાં.

મુંબઈમાં તાજમહાલ હોટલની બારીમાંથી
ધ ગેટ્સ ઓફ્ ઈન્ડિયા રજવાડી ઠાઠમાં અલિપ્ત ભાવે
અરબી સમુદ્ર તરફ ખૂલે છે. ગરમી ધોઈ નાખે છે
રણ તરફથી વહી આવતી હવામાં જે કંઈ હોય છે તેને.
અસ્ત પામતા સૂર્યના લોહીથી બંદર ભરાય છે.

તર્કશક્તિ, જ્ઞાન અને મારાં ભાષણોથી નિરાશ હું
ઉદયપુર ખાતે મારાથી વિખૂટી પડતી માત્ર એમને યાદ કરું છું,
રાજમહેલ પાસેથી નાવ છૂટીને કેટકેટલું અંતર સર્જતી હતી.
અમે એક અજાણી ભૂમિમાં છીએ. અમે વિખૂટાં પડી રહ્યાં છીએ.

અમારા વચ્ચે ભારત છે. સરોવરમાં અદૃશ્ય થતી સ્ત્રી,
સરોવરના ફલકની સામોસામ પડયા છે ભૂમિખંડો :
યુદ્ધ, રીબામણી, ઝેર
રોમાંચક અનુભવનું સાધન
અમને વિખૂટા પાડવા.

## ફૂલમુસાફર □ અનિલ જોશી

એક સવારે તેજીલે તોખાર ચડીને
'હૂહૂ કરતી ધાડપાડુની ટોળકી આવી
અત્તરની દુકાન લૂંટતી ગઈ....
લૂંટારું ટોળી ભાગી ગઈ પણ
પોતા પાછળ ગામ આખામાં મ્હેક મૂકતી ગઈ.....
પોલીસ થાણે મ્હેક પૂગી ગઈ ને મ્હેકથી ઊઘડી જેલ
સકળ લોકમાં મ્હેક છવાઈ ને વાયરો મહમદ છેલ.
અત્તરવાળાની હાશ સાંભળે ન કોઈ ને ફોરમનો એવો તે છાક
કાન બધાયના બ્હેરાધાકોર ને બોલકાં થઈ ગ્યાં નાક !
ચોરપગેરું લેવા ડાઘિયો કૂતરો નીકળ્યો બ્હાર રે.....
ફૂલ કને જઈ ઊભો રહ્યો ને અચરજનો નહીં પાર રે....
ફૂલને નામે વૉરંટ છૂટયાં
મ્હેકના મારગ તો ય ન ખૂટ્યા.
બગીચાના કહ્યાગરાં ફૂલને બચાવવા માલણને દોડતી મેં જોઈ.
વાયરો જે ફૂલને ફોરમક્ષમ ગણતો એ ફૂલનું જામીન નથી કોઈ.
એક સવારે તેજીલે તોખાર ચડીને
હૂહૂ કરતી ધાડપાડુની ટોળકી આવી
અત્તરની દુકાન લૂંટતી ગઈ....
લૂંટારું ટોળકી ભાગી ગઈ પણ
પોતા પાછળ ગામ આખામાં મ્હેક મૂકતી ગઈ.

## અર્નાકુલમ્ □ અમિય ચક્રવર્તી □ નલિની માડગાંવકર

(બંગાળી)

પ્રાચીન ધ્વનિ :

શાન્ત આર્તનાદ, તૃપ્ત - આરામથી ચાલતી બળદગાડીનો;
મોટાં મોટાં ટીપાંનો વરસાદ, હારબંધ લીમડાનાં પાન પર;
હાટ-બજારનો શોરબકોર, હોડીવાળાની બૂમ,
પેલે પારથી,
અર્નાકુલમ્‌ના ઘાટ પર.
પાળને છેડે
પાંખો ફફડાવતાં પંખીઓની ઉત્સુક વસન્ત, શ્રુતિથી ભરી ભરી
પૃથ્વી, સાંભળ્યો છે તારી ભાષાનો ધ્વનિ.

બીજી તરફ જોઉં છું, -
મૌન પેલાં નીલિમાકેદી વાદળ;
શંખશ્વેત નીચે પર્વત શિખર મૂંગા પથ્થર,
દૂર દૂર સફેદ-સાડીવાળી યુવતીઓ ચૂપચૂપ ચાલી રહી છે,
એની વાતો સંભળાતી નથી;
- બાંગ્લાદેશની જેમ જ
તેમનાં તળાવ, નારિયેળના ઝાડ નીચેની બરોબર તેવી જ
નિરાંત, શાન્તિ, ટોળટપ્પાં
આંખોની અતલ દૃષ્ટિ. -

અસંખ્ય ખીલેલી નીરવતા;
અહીંયાં ઘાસ, માટી, પતંગિયા મૂંગાં છે
ઝળહળતા તારા રાતે વાણીથી પર અગ્નિમય, સ્તબ્ધ -
જાણે અનાહત વીણા સહિત ઉત્તમાનો આવિર્ભાવ, સ્થિર.
તારી અનુચ્ચારિત ભાષા મેં જાણી છે,
પૃથ્વી.

કોચિનમાં પ્રવાસી, ભાંગ્યાતૂટયા બાંકડા પર બેઠો છું
પગમાં ભીનાં બુટ,
સમય થતાં જ જઈશ, પૃથ્વી,
બધી ભાષાઓની પેલે પાર.

## તોખાર – □ જગદીશ જોષી

(યુદ્ધોત્તર જાપાન)

–ને આખુંય રાષ્ટ્ર
યુદ્ધે ચડતાં ચડી ગયું.

ને વલોવાઈ રહ્યાં
આકાશ-ધરતી-સમુદ્ર.

પ્રજાનું પૌરુષ
માંસલ તોખારની જેમ
બે પગે ઝાડ થઈ
આકાશને ખોદવા લાગ્યું.
ઍટમ બૉમ્બ
નાગાસાકી પર ફાટી પડયો.

ત્રણ લાખ સેંટીગ્રેડની ભીષણ ગરમી ઑકતો
પચાસ હજાર ફૂટ ઊંચા આકાશે ચડેલો
જ્વાળાનો
ભૂરો, પીળો, કાળો, ધોળો, ચકરાતો
થાંભલો ચ...ક...રા...તો ચકરાતો
ચાર લાખ કીકીઓમાં
અંધાપો થઈને ખોડાઈ ગયો.

માઈલો સુધીની ધરતી
પોતાના ગર્ભને બાથમાં ભીડી લઈ
ભડથું થઈ ગઈ.
અગ્નિમાં ઓરાઈ રહેલો
ચામડી વગરનો
ખુલ્લાં પડી ગયેલાં લચપચ માંસવાળો
પેલો ગુલાબી તોખાર
ઊભો ઊભો જ મરી ગયો
તે દિવસે.

## પ્રવાસ : ભીતર તરફ ☐ માર્ગરેટ એટવુડ
(અંગ્રેજી) ☐ શીરીન કુડચેડકર

મે નોંધ્યુ છે કે સમાનતાઓ છે :
આંખોએ જે ટેકરીઓને
ચત્તીપાટ કરી દીધી છે, એકમેક સાથે સાંધી દીધી છે,
તે ખુલી જાય છે મારાં પગલાંથી,
રસ્તો કરી આપે છે,
મેદાનોની જેમ અનંત વિસ્તરે છે; વૃક્ષો
એકવડિયાં બનતાં જાય છે, તેમનાં મૂળિયાં અવારનવાર
કળણામાં હોય છે; આ દરિદ્ર પ્રદેશ છે;
હાથથી સ્પર્શો તો જ જાણી શકાય
કે ભેખડ, ખરબચડી છે, અને એટલે જ
તેને આંબી શકાતી નથી. મોટે ભાગે ત્યાં પ્રવાસ એટલે
સરળતાથી એક બિંદુથી બીજાં બિંદુ સુધી
પસાર થવું એમ નથી, નથી તે
નકશા પર ટપકાં વડે આંકેલી રેખા,
ચોરસ સપાટી પર આંકેલું સ્થળ,
પણ હું આગળ વધું છું ત્યારે ચોમેર મને
ગૂંચવાયેલી ડાળીઓ સતત ઘેરે છે,
હવા અને પ્રકાશ-અંધકારની જાળ;
આ સિવાય હંમેશને માટે
કોઈ મંઝિલ નથી.

અલબત્ત તફાવતો પણ છે જ :
વિશ્વાસપાત્ર નકશાનો અભાવ;
અને વળી નાની વિગતો મનને ખલેલ પહોંચાડે છે :
ખુરશી નીચે, કાંટા વચ્ચે, ન હોવો જોઈએ ત્યાં,
તારો જોડો પડયો છે; રસોડાના ટેબલ પર
ઉજ્જવલ ધવલ મશરૂમ અને સમારવાની છરી;
મારો રસ્તો ઓળંગતું એક વાક્ય,

મેં નક્કી ગઈ કાલે જોયું'તું એવાં પડેલાં થડિયાં જેવું લથબથ
(શું ફરી થી હું વર્તુલો ને વર્તુલોમાં જ ઘૂમી રહી છું ?)

પણ ખાસ તો જોખમ :
અહીં તો ભલભલા આવી ગયા છે, પણ કેવળ
કેટલાક જ સહીસલામત પાછા ફર્યા છે.

કમ્પાસ નકામો છે; અને નકામો છે
સૂર્યની ગતિથી દિશાસૂચન પામવાનો પ્રયત્ન;
કારણ કે સૂર્યની ગતિ
અસ્થિર છે;
અને શબ્દો અહીં બુઠ્ઠા છે
અરણ્યરુદનની જેમ.

સૌથી આવશ્યક છે કે કોઈ પણ હિસાબે
હું મનની સમતુલા જાળવી શકું. હું બરાબર જાણું છું
કે મારે માટે સદાય ભૂલા પડવું એ આ પ્રદેશમાં
જેટલું સ્હેલું છે એટલું અન્ય કશે જ નથી.

## કેરલ કન્યા □ સિતાંશુ યશશ્ચંદ્ર

છાતીએ છેડો ઢાંકયો નથી એ પેલી કૈરાલી ચાલી ચાલી જો...
જળ જેવી લીલી લીલી ભોંય પર તરતી શ્યામળા તે રંગની મરાલી જો.

એને બિન્દાસ મ્હેક મ્હેક મૃદુ ફુટયાં છે ચારેગમ ટેકરીનાં સ્તન,
લોચનમાં ડોકાતું એનું અમાસના તારલિયા આભ જેવું મન,
નક્ષત્રો બાંધી શકાય નહીં એનાં એની રોશની ઝલાય નહીં ઝાલી જો.

ભૂરી ભૂરી ઝાંય ભરી ઢેલ એની ચાલમાં ને ઊડે છે આંખોમાં હંસ,
હોય જો નસીબ તો એ આગભરી નાગણ થઇ દઇ જાય અમરતના ડંસ,
ધારદાર ધારિયેથી ફોડી જોવો તો એનું નારિકેલ એકે નથી ખાલી જો.
છાતીએ છેડો ઢાંકયો નથી એ પેલી કૈરાલી ચાલી ચાલી જો...

## મુસાફરીનાં વિઘન

નદીમાં બરફના ટુકડા તરતા જોઈને
પનિહારી ગાય છે.

સૈ, મેં તો પાણીમાં ગાંઠય પડી જોઈ
ડેલી ઉઘાડ....
મારું બેડું ઉતાર...
કાળ ચોઘડિયે સુધબુધ મેં ખોઈ
સૈ, મેં તો પાણીમાં ગાંઠય પડી જોઈ.

પહેલાં તો એકધારી વહેતી'તી ગંગા ને પાણીનો રજવાડી ઠાઠ
ઓણસાલ નદીયું નજરાઈ ગઈ એવી કે પાણીમાં પડી મડાગાંઠ

મરચાં ને લીંબુ કોઈ નદીએ જઈ બાંધો
પાણીમાં હોય નહીં બખિયા કે સાંધો
ડાકલા બેસાડીને ભૂવા ધૂણાવો કે પાણીને સીવી ગયું કોઈ
સૈ, મેં તો પાણીમાં ગાંઠય પડી જોઈ.

જાણતલ જોશીડા ઘાટે પધાર્યા ને ટીપણું કાઢીને વધા વાણી
જળની જન્મોતરીમાં બરફ નડે છે ને બરફની કુંડળીમાં પાણી.

હવે નદીયુંની જાતરામાં નડતર બરફ
હવે પાણી પણ કાઢતું નથી એક હરફ
તમે ફળિયામાં સાદડી બેસાડીને પૂછો કે આંખ્યું મેં ક્યાં જઈ ધોઈ ?
સૈ, મેં તો પાણીમાં ગાંઠય પડી જોઈ

□ — **અનિલ જોશી**

ઊર્મિકાવ્યની પરાકાષ્ઠા જેટલી ગીતના સ્વરૂપમાં જોવા મળે એટલી બીજા સ્વરૂપમાં હંમેશાં જોવા મળતી નથી. ગુજરાતી કવિતામાં રમેશ પારેખ અને અનિલ જોશી એટલે ગીત નામે એક ઘટના....

માની લો કે આપણે ઘરનો ઉંબર છોડી અને કોઈક મંદિર તરફ મુસાફરી કરીએ. અને ત્યાં પહોંચીએ ત્યારે ખબર પડે કે મંદિર તો તૂટી ગયું છે અથવા મંદિર તો છે પણ મૂર્તિ અલોપ થઈ ગઈ છે, તો આપણને શી લાગણી થાય ? મુસાફરીનું મોટામાં મોટું વિઘ્ન તે એ

કે આપણે જે ભાવ સાથે જ્યાં પહોંચીએ છીએ ત્યાં અ-ભાવનો મુકાબલો કરવો પડે તે. અનિલ જોશીએ 'મુસાફરીનાં વિઘ્ન' ગીતમાં એક વાસ્તવિક પરિસ્થિતિ કલ્પી છે. વિઘ્નસંતોષી દુકાળનું આ ગીત, આપણી ગીતસૃષ્ટિમાં નોખી વેદના લઈ પ્રગટે છે. અનિલે જે પરિસ્થિતિ કલ્પી છે તે એ છે કે પનિહારી નદી તરફ પાણી ભરવા જાય છે અને નદીમાં બરફના ટુકડાને તરતા જોઈને પનિહારી પોતે જ જાણે કે બરફ થઈને થીજી જાય છે. અને એની થીજેલી વેદનાના અંગારા આ કાવ્યમાં જોઈ શકાય છે.

દુકાળ આવ્યો છે, નદીઓ સુકાઈ ગઈ છે - આવું બધું તો રિપોર્ટર લખી શકે, પણ કવિ આ વાતને કઈ રીતે વહેતી કરે છે ! આપણી વેદનાની વાતને સાંભળવા માટે પણ કોઈક તો જોઈએ ને ! - પનિહારી પોતાની સખીને કહે છે અને જ્યારે આપણું કોઈ નથી હોતું ત્યારે આપણે આપણા જ મિત્રો હોઈએ એમ વાત કરે છે, 'પાણીમાં ગાંઠ પડવી' એમ કહેવું એ જ કેટલું કલાત્મક છે ! આપણે સંબંધમાં ગાંઠ પડી એમ કહીએ છીએ. જળનો સ્વભાવ જ વહેવાનો. જળ એટલે જ ગતિ. આ ગતિ એ જળની સ્વાભાવિકતા. સ્થિતિ એ જળની અસ્વાભાવિકતા. ગઈ'તી પાણી ભરવા પણ આવી આંખ ભરીને. આ કયું કાળ ચોઘડિયું કે જળને બદલે થીજેલા ટુકડાઓ જોવા પડયા !

વૈભવ બધો જ નષ્ટ થઈ ગયો છે, ત્યારે જળની વૈભવી સૃષ્ટિની યાદ આવે છે. નદીઓમાં પણ કોઈક જેવી તેવી નદી નહીં – ગંગા. આ નામની સાથે જ પ્રવાહનું સાતત્ય અને પવિત્રતા સંકળાયેલાં છે. આ ગંગાના પાણીનો પણ એક રજવાડી ઠાઠ હતો. સતત નિરંતર વહેતાં પાણી. એ પાણીને સ્પર્શીને ભીની થયેલી હવા, એ પાણી પર તરતો અને તરવરતો તડકો, એ પાણીના અંધારા પર ઊગતો ચંદ્ર અને ચમકતા તારા, રાતની કાળી નદી ઉપર તેજનાં પુષ્પો હોય એમ તરતા દીવાઓ.... આવો હતો પાણીનો રજવાડી ઠાઠ. કવિએ તો રજવાડી ઠાઠ કહીને સહૃદયની કલ્પના પર છોડી દીધું પણ સહૃદયે પોતાની મેળે પાણીના રજવાડી ઠાઠની પોતાની ગુંજાશ પ્રમાણે કલ્પના કરવાની. કવિનું કામ જ એ છે કે એ આખી ગઠરિયા ખોલી ન નાખે પણ સહૃદયને પોતાની ગઠરિયા ખોલવા પ્રેરે.

નદી સુકાઈ ગઈ છે એમ સીધું ક્યાંય કવિએ કહ્યું નથી. નદી નજરાઈ ગઈ છે એમ કહ્યું છે. છૂટી ન છૂટે એવી પાણીમાં મડાગાંઠ પડી છે. નદીને નજર લાગી તો એ નજર ઉતારના લોકટૂચકાઓ પણ એમણે સાંકળી લીધા છે. કોઈક કાંઈક તો કરો કે નદી હતી તેવી વહેતી થાય. ડાકલા વગાડો, ભૂવા બોલાવો, મરચાં ને લીંબુ બંધાવો. આ તો બધું પાણી સીવાઈ ગયું છે. બખિયા કે સાંધા એમાં હોય નહીં.

આ દુ-કાળનું અશુભ ચોઘડિયું ક્યારે ટળશે. જાણતલ જોશીડાને બોલાવ્યા તો એમણે પણ કાળવાણી ઉચ્ચારી. નદીની કુંડળી જ કારમી છે. 'જળની જન્મોત્રી'માં બરફ નડે છે. અને 'બરફની કુંડળીમાં પાણી'. આ બરફ જ નદીની જાત્રામાં વિઘ્નસંતોષીનું કામ કરે છે. છેલ્લી ઘડી હોય અને મરનારને કંઈ કહેવું હોય અને કંઈ કહી ન શકવાથી જે

વલોપાત હોય એવો વલોપાત પાણીને કાળજે છે. ઘરને ઉંબરેથી નીકળી હતી પાણી ભરવા અને ફળિયામાં સાદડી બેસાડવાનો વારો આવ્યો.

જળનો એક અર્થ જીવન પણ થાય છે. જીવન પોતે જ મૃત્યુ પામ્યું. અને એટલે જ પનિહારીના મોઢામાં મુકાયેલા શબ્દોએ સુતક પહેર્યું છે.

– સુરેશ દલાલ

## શિખરું ઊંચા □ મનસુખલાલ ઝવેરી

શિખરું ઊંચા ને મારગ આકરા.
  નહીં કોઈ સાથ કે સંગાથ,
  નહીં ત્યાં કેડી કે નહીં વાટ,
ચડવાં ચઢાણો તસુ તસુ એકલાં.
શિખરું ઊંચા ને મારગ આકરા.

લિયે એ મારગ નર કોઈ બંકડા,
  છોડી આળ ને પંપાળ,
  રાખી રામૈયો રખવાળ.
કાચી રે છાતીનાં બેસે તાકતાં.
શિખરું ઊંચા ને મારગ આકરા.

ચડે એ ઊંચે, જે માંહે ડૂબતાં,
  જેને આતમનો સંગાથ
  એનો ઝાલે હરિવર હાથ.
પંડને ખુવે તે પ્રીતમ પામતાં.
શિખરું ઊંચા ને મારગ આકરા.

## પેરિસ □ પ્રિયકાન્ત મણિયાર

પેરિસ તો નથી જોયું
પણ હોઈ શકે તો હમણાંના મારા
અનુભવો જેવું હોય......
સીન નદીનાં નીર અત્યારે કેટલાં Sweet છે
તે તો નથી ચાખ્યાં
પરંતુ હોવા જોઈએ તો હમણાંના ચાખેલા હોઠ જેવાં હોવાં
જોઈએ
હવે અમે ક્યાંય નથી
સીન નદીને કાંઠે સતત ફર્યાં જ કરીએ છીએ
અમારું એકેએક સરનામું ખોટું
અમે ક્યાંય નથી, અમે ક્યાંય નથી
ભલે મારાં બીજાં પત્રો પાછાં જાય
એ તો મારી સાથે છે.
કોઈ ઓળખી શકે એવા અમે ક્યાંય નથી, ક્યાંય નથી
તો વળી એ પણ સાચું કે
જ્યારથી આ પેરિસમાં પેઠાં
તે પ્હેલાં તો સાવ અજાણ્યાં હતાં
પણ પેરિસમાં તો સહુ બીજી જ ક્ષણે
એકબીજાંને ઓળખે છે
ન્યુયોર્કના આર્ટ મ્યુઝિયમમાં વર્ષો સુધી
ટિંગાયેલી મોનાલિસા
નિગ્રો વોચમેનની કાળી કરડાકી મૂછો જોઈ જોઈ કંટાળીને
હવે બહાર ફરવા નીકળી છે.

## સર્જન સફર □ બ. ક. ઠાકોર

– ૫૬ –

વાણિને હોડલે સડ સજો છંદિલા બુદ્ધિને ભાળવી દ્યો સુકાન,
કલ્પનાપાંખ સોતાં હલેસાં ગ્રહો આશ ધ્રુવ કેન્દ્ર તાકો નિશાન;
હોકલે સંકલન-પાટ એવી મઢો, છિદ્ર કે તરડને ન્હોય સ્થાન,
જલ અનલિ ખેલવી કેળવી, પંથિ, ખેડો સફર બેફિકર મુક્તગાન.
હોડલે માલશો ? પ્રાણિ ખગ ? જીવ-જડ ? રત્ન બેલાં ? સુધા વા
ઝહર ?
શસ્ત્ર-અસ્ત્રો ? રમકડાં-કલાસાધનો ? કેશ રેશમસુતર કોટિ પૅર ?
એ અને અન્ય વાણિજ્ય સૌ વાણિને હોડલે મૂલ્યવંતો ન ભાર,
પ્રેમિ સોત્સાહ નરનાર ઉદ્‌ગાર વીતક ભલો હોડલાનો સિંગાર.

## નિરુદ્દેશે □ રાજેન્દ્ર શાહ

સંસારે મુજ મુગ્ધ ભ્રમણ પાંશુમલિન વેશે.

કયારેક મને આલિંગે છે કુસુમ કેરી ગંધ,
કયારેક મને સાદ કરે છે કોકિલ મધુરકંઠ,
નેણ તો ઘેલાં થાય નિહાળી નિખિલના સહુ રંગ,
મન મારું લઈ જાય ત્યાં જાવું પ્રેમને સન્નિવેશે.

પંથ નહિ કોઈ લીધ, ભરું ડગ ત્યાં જ રચું મુજ કેડી,
તેજછાયા તણે લોક, પ્રસન્ન વીણા પર પૂરવી છેડી,
એક આનંદના સાગરને જલ જાય સરી મુજ બેડી,
હું જ રહું વિલસી સહુ સંગ ને હું જ રહું અવશેષે.

## પારાવારના પ્રવાસી □ બાલમુકુન્દ દવે

આપણે તે દેશ કેવા ?
આપણે વિદેશ કેવા ?
આપણે પ્રવાસી પારાવારના
હે..જી.

સંતરી સૂતેલા ત્યારે
આપણે અખંડ જાગ્યા,
કોટડાં કૂદીને ભાગ્યા,
આપણે કેદી ના કારાગારના
હે..જી.
આપણે પ્રવાસી પારાવારના
હે..જી.

આપણે પંખેરું પ્યાસી
ઊડિયાં અંધાર વીંઝી
પાંખ જે પ્રકાશ-ભીંજી,
આપણે પીનારા તેજલધારનાં
હે..જી.
આપણે પ્રવાસી પારાવારના
હે..જી.

આપણે ભજનિક ભારે,
આપણે તે એકતારે
રણકે છે રામ જ્યારે,
આપણા આનંદ અપરંપારના
હે..જી.
આપણે પ્રવાસી પારાવારના
હે..જી.

## ઐતરેય બ્રાહ્મણ □ જશવંતી દવે

(ઈન્દ્ર-રોહિત સંવાદ)

રોહિત ! સુણ્યું અમે એવું
લક્ષ્મી વરે, શ્રમ જે કરે
ન-કામો સુજન ખરે પાપી
ઈન્દ્ર ફરનારનો સખા.

ફરતાંની ફૂલવતી જંઘા
આત્મા તેને ફલ ગ્રહે
શ્રમથી નષ્ટ થઈ પાપો
ફરનારના ભૂમિએ પડે.

બેઠાનું બેસતું ભાગ્ય
ઊંચું રહે ઊભનારનું
સૂતેલાનું રહે સૂતું
ચાલતું ચાલનારનું.

સૂતેલો કલિ બનતો ને
થતો દ્વાપર ઊઠતો
ઊભતો બનતો ત્રેતા
ને ફરતો બનતો કૃત.

ફરનારો મધુ મેળવતો
મેળવે એ મીઠાં ફળ
ફરતાં થાકતો ના જે
તે સૂર્યનો તું જો યશ.

## राजस्थानम् □ रघुवीर चौधरी □ जशवंती दवे

वने वने लघुवृक्षकाः
यत्र कुत्राऽपि स्युः, ते पर्णरहिताः ताम्यन्ति।
नगे नगे श्यामाः शुष्काः
निर्झररहिताः प्रस्तरमयाः भूभागाः,
वर्तन्ते उपान्तेषु ग्रामाः।

सूर्यस्य वितते आकाशे
अवलोकयत् आत्मनः चित्ररहितं आवेष्टनं
युगजीर्णं निर्वेदं सहत्
प्रश्नरहितं चित्तम् इव
नियतशान्त्यां प्रसृतं तद् राजस्थानम्।

उष्ट्रस्य स्तब्धरोमांचवत् घासः
घासस्य उपरि वर्षति वालुका
वालुकायाः वर्णः अपि ईदशः यत्
उष्ट्रस्य पृष्ठदेशे नेत्रयोश्च सः स्फुरेत्।

विहरन् चलन्
ईषत् कर्णं दत्त्वा
: शोकं त्वमपि श्रृणुयाः।

मनुष्याणां मुखानि ननु
गभीरशुष्करेखासु
विकसन् एकमात्रः अतीतः
नास्ति इदानीम् इतिहासः तेषां हस्तेषु....
समस्तः पराजयः उध्वस्तभवनेषु
कणे कणे दृश्यते उद्भूतः।
मीरांत्यक्तमंदिरमध्ये
ज्योतिरहितः ज्वलति दीपः।
देशदेशस्य मृगजलवत् काऽपि पद्मिनी
'जौहरस्य' ज्वालायां रक्षति सौभाग्यम्।

मम ग्रामस्य प्रान्ते आसीनाः
वृद्धाः ये शनैः कुर्वन्ति धूम्रपानम्,
तेभ्यः पूजासामग्रीं नयन्ती-
कन्याकृते अद्य
स्थापयित्वा उष्ट्रपृष्ठे
आनयितुं न शक्नोमि राजस्थानम्
इदानीं नेत्रेषु तत् अवतिष्ठेत् एतदेव सत्यम्।

## □ ઑકતાવિયો પાઝ □ જગદીશ જોષી

વૃક્ષની જેવી લીલી અને કાળી ઑક્સાકાની પ્રચંડ રાત્રિમાં,
પાગલ પવનની જેમ મારી જાત જોડે જ બડબડતો
ચાલ્યે જતો હતો તે શું હું જ ?
અને કમરામાં પાછો ફર્યો – સદાય માટેની ચાર દીવાલો જ –
ત્યારે અરીસાઓમાં જોતાં જ જે દેખાયો તે શું હું જ ?
હોટેલ વર્નેટમાંથી બદામનાં વૃક્ષો સાથે હીંચતું
ઊગતું પરોઢ શું આપણે જોયું હતું ?–'ઘણું મોડું થઈ ગયું'
તું વાળ ઓળતાં ઓળતાં બોલી'તી અને મેં જોયા'તા
દીવાલ પર ડાઘા અને છતાં હું કશુંય બોલ્યો ન'તો ?
શું આપણે એકમેકના સંગમાં મિનારા પર ગયાં'તાં ? ટેકરીઓની પાછળ
સૂર્યને ડૂબતો સાચ્ચે આપણે જ જોયો'તો ?
બિદાર્તમાં આપણે દ્રાક્ષ ખાધી'તી ? પિરોટેમાં
આપણે ખુશ્બોદાર ફૂલો ખરીદ્યાં'તાં ?
નામો, સ્થળો,
ગલીઓ અને ગલીઓ, ચહેરાઓ, ચોક, રસ્તાઓ,
રેલ્વે-સ્ટેશન, બાગ, અક્કેક ઓરડીઓ,
દીવાલ પરના ડાઘ, વાળ ઓળતી કોઈ સ્ત્રી–
મારા પડખામાં ગાતું એવું કોઈક, ફરી પાછા વાઘા વીંટી લેતું કોઈક,
ઓરડીઓ, સ્થળો, રસ્તાઓ, નામો, ઓરડીઓ, (શું આ બધું હતું ?)

## છોરી પંજાબની ☐ સિતાંશુ યશશ્ચંદ્ર

છોરી પંજાબની છે, ફુટડી છે, ગોરી છે.
હો !

ચાલે તો ચાલે જાણે ધરતી ટટ્ટાર થઈને,
ચુન્નીનાં જલ ખાબકતાં ટેકરીની ધાર્યે થઈને,
તાપણાં જાળવતાં લોચન, શિયાળુ અંધાર થઈને,
આષાઢે લથબથ પાછી આસોમાં કોરી છે !

આવડે છે શું શું એને ? થોડું થોડું વાંચતાયે,
વંટોળે વણતૂટેલા વૃક્ષ જેવું નાચતાંયે,
હાથવગાં સુખમાં ઝાઝું આવડે છે રાચતાંયે,
ઘઉંના એક છોડ જેવી સહજ એ કિશોરી છે.

વ્હાલ અને વેર એનાં પંચનદે લહેરાતાં,
ઠંડાં આકાશ ઝૂકી હૂંફ લેવા વીંટળાતાં,
વૈશાખી ડમ્મર એની છાતીએ પૉરો ખાતાં,
તીખાં અમરતની ભંગુર માટી-કટોરી છે...

## પહેલા પગારમાં ☐ પ્રવીણકુમાર રાઠોડ

(ગઝલ)

થોડાંક ફૂલ લઈશ હું પહેલા પગારમાં
ને કાશ્મીર જઈશ હું પહેલા પગારમાં.

ફોરમ હશે ઉડતી હવા મહીં, તમે હશો
થોડોક ભીનો થઈશ હું પહેલા પગારમાં.

સંકોચ પીગળી જશે બરફ બની બધા
વાતો હૃદયની કહીશ હું પહેલા પગારમાં.

ચારે તરફ ફૂલો હશે અને હશો તમે
સુખી બહુ જ હઈશ હું પહેલા પગારમાં.

## મુંબઈ નગરી ☐ નિરંજન ભગત

ચલ મન મુંબઈ નગરી,
જોવા પુચ્છ વિનાની મગરી !

જ્યાં માનવ સૌ ચિત્રો જેવાં,
વગર પિછાને મિત્રો જેવાં;
નહીં પેટી નહીં બિસ્રો લેવાં,
આ તીરથની જાત્રા છે ના અઘરી !

સિમેન્ટ, કૉંક્રીટ, કાચ, શિલા,
તાર, બોલ્ટ, રિવેટ, સ્ક્રૂ, ખીલા;
ઇન્દ્રજાલની ભૂલવે લીલા
એવી આ સૌ સ્વર્ગતણી સામગ્રી !

રસ્તે રસ્તે ઊગે ઘાસ
કે પરવાળા બાંધે વાસ
તે પ્હેલાં જોવાની આશ
હોય તને તો કાળ રહ્યો છે કગરી !

## ☐ રવીન્દ્રનાથ ટાગોર ☐ નલિની માડગાંવકર
(બંગાળી)

ઘણાય દિવસો ગાઉના ગાઉ, દૂર
છુટ્ટે હાથે ખર્ચીને દેશ-વિદેશમાં ફર્યો,
જોવા ગયો પર્વતમાળા
જોવા ગયો સાગર.

આંખ ઉઘાડી જોઈ શક્યો નહીં
ઘરથી બે ડગલાં દૂર
એક ધાન્યના ડૂંડા માથે રહેલું
એક ઝાકળબિંદુ.

## પીકનીક મુડ □ ઇન્દુ પુવાર

હું પદ્માસિત છે
ફ્રીઝનો કાચો કોરો બરફ ખાઈ આશિક આશિક છે
કોરુંમોરું વાદળ
કાળામેંશ અંધકારને પોતામાં બીજ રૂપે રોપી
હર્ષિત હર્ષિત છે
એમ હુંનુ મન મધુર મધુર મારું છે/અમારું છે
એકાંત અત્યારે અમારું છે/આપણું છે
અમને થાય છે ચાલો
અચાનક આમ મળેલા એકાંતને ઇમ્પ્રુવાઇઝ કરીએ
ને એમ એક સફરનામાની રચના કરીએ.

એક એકાંત સફરમાં નીકળ્યું છે
અથવા એમ કહી શકાય કે પૂરા પીકનીક મુડમાં છે
તેમ છતાં એ નથી કૂદમકૂદી કરતું
નથી અંતકડી ગાતું
નથી કોઈની સાથે આંખમાં આંખ મેળવી
પ્રણયભાવનાનાં ફૂલ રોપતું.
જાતે કાર ડ્રાઈવ કરી હરીફરી રહ્યું છે નગરમાં/જંગલમાં
એકાકી.

O

હવે બીજી બાજુ મરક્યુરી લાઇટનો પ્રકાશ
જેટલો વિસ્તાર કવર કરે/જેવી આકૃતિ રચે
તે રીતે પથરાઈને એક ઍબ્સર્ડડીટી પડી છે મસ્તીથી સ્થિર છે
હલનચલનની કોઈ શક્યતા નથી.
ઍબ્સર્ડડીટીનું હોવું એટલું બધું જરૂરી છે કે ના પૂછો વાત.
ઍબ્સર્ડડીટીની બરાબર સામે
એક લમસમ મૅચ્યોરિટી દૃશ્યમાન થાય છે/ઊભી છે
મૅચ્યોરિટીની મહાનિબંધ અર્થેની શોધ આરંભાયેલી છે
એમાં ઘણું બધું કાચુંકોરું સમાયેલું છે

ઝીણી ઝીણી નોંધો ફેલાયેલી છે
કાળી સ્યાહીની અછતથી ઊભી થયેલી પરિસ્થિતિ વિશે
ગૂંચવાઈને ઊભી છે આ મૅચ્યોરિટી બિચારી.
ઍબ્સર્ડિટીનું પડયા રહેવું
મૅચ્યોરિટીનું ઊભા રહેવું
આ પરિસ્થિતિ એટલે એક ઘુવડનું દૂર દૂર હોવું
એની બંને અઘોરી આંખોમાં
મનુષ્ય જાતિનાં સંવેદનોનું ઓગળવું
અગ્નિ થવું/કાચોકોરો બરફ થવું.
ભેંકારની ભૂંગળનું વાગવું
અને એકાંતનું કાર લઈ નીકળવું
ચાલો ત્યારે સફરમાં ફ્રર્ ફ્રર્ થતા આગળ વધીએ –
આછા જાંબલી ગુલાબી રંગની પુષ્પની પારદર્શી પાંદડીઓની પાછળ
અમારું/હુંનું અપારદર્શીપણું નિરાંતે બીડી પી રહ્યું છે
બીડીની સાથે ઝગઝગી રહ્યું છે
મૅચ્યોરિટીનો મહાનિબંધ બની રહ્યું છે
ઘુવડની આંખ થઈ રહ્યું છે
એકાંતનો પીકનીક મુડ ઉછીનો માગી રહ્યું છે
એની સમાંતરે
એક વૃક્ષની ડાળ પર
ઊડતો ઊડતો આવી ભરાયેલો/લટકેલો
એક કાગળનો ટુકડો
આછું આછું હલતો
સમર્થકોની દુધિયલ કુણીકુણી ભાષા શીખી રહ્યો છે.
ત્યાં કાર ડ્રાઈવ કરતું એકાંત આવી
અમારા/હુંના અપારદર્શીપણાને ઝગઝગતી બીડી સાથે
હંકારી લઈ જાય છે.
ટેકરિયા અંધારમાં એકાંત કાર ડ્રાઈવ કરતું કરતું
પુષ્પ પાંદડીઓનું પારદર્શીપણું લખી રહ્યું છે –

કવિતા

ગમે છે પુષ્પ પાંદડી, એનું પારદર્શીપણું
આછા જાંબલી ગુલાબી રંગમાં ઓગળી જવાય છે.
માણસની આંખની આશાઇચ્છા થઈ જવાય છે
બીડીના ઝબકારમાં અમારું/હુંનું અપારદર્શીપણું આ બધું જુવે છે.
ઍબ્સર્ડડીટી પાછળ ખેંચાય છે
લમસમ મૅચ્યોરિટી હાલ્યાચાલ્યા વિના
ઘુવડ થવાની તૈયારી કરી અંધાર/એકાંતને ગળતી જાય છે.
એમાં સમર્થકોની દુધિયલ કુણીકુણી ભાષા ભળતી જાય છે.
અમે/હું
પુષ્પધન્વાની પણછ ખેંચવા યત્ન કરીએ છીએ
અડધીપડધી ખેંચીએ પણ છીએ
ને પછી
ધોધમાર વહેતા જળપ્રવાહનો ધસારો થઈ
ઍબ્સર્ડડીટીને સાથે લઇ નીકળી પડીએ છીએ
દોરીલોટો કે છત્રી સાથે નથી
એકાંતે અમને/હુંને એક ખીણ આપી છે
આ ખીણમાંય ઊંડે ઊંડે જળપ્રવાહ વહી રહ્યો છે
અમારું/હુંનું અપારદર્શીપણું ઝગારા મારતી બીડી પી રહ્યું છે....
પરંતુ ભાવક શ્રેષ્ઠ !
પીકનીક મુડ એટલે પીકનીક મુડ
આગળ કશું કહેવાનો મુડ નથી –
પણ હા,
મૅચ્યોરિટીને કાળી સ્યાહી મળી કે નહીં
એ જરા સમય હોય તો પૂછી લેજો –



હું પદ્માસિત છે
ફ્રીઝનો કાચો કોરો બરફ ખાઇ આશિક આશિક છે
ને એમ એક સફરનામાની રચના મા ગુર્જરીના ચરણે...

## દૂધસાગર : ગોવા □ ઉમાશંકર જોશી

[કાલિદાસ પ્રતિ]

રમ્યાણિ વીક્ષ્ય, કવિ, યાદ તમારી આવે :
આ દૂધસાગર તમે નીરખ્યો હશે શું ?
સોમાન્તકે ગિરિ તણાં શિખર છવાયલી
લીલોતરી મખમલી ચરતી, મુદાથી
વાગોળતી રહી રહી અવકાશધેનુ,
તેની સમુચ્છલત દૂધની ધાર જેવો
આ ધોધ ધન્ય શું બન્યો તમ દૃષ્ટિએ હશે ?

એકે ન સ્થાન, કવિ, ભારતનું સલૂણું,
સૌન્દર્યતીર્થ નવ એક, ન જે તમારી
દૃષ્ટે બન્યું પુનિત ના, કવિતાસુધાના
અર્ઘ્યે તમે ન અથવા કદી જે વધાવ્યું.
આનન્ત્યના પથિક, ભારતની નિસર્ગ -
શ્રીને ગિરા-મધુપુટે ચિર સંચનાર,
છો અગ્રયાયી સહુ ભારતયાત્રિકોના,
છો વંદનાર્હ સહુ ભારતપ્રેમિકોના.

આ ધોધ છો નવ તમે કદી હો નિહાળ્યો,
ના, ના, તથાપિ તમથી જરી એ અજાણ્યો; -
આ દૂધસાગર અદીઠ ઝિલાઈ જેહ
સ્વર્લોકથી, વનજટા થકી છૂટતો જે
ઝૂલી રહ્યો, પ્રકૃતિનો થડકંત પ્રાણ
ઉલાસતો અમૃતશુભ્ર, હસાવી રહેતો
લોકે યુગોયુગથી ભારતભાગ્ય સૌમ્ય;
—— શું કાલિદાસ કવિની કવિતા સ્વયં આ ?
રમ્યો નિહાળી, કવિ, યાદ તમારી આવે.

## બનારસ

□ કેદારનાથ સિંહ

□ ઉષા ઠક્કર

(હિંદી)

આ શહેરમાં વસંત આવે છે
કશી ચેતવણી વગર
ફક્ત આવે તે પહેલાં
લહરનારા કે મડુઆડીહથી
આ સૌથી પુરાણા શહેરની
જીભ ઉપર
ધૂળની ડમરી ઊડે છે

જે કંઈ નથી અને
જે કંઈ થવા મથે છે
તેના કરતાં જે કંઈ છે
તે વધુ બેચેન છે
દશાશ્વમેધના ઘાટનાં પગથિયાં
પણ સુંવાળાં લાગે છે
અને વાનરોની આંખમાં અકળ
પાણી ભાસે છે
ભિખારીના પાત્રનો ખાલીપો
ચમકવાની શરૂઆત કરે છે.

તમે કદી ખાલીખમ પાત્રો
વસંતથી છલકાતાં જોયાં છે ખરાં
આ શહેર એમ જ ખુલે છે
એ છલકાય છે
અને ખાલી થાય છે

રાતની અંધારી ગલીઓમાંથી
ઝળહળતી ગંગા તરફ
કાંધે લઈ જવાતાં શરીર
રોજ-ને-રોજ
અંત વિનાની સાંકળ

આ શહેરમાં ધૂળ ઊડે છે ધીરિથી
લોકો ચાલે છે ધીરિથી
ઝાલર બજે છે ધીરિથી
સાંજ પણ થાય છે ધીરિથી

આ ધીમાશ
દરેક વસ્તુ જ ધીમે-ધીમે
બને છે, તે
સામૂહિક લય થતાં
આખાય શહેરને બાંધી રાખે છે
જેથી કશુંય ખરતું નથી
કશુંય હલતું નથી

દરેક વસ્તુ એમ-ને-એમ છે
ગંગા
લાંગરેલી નાવ
તુલસીદાસની ચાખડી
બધું જ અસલની જગ્યાએ છે
તમે જો કોઈ વાર અચાનક
બનારસમાં આવો
અને સાંજના સળગતા
દીવાઓના પ્રકાશમાં તેને જુઓ
તો તમને લાગશે એક જાદુઈ નગર
આ નગર

થોડુંક જળમાં થોડુંક મંત્રમાં
થોડુંક શંખમાં, થોડુંક ફૂલમાં
થોડુંક શબમાં, થોડુંક ઊંઘમાં
ઝીણવટથી જોશો તો
લાગશે કે થોડુંક છે
અને થોડુંક નથી
જે છે તે આધાર વિના છે
જે નથી તેનો આધાર છે
ઊંચા ભસ્મસ્તંભ, પ્રકાશસ્તંભ,
અગ્નિસ્તંભ, વારિસ્તંભ,
ધૂમ્રસ્તંભ, જનહસ્તસ્તંભ
અદીઠ સૂર્યની સદીઓથી અર્ચના કરતું
આ શહેર
ઊભું જ છે – એક પગ છે
પાણીમાં અને બીજો ક્યાં છે
તેની કશી જાણ વગર.

## તમિળ નારી □ નિરંજન ભગત

તમિળની લાજલલિત મૃદુ નાર,
શ્રમથી, ધૈર્યથી, દૈન્યથી બાલા ધરે પયોધરભાર.

ગુપ્ત વાણિ બોલે, અતિશાસ્ત્રીય પ્રતિ મુદ્રાનું રહસ્ય,
કર્પૂર જ્વલન તેજમાં એનું પ્રગટિત ગોપિત આસ્ય,
લાલ ભૂરા એના ઉચ્ચાર.

ધીરે ધીરે, અનુનયથી, મૃદુ ઉપચારોથી રસિક,
પક્ષ્મ ઊંચકશે, નેત્ર પ્રગટશે, સૂચના કરશે, કશીક;
અતિહરિત ગુલાબી વિચાર.

વસ્ત્ર ખસ્યું, રેશમનું, શરીર તસુએ તસુ અતંદ્ર,
તનુ કટિ, પૃથુલ જઘન, ગતિ મંથર, નખ કૃષ્ણાષ્ટમી ચંદ્ર,
હવે પળમાત્ર સહે ના વાર

## કણ્વભૂમિ કરનાળા □ અમૃત ઘાયલ

ચોતરફ નામ અને રૂપની મોસમ કહે કે,
આજ દર્શનનો દિવસ છે ભલે નરદમ મ્હેકે!

વ્યોમ તો વ્યોમ સ્વયં ઓમ પણ 'મોઘમ' મ્હેકે,
ઘડી મન મૂકી ઘડીબેઘડી. મધ્યમ મ્હેકે.

કક્ષમાં ત્રિપદા તસ્વીર મુલાયમ મ્હેકે,
મ્હેકે ઉપવસ્ત્'ને ઉપવસ્ત્રનું રેશમ મ્હેકે.

કર કનક પદમ કમંડળ વિષે નિર્મમ મ્હેકે,
'શ્રીમ્'ને 'કલીમ્' સહિત હ્રીમ્‌નું નીલમ મ્હેકે,

એમ કૈં આ જ આ નુપુર તણા છમછમ મ્હેકે,
ઠેક લય તાલ અને થાપ સહિત સમ મ્હેકે.

જો લિયો શ્વાસ તો હર શ્વાસમાં સોઽમ મ્હેકે,
નીરખી ફૂલ બને સ્તબ્ધ એ ફોરમ મ્હેકે,

કોણ છે એવું કે જે આજ મહેકતું જ નથી?
'શાન્ત વન' મ્હેકે પુનિત નર્મદા ઉત્તમ મ્હેકે.

એક રસ જાણે કે થઈ ગઈ છે ત્રિગુણી માયા.
સત્ત્વ પણ મ્હેકે રજસ્ મ્હેકે અને તમ મ્હેકે

શુષ્ક દિવસો હવે દેખાડશો 'મા' 'ઘાયલ'ને.
આ જ 'જે' મ્હેકે છે 'ભગવાન્' 'એ' કાયમ મ્હેકે

+ દક્ષિણા મૂર્તિભવન – ગાયત્રી પીઠનાં દશરનની અનુભૂતિ
શાન્તવન સ્મૃતિ.

## ફરવા આવ્યો છું □ નિરંજન ભગત

હું તો બસ ફરવા આવ્યો છું !
હું ક્યાં એકે કામ તમારું કે મારું કરવા આવ્યો છું ?
અહીં પથ પર શી મધુર હવા
ને ચ્હેરા ચમકે નવા નવા !
– રે ચહું ન પાછો ઘેર જવા !
હું ડગ સાત સુખે ભરવા અહીં સ્વપ્નમહીં સરવા આવ્યો છું !
જાદુ એવો જાય જડી
કે ચાહી શકું બે ચાર ઘડી
ને ગાઇ શકું બે ચાર કડી
તો ગીત પ્રેમનું આ પૃથ્વીના કર્ણપટે ધરવા આવ્યો છું !
હું તો બસ ફરવા આવ્યો છું !

## ગોળ શિક્ષકનું પ્રણયકાવ્ય □ પ્રવીણકુમાર રાઠોડ

આજે સવારે
વર્ગખંડમાં
તાસ લેતી વખતે
બોર્ડ પર ટેકવેલા નકશાની નદીઓ
વહેવા લાગી
નકશાના ચતુષ્કોણની બહાર
પર્વતો ધસીને બહાર દોડી આવ્યા
સીમલાની મીઠી-મીઠી વસંતોએ
મને
પોતામાં સમાવી લીધો
ધીરે ધીરે મેપસ્ટીક
સરી ગઈ
ધરતીના સ્વર્ગ કાશ્મીર પર
મારા હાથમાં રહેલ ચોકસ્ટીક
બની ગઈ બરફનો ગોળો.
શ્રીનગરની નદીઓનું
તારા કેશ સમું વહેતું સોનેરી પાણી.
બરફના થીજી ગયેલા થરો વચ્ચે
તારા ચહેરાની જેમ ઊગી નીકળતો સૂરજ
હવે તું જ કહે સ્મીતા,
મને કોઈ વિદ્યાર્થી પૂછે
કે
કાશ્મીર એટલે શું ?
તેં ક્યાં આવ્યું ?
તો હું શો જવાબ આપી શકું ?

## કેરલ કામિનીનું ગીત □ સિતાંશુ યશશ્ચંદ્ર

નાળિયેર સોપારી કાજુ ને રાતાં
વેલાતી નળિયાંનુ એક ઘર !
મેરીમા, એવો મને આપજે વર.

નાળિયેરી રાખજે જૂની ને ઊંચી
મારો પરણ્યો રહે પાતળિયો નરવો,
કેળાંના ખેતરનો માલિક ગમે ન મને
બેઠાડુ , જાડિયો, વરવો.
તે હું જ થઈશ કદલિ એને ઘર,
મેરીમા, એવો મને આપજે વર.

સોપારી કાજુની લીલી લીલી ગંધ
રોજ સાંજે હું સંભરીશ કાયા,
ને એક એક રાતમાં દસ દસ ચાંદા
ઊગે એવી કરીશ માયા.
જેને ચાલે ન મારા વગર,
મેરીમા, એવો મને આપજે વર.

હીરા ઘસવાનો કસબ હાથ છે મને
તે જશું સેલમથી સૂરત શ્હેર,
એનો મામો ને મારો ભાઈ બેય આઘા
તે કરશું અમે બેઉ લીલાલ્હેર.
હું સૂરતમાં ચાલીશ જમીનથી અદ્ધર !
મેરીમા, એવો મને આપજે વર.

પાછા વળતાં હું લઈ આવીશ અજોડ એક
ઝગમગ ઝગમગ હીરો,
તારા ખોળામાં જે બેઠો છે બાળ
મારા લાલને એ જાળવશે ધીરો.

સદા રાખે ભરોસો તારા પર
(ને મારા પર !)
મેરીમા, એવો મને આપજે વર.

પહેલા મિલન જેમ પાછા ફરીને ફરી
ઊજવશું રાતલડી આખ્ખી,
સોપારી કાજુ લહેરાશે ને નાળિયેર
પાણી અમે લઈશું ફરી ચાખી
પાછો યાદ આવે વચ્ચે ભૂલ્યા વગર,
મેરીમા, એવો મને આપજે વર.

રાતા નળિયાની ઉપર પડયો પડયો ઓગળીને
ચંદ્ર થશે ખોબલોક પાણી,
(પછી) લીપેલી ભોંય પરે ઢળતોક ઢોળાઈ પડે
જાય ક્યાંનો ક્યાંય મને તાણી.
મને કૈયે પડે ના ખબર,
મેરીમા, એવો મને આપજે વર.

નાળિયેર સોપારી કાજુ ને રાતાં
વેલાતી નળિયાંનું એક ઘર,
મેરીમા, એવો મને આપજે વર.

## પહાડી યાત્રા □ અજ્ઞેય
(હિન્દી) □ સુશી દલાલ

મારા ઘોડાના ડાબલા
ચોકઠું બનીને રહ્યા છે
સામેના નદી-વ્યોમ, ખીણ-પર્વતની આસપાસ :
હું એક ચિત્રમાં
લખાઈ ગયો હોઉં એવો આગળ વધી રહ્યો છું.

'કવિતા... સ્વયંપ્રવાસ'

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૧
વર્ષ : ૨૧ : અંક : ૧ : ઑક્ટોબર, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

કવિતા
(દ્વૈમાસિક)

અજ્ઞેય ૧૧૪
અનિલ જોશી ૧, ૧૧૭
અમિય ચક્રવર્તી ૧૧૮
અમૃત ઘાયલ ૧૩૯
ઇન્દિરા સંત ૮૨
ઇન્દુ પુવાર ૧૩૨
ઇલાઈ મેનડલ ૧૧૬
ઉત્પલ ભાયાણી ૨૪
ઉમાશંકર જોશી ૨૫, ૩૩, ૪૬, ૪૭, ૪૮, ૪૯, ૫૦, ૧૩૫
ઉષા ઠક્કર ૯૫, ૧૩૬
એ. એસ. જે. ટેસીમોન્ડ ૯૮
એગનીસ મેરી રોબીનસન ૧૦૦
એડ્રિયન મિચેલ ૮૪
એલિઝાબેથ જેનિંગ્સ ૧૦૭
ઑક્તાવિયો પાઝ ૨૪, ૭૮
કલાપી ૯૭
કાલિદાસ ૩, ૯૨, ૯૬
કિલાભાઈ ઘનશ્યામ ૩
કુસુમાગ્રજ ૭૬, ૭૯, ૮૪, ૯૪
કુંજબિહારી દાસ ૮૮
કેરાલ રોબર્ટસન ૯૬
કેદારનાથ સિંહ ૧૩૬
ગુલામ મોહમ્મદ શેખ ૭૨, ૧૧૨
ગ્યુઈયે ૯૯
ચંદ્રવદન મહેતા ૧૧૦
જગદીશ જોષી ૧૧૯, ૧૨૯
જયન્ત પાઠક ૭૧, ૭૩
જયા મહેતા ૨૯, ૪૯, ૮૫, ૮૯, ૯૩
જશવંતી દવે ૨૯, ૨૩, ૪૫, ૮૩, ૯૨, ૯૬, ૧૦૭, ૧૧૫, ૧૨૭, ૧૨૮
જાનકી મહેતા ૯૭
જી. શંકર કુરૂપ ૫૩
જ્હોન ફૂલર ૭૭
ટી. એસ. એલિયટ ૩૦
ડોરથી લાઇવસેઈ ૧૧૧
દયારામ ૨
ધનવિદ્યા મહેતા ૭૬, ૭૯, ૮૪, ૯૪
નલિન રાવળ ૧૧૩
નલિની માડગાંવકર ૧૧૮, ૧૩૧
નાથાલાલ જોશી ૧૧૨
નિકાનોર પારા ૧૦૧, ૧૦૩
નિરંજન ભગત ૧૩૧, ૧૪૦
નીતા રામૈયા ૨૨, ૧૧૬
પ્રવીણકુમાર રાઠોડ ૧૩૦, ૧૪૦
પ્રાપ્તિ કાનાણી ૧૦૬
પ્રિયકાન્ત મણિયાર ૧૦૯, ૧૨૫

ફ્રાન્સીસ કોર્ન ફોર્ડ ૯૧
બ. ક. ઠાકોર ૧૨૬
બાલમુકુન્દ દવે ૧૨૭
ભગવતીકુમાર શર્મા ૫૬
ભાર્ગવ કાનાણી ૧૦૮
ભાનુ શાહ ૯૦
ભાસ ૨૩
મનસુખલાલ ઝવેરી ૧૨૪
મહમ્મુદ દરવીશ ૧૦૮
માર્ક સ્ટ્રેન્ડ ૬૬
માર્ગરેટ એટવુડ ૨૨, ૧૨૦
મુહમ્મદ અલ-મધુર ૧૦૬
રઘુવીર ચૌધરી ૭૪, ૧૨૮
રમેશ પારેખ ૧૦૪
રવીન્દ્રનાથ ટાગોર ૧૩૧
રાકેશ દેસાઈ ૭૨, ૮૦, ૮૬, ૯૫
રાજેન્દ્ર શાહ ૧૨૬
રુપર્ટ બ્રૂક ૧૧૫
રોબર્ટ બ્લાય ૭૦
લક્ષ્મીકાંત તંબોળી ૯૭
વસંત બાપટ ૮૯
વાડીલાલ ડગલી ૭૩
વિંદા કરંદીકર ૮૫
શકુંતલા મહેતા ૮૨, ૯૬, ૯૮, ૯૯, ૧૦૦
શીરીન કુડચેડકર ૧૧૧, ૧૨૦
સર્વેશ્વરદયાલ સકસેના ૫૧, ૯૨
સિતાંશુ યશશ્ચંદ્ર ૧૨૧, ૧૩૦, ૧૩૮, ૧૪૧
સી. પી. કાવાફી ૯૦
સુન્દરમ્ ૪૧, ૬૭
સુરેશ જોશી ૮૭
સુરેશ દલાલ ૩૨, ૫૫, ૬૦, ૬૧, ૬૪, ૬૫, ૬૬, ૬૯, ૭૫, ૮૧, ૯૧, ૧૦૧, ૧૦૩, ૧૨૨
સુધી દલાલ ૫૧, ૫૩, ૮૮, ૯૨, ૧૧૪, ૧૪૨
હરમાન હેસ ૫૦
હર્ષિદા પંડિત ૧૦૨
હરીન્દ્ર દવે ૩૦, ૩૭, ૩૯
હસમુખ દવે ૭૭, ૮૪

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા. પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.
આ અંકના છૂટક ૨૦ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફટથી મોકલવા વિનંતી છે.

પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

*I, an old man*
*Having spent money, body, time*
*Sit under the blind shadow of a winter tree*
*Where even the breeze doesn't stop for shelter.*

*Spring will come again*
*On the wings of an angel*
*And the tree will have a birth.*
*Will I have even a feather*
*From that wing?*





# કવિતા

તંત્રી સુરેશ દલાલ
અંક ૧૨૨, ડિસેમ્બર ૧૯૮૭
છ રૂપિયા
જન્મભૂમિ પ્રકાશન

## Poem for Chandravadan Mehta □ John Drew

Old man, scholar and endearing rogue,
What strange star led you to London
Where I met you, face eclipsed,
diminutive in a suit from Savile Row
as grey and full of propriety
as was the city itself on that bright August day.
A couple of months later, half the globe
and a whole world away, I watched you grow
the cotton falling off you in folds, white and finely-spun
as the chameli flowers past which we walked.
petals of which you took, crushed
and the essence showered
upon my intellect, then made for me a garland
I cannot now discard
although I am back in London.
My mind has been deflowered.

## એક વાર □ હસિત બૂચ

છોડયાં ના છૂટે;
હૈયાં બંધાઈ ગયાં હોંસે જે એક વાર,
છોડયાં ના છૂટે.

ખૂટયાં ના ખૂટે;
ભીતરિયાં ટાંકાં જે સિંચાણાં એક વાર,
ઊંડે ને ઊંડે,
ખૂટયાં ના ખૂટે.

આપણે એ ભૂલ્યાં ને અટવાણાં ઝાંખરે;
રીઝયાં ને ખીજ્યાં કૈં શમણાંના વાયરે;
માંહ્યથી તો માણ્યું કે,
મીઠરાં બંધનિયાં સત્કાર્યાં એક વાર
તૂટે ના તૂટે.

હઠે ચડી શારડીને ફરતી રે, રાખિયેં!
ખેંચી-આણીને નીર મેલાં રે, ચાખિયેં!
માંહ્યથી તો નાણ્યું છે:
રૂંએ રૂંવાડે મધુ માણેલાં એક વાર
ઓચિંતાં એકસાથ
ફૂટે હા, ફૂટે.

હૈયાં જે આકુડાં બંધાણાં એક વાર,
છૂટે ના છૂટે;
ટાંકાં જે ભીતરનાં સિંચાણાં એક વાર,
ખૂટે ના ખૂટે.

## સંદેશો □ જયન્ત પાઠક

ઓધાજી ભલા હરજીને તે શું કહીએ!
વ્હાલાં કરીને પછી વેગળાં કરે તેના
વિશ્વાસે કેમ કરી રહીએ!
પાંસળીઓ કોરી અમે વાંસળીઓ કીધી
મુખ લગી લાવ્યાં, ના ફૂંક એક દીધી!
આવડો સુનકાર કેમ સહીએ!
વન રે વગડેથી અમે મોરપીંછ લાવ્યાં
મુગટમાં આખી રાત જાગી સજાવ્યાં;
ઊજમ અવસ્થા જ લહીએ!
સંદેશા આજ લગી ઓછા છે મોકલ્યા?
એક્કે જવાબના ક્યાં અરથો છે ઊકલ્યા!
અંગૂઠા જેવડો લઈ જાવ જીવ હવે
મેલ્યો આ કોરા કાગળિયે!

## ગઝલ-ભેજની □ હર્ષદ ચંદારાણા

આ હવામાં આજ થોડો ભેજ છે
આંસુઓનો એક દસ્તાવેજ છે

કૈં સ્મરણ પર કાટ જેવો એ જ છે
કૈં વરસથી આંખમાં જે ભેજ છે

સૂર્ય જેવો સૂર્ય પણ નિસ્તેજ છે –
ત્યાં સુધી પણ વિસ્તરેલો ભેજ છે!

હાથ પાસે પેન, કાગળ, મેજ છે
નહિ લખાતો પત્ર ઉર્ફે ભેજ છે

જેમ પાણીમાં વમળ આમેજ છે
આ હવામાં આજ થોડો ભેજ છે

## એક કેલિકાવ્ય □ જયેન્દ્ર શેખડીવાળા

### ક્રિયા

ખડક લોઢ ઊછળે અનંગ
રગરગ ફેલે ફૅનિલ કંપ નીલવર્ણ શ્વાસે...
ડિબાંગ કાળો પહાડ ભેદી
ધસમસે ટ્રેન કોઈ
અંધારવેધી
કર્ણમૂલમાં ચીસે, ચિત્કારે વનપશુ
તોડે હાડ ખડક શાં
અને
ઝંઝાવાત સરિખું મન વીંઝાતું
મત્ત ક્રીડામાં રત્ત...
ધરે અકલ્પી ગતિ
પંખાઘાતી ચંન્ચપ્રહારી જન્મોજન્મની
ઊછળે ખડક લોઢ રે
સહજ ઊગે પરોઢ રે...

### શ્લેથ્ય

ઢળ્યા વાતાસમાં
સઢ છૂટયા
લહર દે થપકથપકી
મુદા વસ્રધરે મન ઝબકી
ગાત્ર સકલ રતિસ્તોત્ર ગાતાં
નિદરવર્ણનું ઘેન ઓઢે
રેપૃષ્ઠ પરોઢે.

### પરોઢ

વિ-ગત રાત્રિનાં ચીર સરકે
મન ક્ષિતિજ પાંખુઝાંખુ
કિરણ આળસ મરડે
તરડે દર્પણ સકલ અંધારનાં...
જ્યાં જોઉં ત્યાં લોપ મ્હારો
શ્વાસનોય કિનારો
તિમિરઘન આ
અગમ જળમાં વીત્યો કાળ વહાવી
નાંગરતો હું પલપલ હવે અજવાસ તીરે
સત્કાર મારો હું જ કરતો.
નવજન્મ પામી પળેપળ
સજલ નેત્ર અધીરે
પ્રભાત તીરે....

## □ અનિલ જોષી

સોય સમી હું પડી હતી ને કીડી જેટલુંક નાકું
હવા પરોવી કોઈ ગયું એ અચરજને હું તાકું

સોય પરોવે દરજીડા ને ફૂલ પરોવે માળી
વેણ પરોવે કવિતડાં ને રાસ પરોવે તાળી
ઝાકળટીપાં કોણ પરોવે? નજર પરોવી થાકું
સોય સમી હું પડી હતી ને કીડી જેટલુંક નાકું
હવા પરોવી કોઈ ગયું એ અચરજને હું તાકું.

પવનપુત્રી કહેવાઉં છતાંયે હવા વિનાની હોઉં
વાંસની મૂંગી ભૂંગળી જેવી મને પડેલી જોઉં
ફૂંક પરોવી કોઈ ગયું ને હવે એકલી વાગું

સોય સમી હું પડી હતી ને કીડી જેટલુંક નાકું
હવા પરોવી કોઈ ગયું એ અચરજને હું તાકું

## □ જયા મહેતા

અગાશીમાં દાણા સૂકવાય
અગાશીમાં પ્રેમ થાય
અગાશીમાં રાતે ભૂતાવળ નાચે
અગાશીમાં રાતે પરીઓ રમવા ઊતરે
ને તોયે અગાશી એ તો અગાશી

ઊભી હોય ધરતીમાં ખૂંપેલા
થાંભલાની ઉપર
પહેલા પાંચમા પચ્ચીસમા
માળની ઉપર
અગાશીમાં તડકા પડે
અગાશીમાં ચાંદની પથરાય
અગાશીને માથે તારા ઝબૂકે
અગાશી નીચે અનેક લીલાક્રીડા ખેલાય
ને તોયે અગાશી એ તો અગાશી

અગાશીમાંથી વરસાદનું પાણી ચૂએ
છત ખખડી જાય
ભીંતોમાં તિરાડો પડે
ને તોયે અગાશી એ તો અગાશી

અગાશીએથી ઝાડપાન રસ્તા ઘર દેખાય
અગાશીએથી આકાશે પતંગ ચગે
ચગાવતાં ચગાવતાં કોઈ
ઊંધે માથે ભોંયભેગા થાય
ને તોયે અગાશી એ તો અગાશી

## તલાશ્યા કરું છું □ સુરેશ દલાલ

સાંજનું સુંવાળું તેજ
અને
રાતનો કાળો અંધકાર
આ બંનેની વચ્ચેથી
જે
ઊપસી આવે છે
તે કોનું ચિત્ર ?
ચિત્ર હોય છે તો એકનું
પણ
એમાં હોય છે અનેકનો સમન્વય
આ અનેક કોણ ?
અને
આ અનેક ક્યાંના ?
પુરાણ અને ઇતિહાસની ગલીમાં
ભટકતાં કેટલાંયે પાત્રો
મારી ગલીમાં ભટકતી
કેટલીયે સ્ત્રીઓ, કેટલાય પુરુષો
તાજાં ફૂલ જેવાં કેટલાંય બાળકો
કોઈકની આંખ,
કોઈકનું નાક,
કોઈકનું સ્મિત,
કોઈકનું આંસુ,
અત્યંત રહસ્યમય રીતે
ગોઠવાઈ જાય છે
મારા ચિત્રમાં.
પાંદડું તો એનું એ જ હોય છે
પણ
સૂર્યના પ્રકાશમાં પાંદડું જુદું લાગે છે
એ જ પાંદડું
રાતના અંધકારમાં
કોઈક
જુદું જ રૂપ ધારણ કરે છે
રૂપ અને અરૂપના
આવાં કેટલાંય રહસ્યો...
એ રહસ્યોની ગલીઓમાં ભટકતાં
હું થાકતો નથી.

જળની ગતિ અને પથ્થરની સ્થિતિ
આ બંને સાથે
હું સંબંધ બાંધી બેઠો છું.
ડાળી પરનાં ફૂલો
અને
ફૂલદાનીમાં ફૂલો
આ બંનેનો એકમેક સાથે
અને
આ બંનેનો મારી સાથે
કોઈ સંબંધ છે કે નહીં.
એ તલાશ્યા કરું છું.

ક્યારેક મને પાંખ ફૂટે છે
અને
આંખ મીંચાઈ જાય છે.
મીંચાયેલી આંખે
હું
કોઈક અજવાળાના કૂવામાં

અંધકારનાં પગથિયાં
ઊતરું છું
તો
જળની ભીતર
મને આકાશનો ટુકડો મળી જાય છે
એ આકાશના ટુકડામાં
લપાયેલાં વાદળોનાં ફૂલને
હું વીણી લઉં છું
અને
એમાંથી
એક મેઘધનુષ્યને ટાંગી દઉં છું
મારી દીવાલ પર.
દીવાલ પર મેઘધનુષ્ય
મને અતડું લાગે છે
અને
આકાશનું મેઘધનુષ્ય
મને રોજિંદું લાગે છે
મેઘધનુષ્યને ઝાડ પર મૂકીએ
તો કેવું!
પરાણે આવેલા મહેમાનની જેમ
ઝાડ
મેઘધનુષ્યનો સ્વીકાર કરે છે
ભીતરથી કરમાઈને
અને
એટલે જ
હું મેઘધનુષ્યને
સમુદ્રની સફેદ કબરમાં
કાયમને માટે
દાટી દઉં છું

કવિતા

હાઈકુ □ ધનસુખલાલ પારેખ

શોધે સ્થંભ
કેટલાંયે વર્ષોથી
પ્રહ્લાદને.

## યાત્રી □ જીવનાનંદ દાસ □ સુશી દલાલ

(બંગાળી)

લાગે છે જીવ
ક્યારેક કોઈ બહુ દૂર સ્વચ્છ સાગરને કિનારે
જન્મ લીધો હતો
એ પાછલા જન્મહીન મૃત્યુહીન ચિહ્નહીન ધુમ્મસનો
જે સંકેત હતો,
તે બધો ધીમે ધીમે ભુલાઈ ગયો
અને
પ્રકાશ જળ તથા આકાશના આકર્ષણથી
અહીં આ ધરતી પર ઊતરીને
કોણ જાણે કોને પ્રેમ કરીને
એક બીજો જ અર્થ મળી ગયો
મૃત્યુ અને જીવનની કાલિમા અને ધવલતા
હૃદયે જડીને
આ યાત્રી માનવ
ધરતી પર આવ્યો છે
કંકાલ, બુઝાયેલા અંગારા, શાહી
અને ચાર ચાર દિશામાં રકતની ભીતર
અંતહિન કરુણ ઇચ્છાનાં ચિહ્ન જોઈને
અને રસ્તો જાણીને
આ ધૂળમાં પોતાના એ જન્મનાં ચિન્હ દેખાડવા આવ્યો છું
પણ તે કોને
ધરતીને ? આકાશને ? આકાશમાં જે સૂર્ય સળગે છે તેને ?
ધૂળના કણ, અણુ-પરમાણું, છાયા, વૃષ્ટિ અને જળબિંદુઓને ?
નગર, બંદર, રાષ્ટ્ર, જ્ઞાન-અજ્ઞાનની દુનિયાને ?
જન્મસૃષ્ટિની પહેલાં આ જ ધુમ્મસ હતું,
છેવટે એક દિવસ જે ધુમ્મસ બાકી રહ્યું હશે
એનો અંધકાર આજે

તો પણ રોજ સૂર્ય પ્રકાશને
પોતાની સાથે ધરતી પર લઇ આવે છે
જે ઋતુ, જે તિથિ, જે જીવન, જે મૃત્યુરીતિ –
જેનો અર્થ મહાઇતિહાસ આજ સુધી નથી જાણી શક્યો.
અહીં પદચિહ્નોની જેમ
ગ્લાનિ, પ્રેમ, ક્ષયને નિરંતર સાથે લઈને
માનવ ચાલી રહ્યો છે,
નદી અને મનુષ્યનું દોડતું હૃદય.
રાત વીતી ગઈ,
અને વાર્તાની અગણિત સવારના
નવા સૂર્ય, નવાં પક્ષી, નવાં ચિહ્ન, નગર નિવાસે,
પ્રાણલોકના યાત્રીઓની ભીડ
નવા-નવા યાત્રીઓની સાથે મળતી જાય છે;
હૃદયમાં ગતિનું ગાન અને પ્રકાશ ભર્યો છે,
જાણે કે શાશ્વત માનવ યાત્રીની
આ જ પટભૂમિ.
પ્રકાશના વલયમાં પલ-પલ ઘેરાઈ રહ્યો છે;
મન પ્રેમપૂર્વક નીલિમાની દિશામાં જવા ઝંખે છે
સનાતન કાળા મહાસાગરની દિશામાં જવા બોલાવે છે.

## ના અવશેષ પણ □ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત)
ગામ નહિ,
અવ ખાખરા અવશેષ
સીમની કુંજો હવે સ્મૃતિશેષ.
ને આ અમે ય જીવિત -શેષ –
રે ! એ પ્રેમનો તો કોઈ ના અવશેષ પણ.

સપ્ટેમ્બર ૫, ૧૯૮૭

ભાઈ ચિમનભાઈ,

તમારો ૧૯/૮નો પત્ર લંડનથી રમણીકભાઈએ અહીં મોકલ્યો તે મળ્યો છે. પત્રથી આનંદ થયો. અમદાવાદના અને મિત્રોના સમાચાર જાણવા મળ્યા. સાથે બહેનનો પત્ર પણ મળ્યો. ૧૬મીએ અહીં આવ્યો. પછી ચારેક દિવસ તો સતત વરસાદ હતો, પણ આછો, ફરફર છતાં સવારથી રાત લગી બહાર ફરતો હતો, પણ રસ્તા ભીના એટલે ચાલવાની મઝા ન હતી. પણ શુક્રવારે સારું વળી ગયું. આખો દિવસ તડકો હતો. ચોખ્ખું, ભૂરું આકાશ, ક્યાંય વાદળ નહીં આખું પૅરિસ જાણે તડકો પહેરીને ઊભું હતું. શુક્રવારની સાંજે છ વાગ્યે બુલ્યાર સૅંમિશેલ પારિસિઆં (પૅરિસવાસીઓ)નો આ સૌથી પ્રિય બુલ્યાર છે, લાડમાં તેઓ એને 'બુલમિશ' કહે છે. મારો પણ આ સૌથી પ્રિય વિસ્તાર છે – પર ફર્યો. શુક્રવારની સાંજ હતી એટલે અસંખ્ય સ્ત્રી-પુરુષો બુલ્યાર પર હતાં. તેઓ પણ ચારેક દિવસથી વરસાદની અકળામણ પછી બહાર નીકળી પડયાં હતાં. અનેક સુંદર સ્ત્રીઓ અસંખ્ય રંગો અને આકારોનાં વસ્ત્રોમાં હતી. તોફાન-મસ્તી, ટીખળ, ટોળ-ટપ્પાં- સૌ લ્હેરમાં હતાં. બધી દુકાનો પણ કલાત્મક શણગારી હતી. દુકાનો શણગારવાની પૅરિસની એક વિશેષ કળા છે- vitrine. આ સૌની વચ્ચે રખડવાનો આનંદ અનેરો હતો. પૅરિસ તો પૅરિસ છે. મારી હૉટલ પણ બુલ્યાર સેં મિશેલ પર છે, સોરબોનની નિકટ, સોરબોનથી દસ જ ડગલાં દૂર. હૉટલ સારી અને સસ્તી છે. બીજે માળે મારો રૂમ છે. શાવર, ડબલ્યુ.સી. આદિ બધી સગવડ છે. ખાટલો, બે ખુરશી, ટેબલ પણ છે.

રવિવારે અવિસ્મરણીય અનુભવ થયો. સવારે શેક્સપિયર એન્ડ કંપની પર ગયો હતો. એના પુસ્તકપ્રેમી માલિક જ્યોર્જ વ્હિટમેનને મળ્યો. સંસ્કૃતિ માટે શેક્સપિયર એન્ડ કંપની પર જે લેખ હતો એની નકલ એમને આપી. મેં કહ્યું 'Mr. Whitman, here is a small article I have written about your bookshop in my language. I come from India. I am a poet' તરત જ એમણે કહ્યું, 'Can I offer you a bed ?' મેં કહ્યું, 'Thank you, I have room in a hotel.' એમનું આ આમંત્રણ હૃદયસ્પર્શી હતું. પછી થોડીક વાતો કરી. એમણે બીજું આમંત્રણ આપ્યું, 'There is a tea-party at the shop at four in the evning, Do come.' ચાર વાગ્યે ગયો. દોઢેક કલાક ત્યાં રહ્યો. જુદા જુદા દેશના વીસ-પચીસ પુસ્તકપ્રેમીઓ હતા. એમણે પ્રેમથી પોતે મારો ફોટો પાડયો અને મારી સાથે ફોટો પડાવ્યો. પછી એમણે વળી બીજું આમંત્રણ આપ્યું, 'There is a poetry reading tomorrow at eight in the night. Do come.' બીજે દિવસે પણ ગયો. કોઈ અંગ્રેજ/અમેરિકન કવિએ કાવ્યો વાંચ્યાં. સાતેક શ્રોતાઓ હતા. કલાકેક ત્યાં રહ્યો. એમનો એક મિત્ર મને કહે 'Mr. Whitman has given me your article to preserve in the shop. Can you translate it into English and read it? We would like to tape it' મેં કહ્યું, 'I will try. I will come next sunday for the tea-party and we shall see what could be done about it.'આ રવિવારે પણ ચાર વાગ્યે પાર્ટીમાં જવાનો છું. જોઇએ શું થાય છે. આખી વાત લાંબી છે. રૂબરૂમાં કરશું. બાકી omlette nature/oeufs au plat,

pain, salade au tomate, Croissants, caf'e au lait, bierre vin blanec – ખાઉં છું, પીઉં છું ને પેરિસમાં ચારે દિશાઓમાં લાંબાપહોળા રસ્તાઓ અને નાનીનાની ગલીઓમાં, મહેલોમાં, દેવળોમાં, મ્યુઝિયમોમાં, બગીચાઓમાં, કબ્રસ્તાનોમાં હુંફરું છું. સવારના નવથી રાતના અગિયાર-બાર લગી રખડું છું ને લહેર કરું છું. બોદલેરનું અવસાન ૧૮૬૭ના ઑગસ્ટની ૩૧મીએ અગિયાર વાગ્યે થયું હતું એટલે ઑગસ્ટની ૩૧મીએ અગિયાર વાગ્યે મોંપારનાસના કબ્રસ્તાનમાં એમની સમાધિ પર ગયો હતો અને મૌન પ્રાર્થનામય અંજલિ આપી હતી. પછી ૧, હ્યુ દ દોમમાં – જે મકાનમાં એમનું અવસાન થયું હતું ત્યાં ગયો હતો. બોદલેર પર થોડાંક પુસ્તકો પણ ખરીદ્યાં છે. હજુ દસેક દિવસ અહીં છું જેટલું રખડી શકાય એટલું રખડીશ. રખડવું તો પેરિસમાં જ. પેરિસ રખડુઓનું નગર છે. સદીઓથી પેરિસમાં મહાન રખડુઓ થયા છે. એમણે એમના અનુભવો વિશે કલાસિકસ લખ્યાં છે. પેરિસની શેરીએ શેરીએ અને ગલીએ ગલીએ એમનાં પગલાં પડયાં છે. પેરિસનો એકે વિસ્તાર એવો નથી. એની એકે શેરી કે ગલી એવી નથી કે જેને વિશે પુસ્તકો ન હોય. માત્ર અનુભવકથાઓ જ નહીં પણ નવલકથાઓ અને કાવ્યોમાં પેરિસ વિશે જેટલું લખાયું છે એટલું જગતના કોઈ નગર વિશે નહીં લખાયું હોય. પેરિસવાદીઓ પેરિસને એટલું ચાહે છે.

પછી હડતાળનું શું થયું ? આપણી કૉલેજ ચાલુ છે એ જાણીને આનંદ થયો. આવીશ ત્યારે વિગતે વાત થશે. પછી વરસાદ આવ્યો કે નહીં ? આમને આમ ચોમાસું તો આ ચાલ્યું ! બિલો, વ્યાજ વગેરે વિષે ત્યાં આવીશ પછી તપાસ કરીશ. એની મને ચિંતા નથી. બહેન પણ મઝામાં છે. તમે ત્રણ-ચાર દિવસે મળો છો એથી નિશ્ચિંત છું. વળી હીરાબહેન ચોવીસે કલાક છે અને જગત સાથે વાક્‌યુદ્ધ ચાલ્યા કરે છે. એટલે બહેનનો સમય પણ સ-રસ પસાર થતો હશે.

સૌ મિત્રો – રજનીકાંત, જ્યોર્જ, રાવત, બબાભાઈ, દૂધારા, કાંતિભાઈ, સગુણાબહેનને યાદ.

અ.સૌ. તારાબહેન તથા સૌ દીકરીઓ મઝામાં હશે એમને યાદ.

આ પત્ર બહેનને વંચાવજો. એમને પણ આજે એક પત્ર લખું છું.

કુશળ હશો.

નિરંજનનાau revoir

## ઇચ્છામતીને તીરે □ શૈલેન રાવલ

મોસમી ટહુકા વિષેની વાત કર !<br>
કોઈ પણ પડઘા વિષેની વાત કર !<br>
શ્વાસ શ્વાસે મહેકતી જે હોય છે;<br>
એક-બે ઇચ્છા વિષેની વાત કર !

## સમ્રાટોની કબર □ આન એબૅર □ શીરીન કુડચેડકર

(ફ્રેંચ)

આંધળા શિકારી પક્ષીની જેમ
કાંડા પર મેં મારા હૃદયને ધર્યું છે.
મદ્ય અને લોહીથી ફુગ્ગાયેલા દીવા જેવું
ઓછાબોલું પક્ષી મારા આંગળાંને પકડે છે,
હું નીચે ઊતરું છું
સમ્રાટોની કબર તરફ
સ્તબ્ધ
માંડ જન્મેલી.
આ બહેરી ભૂલભૂલામણીમાં
આરિઆદનીનો કયો છોરો* મને માર્ગ દર્શાવે છે ?
પગલાંના પડઘા પડતાંની સાથે જ વિલીન થઈ જાય છે.

(ક્યાં સ્વપ્નમાં આ
પગ પર સાંકળ બાંધવામાં આવી હતી
કોઈ મંત્રમુગ્ધ ગુલામ માફક ?)

સ્વપ્નનો સર્જક
દોરો ખેંચે છે
અને નગ્ન પગલાં આગળ ધપે છે
એક પછી એક
કૂવાના ઊંડાણમાં
વરસાદનાં પહેલાં ટીપાં જેવાં.
દુર્ગંધના ચગેલા ઝંઝાવાતો ફેલાવા માંડયા છે
ચારે તરફથી આચ્છાદિત પથારીઓ
ગુપ્ત ગોળાકાર ખંડોમાં સુસજ્જ છે
તેનાં બારણાં નીચેથી ગંધ ચૂએ છે.

પથ્થરિયા નિદ્રાધીનોની થીજેલી વાસના મને દોરે છે.
કાળાં હાડકામાં બેસાડેલા

ભૂરા પથ્થરોનો પ્રકાશ
હું આશ્ચર્યથી નિહાળું છું.

ઝવેરાતને બદલે
સમ્રાટોની છાતી પર સૂતેલી, ધીરજથી કોતરેલી,
કેટલીક કરુણાંતિકાઓ
મને અર્પણ થઈ છે
વસવસા કે આંસુ વિના

એક જ કતારમાં રાખવામાં આવ્યાં છે :
ધૂપ, ચોખાની સૂકી રોટલી
અને મારાં કંપતાં હાડ-માંસ
નમ્ર ક્રિયાકાંડી અર્પણ.

મારા ગેરહાજર ચહેરા પર સોનાનું મ્હોરું
કીકીઓને સ્થાને જાંબુડાં ફૂલ,
પ્રેમનો પડછાયો મારા ચહેરા પર જતનથી રંગભૂષા કરે છે
અને મારું આ પક્ષી
મોટેથી શ્વાસ લે છે
વિચિત્ર રાવ-ફરિયાદ કરે છે.

એક પછી એક ઝાડને ઝીલતા પવન જેવી
એક પ્રલંબ કંપારી
લાકડાના સાત તોતિંગ ફેરાને
પોતાના જાજરમાન કફનમાં હચમચાવે છે.

માત્ર મૃત્યુની ગહનતા ટકી રહી છે
અંતિમ વેદનાનું અનુકરણ કરતી
તે શોધી રહી છે વિસામો
અને પોતાની શાશ્વતીને
કંકણના હળવા રણકારમાં
ભૂતકાળની મિથ્યા ક્રીડા

આહુતિરૂપે અર્પણ થયેલાં માંસ ફરતી.

મારામાં રહેલા દુરિતના વાસનાભૂખ્યા
તેઓ મને સુવાડે છે, મને પીએ છે;
સાત વાર હું હાડકાંની ભીંસ અનુભવું છું
અને કચડવા માટે મારા હૃદયને શોધતો સુક્કો હાથ.

સંતાપ અને ઓથારથી ત્રાસેલી
મારાં અંગો મુક્ત
અને મૃતજીવો મારામાંથી બહાર કાઢેલા, હણાયેલા,
પરોઢનું ક્યું પ્રતિબિંબ અહીં ભૂલું પડયું ભટકે છે ?
આમ કેમ બને કે આ પક્ષી કંપી રહ્યું છે
અને સવાર તરફ
પોતાની વીંધાયેલી આંખો ફેરવે છે ?

---

* એક પ્રખ્યાત ગ્રીક દંતકથાનો ઉલ્લેખ છે. રાજકુમાર થીસયસ મિનોટોર નામના ભયંકર પ્રાણીનો વિનાશ કરવા કીટ ગયો હતો ત્યારે ત્યાંની રાજકુમારી આરિઆદનીએ તેને મદદ કરી હતી અને જે ભૂલભુલામણી વચ્ચે મિનોટોર રહેતું હતું તેમાંથી પાછો રસ્તો શોધી શકે તે કારણે દોરો આપ્યો હતો.

## વિદ્યા બની અવિદ્યા □ નીલકંઠ દીક્ષિત

(સંસ્કૃત) □ હરિવલ્લભ ભાયાણી

બાળપણથી કરી ગુરુ-ચરણ- શુશ્રૂષા
અચળ આસ્થા અને ઘોર શ્રમથી રળ્યો બ્રહ્મવિદ્યા
(બન્યો કો હું પંડિત પ્રકાંડ)-
એ હવે રોજ રાતે કથા કહી કહીને
રૂડા રાજવીઓને પોઢાડવાની મનોરંજની
જુક્તિમાં પરિણમી હા !

☐ નલિની માડગાંવકર

માટીના અંધકારમય ગર્ભમાં
એક બીજ,
સળવળી ઊઠે છે
તીવ્ર ઝંખના સાથે.
મારે આગળ વધવું છે.
અને
કૂંપળરૂપે ફૂટતા બે હાથ
આકાશને આલિંગન આપવા
ઊંચે ને ઊંચે ધસતા જાય છે.

પાણીનો ગતિમય પ્રવાહ...

વહેતું પાણી અને વહેતો માણસ
બંને પામવા મથે છે
ચરાતિ ચરતો ભગ:ને.
પોતાની ભીતર માછલીના ગાઉ ગાઉ ઘૂમતા
સુંવાળાં, સરકતાં, ભીનાં ભીનાં સ્વપ્નો સંઘરીને
એ ચાલ્યું જાય છે આગળ... આગળ... આગળ....

નદી એટલે
પર્વતના ઓગળેલા અહંકારનો પ્રવાસ.
વહેવું હોય તો ઓગળવું પડે.

સપ્ત સૂરનો પ્રવાસ...
ષડજના મંદ્રસૂરથી
નિષાદના તારસૂર સુધી
આગળ... આગળ... આગળ...

## આશ્વાસન-યાત્રા □ અભિમન્યુ અનત
□ ઉષા પટેલ

(હિંદી)

આ ક્રાન્તિ - યાત્રા
કે ઇતિહાસની તન્દ્રા-યાત્રા છે
જેમાં મારા ભાઈ
ન હું ચાલતો રહ્યો, ન તમે ચાલતા રહ્યા છો,
અમારા પગની નીચેનો એ રસ્તો છે
જે ભ્રમ ઉપજાવતો
અમારા પગની નીચે ને નીચે
સરકતો ચાલ્યો જઈ રહ્યો છે
હાથમાં નવા પ્રાતઃકાળનો ધ્વજ લઈને
અમે મંજિલ શોધતા રહ્યા અને
કહોવાતા માંસની ભીતર
દર્દથી કણસતાં પોતાનાં હાડકાં પર
અમે હજી મલમપટ્ટી લગાવી રહ્યા છીએ.
એને આશ્વાસનોથી સીંચીને
એ આશામાં બેઠાં છીએ કે
કાલે વરસાદ પછી સુક્કાં વૃક્ષોની જેમ
એના પર પણ માંસ ઊગી જશે
કારણ કે ઘાસ ત્યાં પણ ઊગી આવ્યું છે
જ્યાં આટિલાનો ઘોડો પસાર થયો હતો.
થાકીને, હારીને, હતાશ થઈને
હવે
પોતાની હથેળીઓને ખંખેરીને
અમે એ બધી હસ્તરેખાઓને
ઢળી જવા દીધી.
જેને કારણે અમારા એ પોતાના લોકો
બધા ભૂખ્યા છે, અર્ધનગ્ન છે

હવે આ લીસા કોરા હાથ પર
ઇતિહાસકાર જો કોઈ છે
તો લખી લે ઇતિહાસને
ઇતિહાસની આશ્વાસન-યાત્રાને
જેમાં ક્રાન્તિ-યાત્રા પર
ગોળીબાર કરીને
સમય પોતાની નિદ્રા-યાત્રામાં
શબ-યાત્રા કરી રહયો.

## શિયાળામાં બ્રુસેલ્સ □ ડબલ્યુ. એચ. ઑડેન
(અંગ્રેજી) □ જશવંતી દવે

જૂની દોરી જેવી ગૂંચવાયેલી ઠંડી શેરીઓમાં રખડતાં
ધુમ્મસમાં ઠરી ગયેલા ફુવારાઓ પાસે આવતાં
એની ફોર્મ્યુલા તમારી પાસેથી છટકી જાય છે; એણે ગુમાવી દીધી
છે
વસ્તુની મૂળભૂત નિયતતા

ઘરડાં, ભૂખ્યાં અને ગરીબો જ
આ હવામાને સ્થળનું ભાન રાખે છે
પોતાની આપદામાં એ સૌ ભેગાં થયાં છે
શિયાળો એમને જકડી રાખે છે ઑપેરાહાઉસની જેમ

શ્રીમંત આવાસોની હારમાળાઓ આજ રાતે ઝાંખી લાગે છે
ત્યાં ઉજજડ બારીઓ ખેતરની જેમ ઝબૂકે છે
માલગાડીની જેમ વાકયનો અંશ અર્થથી ઠાંસોઠાંસ ભરાયો છે
એક દૃષ્ટિમાં માનવનો ઇતિહાસ સમાયો છે
અને પચાસ ફ્રાન્ક એક આગન્તુકને આ થથરતા શહેરને બાહુમાં
લેવાનો અધિકાર મેળવી આપશે.

## ઓછું અનિષ્ટ □ જ્યૉર્જ ઑરવેલ

(અંગ્રેજી) □ શકુંતલા મહેતા

મૃત્યુ જેટલા ખાલીખમ અને પીડા જેટલી ધીમી ગતિથી
દિવસો સીસાને પગલે વીતી જતા હતા
હું પેલી નાની ગલીમાંથી પસાર થતો હતો
પાદરી આવવાનું અઠવાડિયું ફરી પાછું આવ્યું.

બહાર, કંટાળેલાં કબૂતરો ઘૂઘવાટ કરતાં હતાં
કાદવની ધારે સૂર્ય તપતો હતો
અંદર, અપરિણિત વિધવાઓ બિલાડીની જેમ મોટી ચીસો
પાડી
કાંટાળી અને લોહિયાળ ગમગીન કહાણી કહેતી હતી

ધાર્મિક માનવીઓથી ભરપૂર એવા આ ગામનાં બધાં
દેવળોમાં

ઘંટનાદ થતો હતો
મેં આસ્થાળુ કુંવારિકાઓને ગાતી સાંભળી
હું વેશ્યાઘરમાં દાખલ થયો.
વેશ્યાઘર અંધારિયું અને હલકટ હતું
બારણાની આસપાસ કરમાયેલા ફુલો વેરાયેલાં હતાં
જમીન પરના સડી ગયેલા બાંબુઓ વચ્ચે
તેઓ પાનની પીચકારીઓ મારતી હતી.

તેની સુખશૈયામાં ભાગીદાર થવા
હું શા માટે ભાગ્યે જ આવું છું ?
સ્રીએ તારસ્વરે પૂછયું
હું જતો નથી ત્યારે તેના આત્મા જ મરી જાય છે.
અને હું તેને દસ રૂપિયા આપીશ ?

અઠવાડિયાં વીતી ગયાં અને ઘણી વાર
હું ઝડપથી પસાર થઇ જતો હતો ત્યારે

તે શ્યામકેશીએ મને વધુ વાર આવવાની આજીજી કરી
કરમાયેલા પાંદડાની જેમ દિવસો પસાર થઇ ગયા
પાદરી આવવાનો દિવસ ફરી પાછો આવ્યો.
મૃત્યુ અને દુ:ખનાં કઢંગાં જોડકણાં
ફરી વાર શ્રદ્ધાળુ કુંવારી-વૃદ્ધાઓ બરાડતી હતી.

હું તે નાનકડી ગલીમાંથી પસાર થતો હતો
પેલી સ્ત્રી મારે માટે ત્યાં ઊભી હતી
તેના તેલથી લથબથ વાળ તરફ એકીટશે જોઇ
હું ભગવાનના ઘરમાં દાખલ થયો.

## ઓ ઇટલી, મારી તને સલામ

(અંગ્રેજી) □ ક્રીસ્ટીના રોજેટી

□ શકુંતલા મહેતા

હું મધુર મધુરા દક્ષિણેથી–ઉત્તરે આવ્યો
જ્યાં હું જન્મ્યો, ઊછર્યો અને કદાચ મરીશ;
ત્યાં પાછો આવ્યો, દિવસે મારું કામ કરવાને
રમતો રમવાને –
તથાસ્તુ, એમ તો એમ મારે કહેવું રહ્યું.
જે અડધો દેશ મારો છે તે હું નહીં જોઇ શકું
નહીં સાંભળી શકું કંઈક પરિચિત ભાષા
એમ તો એમ – હું વેરાન ઉત્તર તરફ વળું છું.
જ્યાં હું આવ્યો છું –
દક્ષિણ મારી પહોંચની બહાર છે.
પણ જ્યારે તે કાળી ચકલીઓ પાછી દક્ષિણે ઊડી
જશે
મારા મધુર મધુરા દક્ષિણે, મીઠાં દક્ષિણે
મારી વૃદ્ધ ડાહી આંખોમાં ફરી આંસુ આવશે
અને તે મધુર નામ મારે હોઠે.

## મધુમંતી નદી – ગુજરાતમાં
(બંગાળી)

□ દિનેશ દાસ
□ નલિની માડગાંવકર

આકાશમાં ખાસ્સાં જામેલાં
કાળાં વાદળાં ઓગળતાં
થઈ આ માટી કાળી કાળી
નાના નાના ટેકરા
અને શિલા,
ડાળીઓની ધીંગામસ્તીથી આડાંઅવળાં ગૂંચવાયેલાં
વૃક્ષનાં જંગલ,
બૂમ નહીં, અવાજ નહીં: ગોળ ગોળ પથ્થરો પર
નાનકડી એક નદી એકલી અટૂલી
બિલાડીની જેમ ચાલે છે, ગૂપચૂપ, મંથર.
પેલી પાર જતાં પ્રાચીન ગુર્જર
ક્યા કાળનો
ક્યો એ અજાણ્યો પ્રદેશ આજે થયો ગોચર!
પ્રશ્નનો ઝંઝાવાત જગાડું છું:
આ માટીનો, આ નદીનો પરિચય જો કોઈ જાણે....
અચાનક હવામાંથી વહી આવ્યું, એ-એક અદ્‌ભુત
નામ મધુમંતી નદી.
આ પ્રદેશ તમને ઓળખતો નથી
ફક્ત સૂર્ય ટીકી ટીકીને જોઇ રહ્યો છે;
જતાં જતાં જોઉં છું,
ખુલ્લામાં કપાસના ખેતરમાં
નિર્દોષ
હરણનું બચ્ચું શરીરે બપોરનો તડકો ચોળી રહ્યું છે;
કિનારા નજીક આરામથી
ચંચળ માછલીઓનું ટોળું રમી રહ્યું છે, અહીં-તહીં.
કોઈ કરતાં કોઈ અહીં નથી

હવાની કાંસકી ફરી રહી છે વૃક્ષને માથે.
ફક્ત મધુમંતી નદી છાનીમાની
તરતી આવીને
સુંદર આંખો વડે આવકાર આપી રહી છે.

## દેશપાર ગયેલાઓ માટે પ્રવાસોક્તિ □ કાર્લ શેપીરો
□ નૂતન જાની

જુઓ અને યાદ રાખો. જુઓ આ આકાશ તરફ;
ચોખ્ખી હવા-સમુદ્રને જુઓ ભીતરના ભીતરથી,
સરહદ વિનાનું, પ્રાર્થનાનું મોટું સ્ટેશન.
હવે બોલો અને બોલો પવિત્ર ઘુમ્મટમાં
તમે શું સાંભળ્યું ? આકાશે શું પ્રત્યુત્તર વાળ્યો ?
આકાશો લઈ લીધાં છે : આ તમારું ઘર નથી.

જુઓ અને યાદ રાખો. જુઓ આ સમુદ્ર તરફ;
વણથાકી ભરતીમાં વધુ ઊંડે ને ઊંડે જુઓ.
નીચેનું જીવન કેવું છે, ભીતરનું જીવન,
એક કબર, વાંકડિયા મોજાંવાળું પારણું ?
તરંગો ઊઠે છે; સમુદ્ર-પવન અને સમુદ્ર સંમત થાય છે
જળરાશિ લઈ લેવામાં આવ્યો છે : આ તમારું ઘર નથી.

જુઓ અને યાદ રાખો. જુઓ આ ધરતી તરફ;
ઘાસ અને કારખાનાંથી દૂર દૂર ઘણે દૂર
નક્કી ત્યાં, નક્કી, તે લોકો તમને પસાર થવા દેશે
બોલજો ત્યારે અને પૂછજો જંગલો અને ફળદ્રુપ જમીન વિશે
તમે શું સાંભળ્યું ? ધરતી શું હુકમ કરે છે ?
પૃથ્વી લઈ લેવામાં આવી છે : આ તમારું ઘર નથી.

## ઇંગ્લૅન્ડને □ રિચર્ડ બ્રોટિગેન □ પ્રાપ્તિ કાનાણી

(અમેરિકન)

ત્રણ સદી પહેલાંના ઇંગ્લૅન્ડમાં પત્રો પાછા મોકલી આપે
એવી ટપાલ ટિકિટો નથી,
કબર ખોદાઈ ન હોય ત્યાં સુધી પત્રોને
પાછો પ્રવાસ કરાવી શકે એવી ટપાલ ટિકિટો નથી,
અને જોન ડન બારીની બહાર જોતો ઊભો છે,
એપ્રિલની આ સવારે હજી વરસાદ પડવાની શરૂઆત જ થઈ છે,
અને ન રમાયેલી રમતમાં શતરંજનાં સોગઠાં પડે એમ
પંખીઓ વૃક્ષોમાં પડે છે,
અને જોન ડન ટપાલીને રસ્તા પર આવતો જુએ છે,
ટપાલી બહુ જાળવીને ચાલે છે કારણ કે એની લાકડી
કાચની બનેલી છે.

## પ્રવાસ □ ગુરુનાથ ધુરી □ જાનકી મહેતા

(મરાઠી)

પરોઢની ઠંડીમાં તે નીકળી ગયો કામળો ઓઢીને
અજ્ઞાત ડુંગરમાં
તેનું ફાનસ ફક્ત ક્યાંય સુધી
ટમટમતું દેખાતું રહ્યું

ભીંત પર ઉપસાવેલી તેણે પંજાની છાપ
હજીયે છે પરસાળના અંધારામાં
સરસરે છે તેની પરથી કાબરચીતરા સાપ

હજીયે તે આવશે, પેલા ડુંગરમાંથી આવશે
આવા જ પરોઢ - ધુમ્મસમાં ફાનસ લઈને
વર્ષોવર્ષ પંખીઓ તેની રાહ જુએ છે
તેમની પાસે રાખવા આપ્યાં છે
તેણે પોતાનાં ગીત

## ગોકુળ - ગોકુળ થયાં □ હસિત બૂચ

અહીં ઉછળતાં ઝળકયાં મોજાં, ગયાં બધાં એ ગયાં;
ભોં સૂકી થૈ બ્હાર, છતાં ભીતર-પડ ભીનાં રહ્યાં.

હતું-હતું એ હતું સહજ, ને
છે આ, તે યે સહજ;
યાદ ઝરે જે, સુખદ-સુખદ એ
અનુભવ આયે સુખદ;
સ્ફુરણ હમેશાં હાડ અસલનાં મારાં રૂડાં રહ્યાં.

મને લાગતું નથી નવું કે,
હજી સાંભળું પાવો;
ભલે-ભલે ને દૂર રુઠયો છે
રસિયો મારો માવો;
મારાં તો સ્થળ-કાળ હવે સૌ ગોકુળ-ગોકુળ થયાં.

કહું નહીં, સૈયર, મારાં કાં શમણાં લીલાં રહ્યાં!
નહીં કહું કે, ઝળકયાં મોજાં ગયાં - હવે એ ગયાં!

## શબ્દની વેલી □ ભરત ભટ્ટ "તરલ"

હાથની રેખા ઉકેલી જોઉં છું,
વેદના એમાં લખેલી જોઉં છું!
બસ, મને ડંખી રહેલી એષણા;
હું નજરથી દૂર ધકેલી જોઉં છું!
હું સલામત છું જુઓને તે છતાં;
પગ તળે પૃથ્વી ખસેલી જોઉં છું!
ને કબર પર ફૂલ ના ઓઢાડશે;
શાખ, એનાથી નમેલી જોઉં છું!
લ્યો, ગઝલ ફૂટી રહી છે એટલે;
શબ્દની વેલી વધેલી જોઉં છું!

## કાવ્યનો પથ □ સુરેશ દલાલ

મારી એક માત્ર ઇચ્છા તને પ્રેમ કરવાની
ખીણને ભરી દે છે એક ઝંઝાવાત
એક માછલી નદીને

મારા એકાન્તના કદ પ્રમાણે મેં તારું સર્જન કર્યું છે.
સંતાઇ જવા માટે આપણી કને છે આખી સૃષ્ટિ.
દિવસ-રાત છે એકમેકને સમજવા
જેથી તારી આંખમાંયે કશું વિશેષ જોવાનું ન રહે

પણ મને તારા વિશે
અને તારી પ્રતિમામાં દેખાતી દુનિયા વિશે
એમ લાગે છે :
દિવસ અને રાત પર તારી સત્તા
તારી પાંપણનો પ્હેરો.

– પૉલ એલ્યોર્ડ

એલ્યોર્ડ ફ્રેંચ કવિ. માલાર્મે અને વાલેરી બંને માને છે કે કવિતા માટે જો કોઇ યોગ્ય અને સનાતન વિષય હોય તો તે પ્રેમ. પ્રેમ એટલે વ્યક્તિ, વ્યક્તિનું શરીર, એકમેક પાસે પહોંચવાની ઝંખના, સાથે રહેવાની તીવ્રતા, આવરણ હઠાવવામાં અને છતાંયે ગોપિત રાખી એકમેકને પામવાની મથામણ, સ્વમાંથી બહાર નીકળી સામેની વ્યક્તિ તરફ પહોંચવું – આ એક પ્રક્રિયા અને આવી વાતો એલ્યોર્ડની કવિતામાં આવે છે એવું નોંધાયું પણ છે.

આ નર્યું પ્રેમકાવ્ય છે. શક્ય છે કે ફ્રેંચ ભાષામાં તો એ કદાચ શબ્દભાવસંગીત મઢ્યું ગીત હશે અને લયને કારણે નિવેદનો પણ સંવેદનોરૂપે પ્રગટયાં હશે. આમ પણ જાણકારો કહે છે કે ફ્રેંચ ભાષા સવિશેષ સંગીતમય છે. આપણે તો એના અંગ્રેજી અનુવાદના ગુજરાતી અનુવાદને આધારે આગળ વધવાનું. અનુવાદ માટે એમ પણ કહેવાય છે કે અનુવાદનું કામ એ મોનાલિસાને મૂછ ઉગાડવા જેવું છે. મોનાલિસાના હોઠનું સ્મિત અને આંખોનું સૌંદર્ય જળવાઇ રહે તો પણ ભયોભયો.

'મારી એક માત્ર ઇચ્છા'થી કાવ્યનો આરંભ થાય છે. આ ઇચ્છા પ્રબળ છે. સહવાસની, સહજીવનની એક વાસના છે. નરી ઉત્કટતાથી તાર સ્વરે કહેવાયેલી વાત છે. ભલે ક્ષણની આ ઉત્કટતા હોય, પણ શુદ્ધ ઊર્મિની ભરતીના ઉછાળાનું, એક કાયમ માટે યાદ રહી જાય એવું, ભીતરનું શબ્દચિત્ર છે. કોઇક એક વ્યક્તિ, એને માટેનું પાગલપન અને છતાંયે અહીં બે વિવિધ રુદ્ર અને સૌમ્ય કલ્પન છે : ઝંઝાવાત અને માછલીનાં, આ બે છેડા

પરનાં કલ્પનો એટલા માટે હશે કે માની લો કે પેલી વ્યક્તિ પ્રાપ્ત નથી. તો આખી જિંદગી નરી ખીણ અને એમાં લપાયેલો ઝંઝાવાત. વ્યક્તિ પ્રાપ્ત થઈ તો એક માછલીમાં આખી નદીને સભર કરવાની તાકાત છે. ખરેખર તો નદી પાણીને કારણે નદી છે. પણ માછલીને કારણે જાણે કે એનામાં જીવ આવે છે, જીવન આવે છે. દરેક માણસના જીવનમાં અને ખાસ કરીને સાચા પાગલ પ્રણયીઓનાં જીવનમાં એકલતા અને એકાંત લલાટે લખાયેલાં છે. એકલતા એ શાપ છે, પણ એકાંત એ વરદાન છે. એકલતા એ વળગણ છે. એકાંત એ અભિગમ છે. – કહો કે સક્રિય અભિગમ છે. તમે વ્યક્તિને ચાહો છો ત્યારે શું કરો છો ? ખરેખર તો તમે તમારામાંથી બહાર નીકળી એના તરફ પહોંચો છો અને 'તમે'નું 'અમે'માં રૂપાંતર કરો છો. પણ અહીં તો એથીયે વિશેષ આગળ વાત છે. 'મારા એકાંતના કદ પ્રમાણે મેં તારું સર્જન કર્યું છે.' તમારું એકાંત જેટલું મોટું, એટલો પ્રેમ મહાન, એટલું જ નહીં, તમે જ તમારી પ્રિય વ્યક્તિના બ્રહ્મા પ્રજાપતિ. અહીં આ કાવ્ય અટકતું નથી. સાથે મળીને બાહ્ય સૃષ્ટિમાં વિહરવાની વાત નથી. અહીં તો આખી સૃષ્ટિમાં લપાઇ જવાની વાત છેઃ પ્રિય વ્યક્તિ આગળ ખુલ્લેખુલ્લી વાત કરી છે; પણ જ્યાં સૃષ્ટિ આવી ત્યાં પ્રેમને ઢાંકી દીધો છે. આપણે રાત ને દિવસ, દિવસ ને રાત સાથે રહીશું, એ રોજિંદી ઘટના નહીં હોય, અને એટલા માટે કંટાળો નહીં હોય. એક એક દિવસ અને રાત એકમેકને સમજવા માટે છે. પ્રેમ હોય અને સમજણ ન હોય, તો સૂર્ય હોય અને આકાશ ન હોય એના જેવી સ્થિતિ છે. સાચો પ્રેમ સામી વ્યક્તિ પાસેથી ખુલાસા નથી માગતો, પણ સમજણ ઝંખે છે. ખુલાસા આપવાનું ત્યારે જ હોય, જ્યારે ગેરસમજ હોય. આ સમજણ છે એટલે પછી વ્યક્તિની આંખમાં જોઈ જોઇને કોયડો ઉકેલવાનો ન હોય. સમજણ હોય એટલે પ્રશ્ન ન હોય, સમસ્યાઓ ન હોય. તારી આંખમાં મારે માટે તો આખી દુનિયા પ્રતિબિંબિત થયેલી છે. મારે માટે તો તારી આંખ એ જ દર્પણ. એ દર્પણમાં જે દેખાય એ મારી દુનિયા. પણ મારી દુનિયા એટલે તું જ. તારા પ્રેમની મધુર સત્તા. તારી પાંપણનો મનગમતો વ્હેરો. 'કિતના સુખ હૈ બંધનમેં'નો અનુભવ.

આ કાવ્યમાં પ્રેમનું તત્ત્વજ્ઞાન નથી, વ્હાલનું વેવલાપણું નથી; પણ નર્યું પ્રેમકાવ્ય એની ઉત્કટતાની કક્ષાએ કેવું હોય છે એનું એક સરસ ઉદાહરણ તે આ.

## એક કાવ્ય

□ **લક્ષ્મીનારાયણ દવે**

ગગનમાં શરણાઇના સૂર
ને–
વીજળીનો શણગાર
અર્થાત્
વાદળ ઉપર વરસાદનો
ઠાઠબદ્ધ વરઘોડો.

## થોડી ઘણી છે વાર □ પુરુષોત્તમ મિસ્ત્રી

સાંજને આમ તો થોડી ઘણી છે વાર
હાટમાં હજી લોક
હજીયે ઝિલમિલ ને ઝંકાર...

આવનજાવન એકધારીમાં
કોઈ ચગે કોઈ થાકે
કોઈ ભૂલે, કોઈ શોધતા મારગ
કોઈ બેસી રહે નાકે
શોધતા ઇલમ, શોધતા મલમ
કોઈ શોધતા શાપ ઉતાર... હાટમાં...

ઉલાળ ધલાળ જિંદગી કોઈને
કોઈ આંખે અંધારી
કોઈ ઝીંકયે રાખે આંખોમીંચીને
કોઈ અબળખે ભારી-
કોઈ ભેટે, કોઈ આવી મળે તો
થઈ જાયે ઉદ્ધાર...હાટમાં....

## તરસ

□ લક્ષ્મીનારાયણ દવે

એક
તરસ્યું હરણું
મૃગજળ પાછળ
દોડતું-દોડતું,
હાંફતું,
તરફડતું
તળાવ કિનારે
આવી પછડાયું
ને
ધીમે ધીમે
તરસમાં વિલિન થઇ ગયું.

મારા ઘોડાના ડાબલા
ચોકઠું જડતા જાય છે
સામેનાં નદી-વ્યોમ ઘાટી પર્વતની આસપાસ :
હું એક ચિત્રમાં
લખાઇ ગયો શો આગળ વધતો જાઉં છું.

**અજ્ઞેય**

ગતિસ્થિતિની યુગપત્ વાત આ કવિતામાં કહેવાઈ છે. ઘોડા પર બેસી કવિ પહાડની સડકે ચઢી રહ્યા છે. ઘોડાના ડાબલાનો અવાજ એક ચોકઠું – ફ્રેમ રચે છે. ઘોડો ગતિમાં છે, એના ડાબલાનો અવાજ ગતિમાં છે. પણ એ ગતિ એક સ્થિતિ રચતી જાય છે, કેમકે ફ્રેમ એ સ્થિતિ છે. અને આ સ્થિતિની પણ ગતિ છે, કેમકે ડાબલાના અવાજે અવાજે ફ્રેમ રચાતી જાય છે, ધ્વનિ તરંગોની સ્થિર જળમાં કાંકરી નાખીએ અને જળતરંગો ફેંકાતા જાય તેમ આ ફ્રેમ રચાય છે યાત્રિકની સામે ખૂલતાં જતાં નદી વ્યોમ ખીણ અને પર્વતની આસપાસ. આ સૌ સ્થિર છે, અને સ્તબ્ધ પણ.

કદાચ સ્તબ્ધતાની જ આ અનુભૂતિ છે. પહાડી સડકે ઘોડા પર બેસી જતો એકાકી યાત્રિક સાંભળી રહે છે માત્ર ડાબલા. નર્યું એકાન્ત છે એ પણ સૂચવાય છે. અંતર્મુખ કવિ-ચેતના એકાન્તની આ સ્તબ્ધતાનો અનુભવ કરે છે, જે કવિતામાં અભિવ્યક્તિ પામે છે– ડાબલાના અવાજની રચાતી જતી ફ્રેમના વસ્તુગત પ્રતિરૂપ દ્વારા (એલિયટના શબ્દો વાપરવા હોય તો).

પછીની બે પંક્તિમાં પણ સ્થિતિગત સહઅવસ્થિત છે. 'ચિત્રમાં લખાઇ ગયો શો'– છતાં 'આગળ વધતો'. દ્રષ્ટા પોતે દૃશ્ય બની પોતાને જુએ છે. પોતાથી અલગ થઇ, પોતાને જોતો ન હોય ! આ પણ એક રીતે સ્તબ્ધતાથી થયેલી અનુભૂતિ છે, ખુલ્લી વિરાટ પ્રકૃતિની સન્નિધિમાં થયેલી 'ઝેન' અનુભૂતિ. જાપાની કવિ બાશોને પુરાણા તળાવમાં કૂદેલા દેડકાના અવાજથી કશીક આવી સ્તબ્ધતાનો અનુભવ થયો હતો. મેડક– અવાજે સ્તબ્ધતાનો બોધ કરાવ્યો. બાશોએ હાઇકુ લખ્યું. આ કવિતામાં હાઇકુના સગોત્ર પાંચ પંક્તિના તાંકાની રચના થઇ છે, ભલે શ્રુતિમાપ જળવાયું ન હોય. કવિતા કવિની જાપાનયાત્રા વખતે રચાઇ છે, એ અહીં સૂચક બને છે.

એક ઝીણી અનુભૂતિ ઝીણી અભિવ્યક્તિમાં જડાઇ છે.

અનુવાદ-વિવરણ: ભોળાભાઈ પટેલ

## □ 'શાદ' અજીમાબાદી

ગજબ હૈ આદમી કે વાસ્તે મજબૂર હો જાના
જમીં કા સખ્ત હોના આસમાં કા દૂર હો જાના

# એક કવિતા, બે શ્વાસ

□ જ્યોતિષ જાની

તળાવ અને નાળિયેરના વૃક્ષ વચ્ચે
બે શ્વાસ લેતાં
પચાસ પૂરાં થાય તો
કોણ બંધાય, કોના ખીલે ?

લય
લયને ઝીલે
શબ્દ
શબ્દના ચીલે
અર્થ
અર્થને પીલે

તળાવમાં કમળ ખીલે અને
નાળિયેરીના વૃક્ષ ઉપર રેલાય ચાંદની
તો કોણ ચાલે, કોના ચીલે ?

વીલે મોઢે પાછો ફરે એક શ્વાસ,
બીજો કદાચ·
મોગરાની હળુ સુવાસ શો ખીલે !

પચાસ પૂરાં થાય ત્યારે
શ્વાસ શ્વાસને પીલે–
એક શ્વાસ બંધાય, બીજા શ્વાસને ખીલે !

નભમાં ટપોટપ તારા ફૂટે ને
વરસોનાં વરસ ક્ષણ એકમાં તૂટે
શબ્દની માયા તોય છૂટે તો છૂટે
અર્થની કાયા ના તૂટે, ના છૂટે !
લય ઝળહળે કે ઝીલાય
વીલા નભને ખૂંટે !
શબ્દ અર્થને લયની લીલામાં
ખૂટયાં પચાસ ને
તૂટશે દસ–
લયને વયની હોડમાં, કોણ કોને વશ ?



Diana Ó Hehir grew up in Berkeley near the University of California, where her father was head of the English Department. She dropped out of Johns Hopkins University for ten years to work in the labor movement, then returned there to earn her M.A. (in writing) and Ph.D. (in humanities). She has taught at Mills College for twenty years, where she is Professor of English and Creative Writing. She began writing poetry in 1974. Two years later she received the Devins Award for a first book of poetry. *The Power to Change Geography* was published in 1979 in the Princeton Series of Contemporary Poets. In 1980 she won The Poetry Society of America's Di Castagnola Award for a work in progress, *Doubles and Twins*, which is not yet published. Her novel, *I Wish This War Were Over*, is scheduled for 1984 publication. She is married and has two children.



Kathleen Fraser lives in San Francisco, teaching in the graduate writing program at San Francisco State University during the week and studying Italian conversation and jazz singing on weekends. Much of her Guggenheim Fellowship (1980–1981) was spent in Rome and the Tuscany region of Italy working on a new book, *Something (even human voices) in the foreground, a lake.* Other awards include a grant and a fellowship from the National Endowment for the Arts. She has published eight books, including *Change of Address*, *What I Want*, and *New Shoes*. *Each Next, narratives*, is a poetic narrative reflecting her own experience of discontinuous time, published in 1980 by The Figures. She has one son, David, age 16, and lives with the playwright and philosopher, A. K. Bierman.

## સ્વ. ભાઈ સનાતનને ☐ ઉશનસ્

રે ચારભાંડુ ભીંતનું અમ જૂનું ખોરડું
ઊભું અડીખમ 'તું આજ સુધીય બાપીકું
જે કાળની સતત ઝીક ઝીલ્યા કરી ટક્યું;
જ્યાં તારી ભીંત પડી શેષ ત્રણે પડુંપડું...
છે યાદ પેલી ભીંત ઊંચી, ઊગેલી પીપળો,
ઊભી તિરાડ વીજપાત શી, ખોર્ખરે લૂણો ;
એ ભીંતથી જ મુખ ભીંત–રચ્યો હતો ખૂણો
જ્યાં કાટમાળ સહ જાળવી'તી આપણી પળો;
ભાવિ ? હવે ગણવું કેટલું ભાવિ બાકી ?
તુંથી હું માંડ ડગ બેક છું દૂર એ દિશે
કોનેય ના કશીય ચોક્કસ જાણ જે વિશે
તે માર્ગે - અંધગલી - ને મુજ ચાલ થાકી;
ચાલી શકાયું જરીકે સ્મૃતિમાં, અતીતમાં
ઠેઠા'પણા ઘર સુધી, ન'તું શકય એકલે;
તે તારી સંગ, હતી સોબત તારી એટલે;
આવી જતું'તું ઘર ઢૂકડું વાતચીતમાં;
એ સાન સાગરની પાર ખસી ગયા ઘરે
તું-હીન જૈશ અવ કેમજ, પાય પાંગળે ?

☐ 'ગાલિબ'

અબ તુમકો ભૂલ જાને કી કોશિશ કરેંગે હમ
તુમસે ભી હો સકે તો ન આના ખયાલ મેં
☐
કુછ ઇસ તર્હ સે યાદ આતે રહે હો
કિ અબ ભૂલ જાને કો જી ચાહતા હૈ

## ડેટા કલેકશન □ ઇન્દુ પુવાર

(૧)

હુંના હાથમાં એક બીડીની ઝૂડી છે.
હું એક પછી એક ઝૂડીમાંથી બીડીઓ ગણી રહ્યો છે.
બીડીઓનાં ડેટા કલેકશનમાં હુંને અપાર રસ પડયો છે.
પાંચ બીડીઓ એકદમ સરસ
(તરત એકાદ બીડી પી નાખવાની ઇચ્છાને હું એ બ્રેક મારી)
દસ ખરાબ ફેંકી દેવા જેવી
ભાંગી નાખવી હોય તો ભાંગી શકાય...
જવા દો, કોઇકને આપીશું
ત્રણેક તૂટેલી છતાં સારી...
અંદરથી દુ:ખ થાય પરંતુ શું કરી શકાય ?
બે-ચાર બે બે ફૂંકો મારીને ફેંકી દેવા સરીખી
ભૂલથી વગર સળગાવે બે બીડીઓ હુંથી ફેંકી દેવાય છે
(અતિશય કોન્સિયસનેસનું પરિણામ
અથવા તાટસ્થ્ય વગરનો આવેગ)
હું અંતે એક બીડી સળગાવે છે.
–એક ફૂંકમાં
+બત્રીસ પૂતળીઓ અને રાજા વિક્રમની લિસ્સી લટ્ કલ્પના !
–બીજી ફૂંકમાં
+ખાલી ખાલી એકદમ ખાલી અવકાશનું અવતરણ
+એક લીલીછમ વેલ ચાલતી જોતાની સાથે અનંત આકાશનું
દેખાવું

૦

હુંનો બાયોડેટાનો માર્ગ અજાણ છે અંધકાર છે અવકાશ છે
પસાર થવાનીક્રિયા સાથે પ્રોસેસ શબ્દ ફીટ થતો હોવાથી
માનસિ સરોવરમાં હંસોનાં ટોળાંની આવનજાવનથી

તરંગાતું જળ હુંમાં હરીફરી રહ્યું છે/ ગલીપચી કરી રહ્યું છે.



હું હવા છે
ઠંડી ઠંડી ભીની ભીની માનસિ સરોવર પરથી વાતી
હવા આખું આકાશ છે અનંત છે અવકાશ છે
હવાનો ડેટા બોલવા માંડે છે
હું શાંત છે સરોવર છે
ડેટા કલેકશન વખતે ઝૂડીમાંથી એક બીડી
રસ્તા પર સળગ્યા વગરની પડી રહી છે
  -શાંત છે સરોવર છે.

(૨)

તુવરના ખેતરમાં ઊભા લીલાછમ
કાટખૂણો હાથ રાખી
એક હાથમાં અડધી ઉઘાડી થેલી રાખી
થેલીમાં કેટલીક સિંગો પડેલી રાખી
અચાનક એક સિંગ કે જે પોતાના હાથમાં છે
તુવરના છોડથી અલગ થઇ તટસ્થ છે
તેની પર હુંની નજર સ્થિર થાય છે
સિંગ છોલાય છે
ચાર દાણા દેખાય છે લીલાછમ
ક્યાંક લીલાશમાં આછી પીળાશ જોઇ
દાણાની બે ફાડ કરવા હું પ્રેરાય છે
હાથ વડે એ કાર્ય કરાય છે.
તુવરની સિંગમાં રહેલા દાણાનો ડેટા કલેકશનનો
આટલો રિપોર્ટ આપણને પ્રાપ્ત થાય છે.



દાણાની બે ફાડમાં ઊંડો ઊતરી ગયો છે હું
કશુંક પામવા મથ્યા કરે છે હું
ઊંડી ઊંડી ખીણ

ના, ના, ઊંચા ઊંચા બે કાંઠા
છેક ટોચે ઊભેલો હું
વચ્ચે વહેતી એક રમ્યા નદી
કોક ગુફાથી નીકળી પાછી બીજી ગુફામાં સરતી જાય છે
ક્રિયાલીન ક્રિયાપદા !



સુચારુ અનુભવ તુવરના આખા ખેતરમાં વેરાયેલો પડયો છે
એની વચ્ચે ગોટપોટ ઊભો છે હું
રમ્યા નદીની બાયોડેટાથી ડેટા સુધીની પવિત્ર અનુભૂતિ
તુવરના દાણાની ફાડમાં બીજ તત્ત્વ બની સૂતી છે
શાંતિ રાખો, એને જગાડશો નહીં.



તુવરના દાણાએ શાંતિશાસ્ત્રનો બીજો અધ્યાય પૂરો કર્યો
હું તુવરના ખેતરમાંથી
સુચારુ અનુભવ
પવિત્ર અનુભૂતિ સાથે પાછો ફરે છે.

## ભય □ ચાર્લ્સ સિમિક □ ભાર્ગવ કાનાણી

ભય પ્રસરે છે એક માણસમાંથી બીજા માણસમાં
અજાણપણે.

જેમ એક પાંદડું પોતાની કંપારી પસાર કરે છે
બીજામાં.

એકાએક આખું વૃક્ષ થરથરી ઊઠે છે
અને પવનનું નામોનિશાન નથી.

# કભી કભી □ સાહિર લુધિયાનવી

કભી-કભી મેરે દિલ મેં ખયાલ આતા હૈ
કિ જિંદગી તેરી ઝુલ્ફોં કી નર્મ છાઓં મેં
ગુજરને પાતી તો શાદાબ હો ભી સકતી થી
યે તીરગી(૧) જો મેરી જિસ્ત કા મુકદ્દર(૨) હૈ
તેરી નજર કી શુઆઓં મેં(૩) ખો ભી સકતી થી

અજબ ન થા કિ મૈં બેગાના - એ અલમ(૪) રહકર
તિરે જમાલ કી(૫) રાનાઈયોં મેં(૬) ખો રહતા
તિરા ગુદાજ(૭) બદન, તેરી નીમ-બાજ(૮) આંખે
ઇન્હીં હસીન ફસાનોં મેં મહૂવ(૯) હો રહતા

પુંકારતી મુજે જબ તલ્ખિયાં જમાને કી
તિરે લબોં સે(૧૦) હલાવત(૧૧) કે ઘૂંટ પી લેતા
હયાતં(૧૨) ચીખતી ફિરતી બરહના-સર(૧૩) ઔર મૈં
ઘનેરી ઝુલ્ફોં કે સાએ મેં છુપકે જી લેતા

મગર યે હો ન સકા ઔર અબ યે આલમ(૧૪) હૈ
કિ તૂ નહીં, તેરા ગમ, તેરી જુસ્તજુ ભી નહીં
ગુજર રહી હૈ કુછ ઇસ તરહ જિંદગી જૈસે
ઇસે કિસી કે સહારે કી આરજૂ ભી નહીં.

જમાને ભર કે દુ:ખોં કો લગા ચુકા હૂં ગલે
ગુજર રહા હૂં કુછ અનજાની ગુજર ગાહોં સે
મુહીબ(૧૫) સાએ મેરી સમ્ત બઢતે આતે હૈં
હયાતો-મૌત(૧૬) કે પુર-હૌલ ખારજારોં સે(૧૭)

ન કોઈ જાદહ(૧૮), ન મંજિલ, ન રૌશની કા સુરાગ
ભટક રહી હૈ ખલાઓં મેં(૧૯) જિંદગી મેરી

ઇન્હીં ખલાઓં મેં રહ જાઉંગા કભી ખોકર
મૈં જાનતા હૂં મિરી હમ-નફ્સ (૨૦). મગર યૂંહી

કભી-કભી મેરે દિલ મેં ખયાલ આતા હૈ

---

૧. અંધેરા. ૨. જીવન કા ભાગ્ય. ૩. રશ્મિયોં મેં ૪. દુ:ખો સે અપરિચિત ૫. સૌંદર્ય કી ૬. લાવણ્યતાઓં મેં. ૭. મૃદુલ, કોમલ ૮. અધ-ખુલી ૯. નિમગ્ન ૧૦. હોંઠો સે ૧૧. માધુર્ય, રસ ૧૨. જીવન ૧૩. નંગે સિર ૧૪. સ્થિતિ
૧૫. ભયાનક ૧૬. જીવન તથા મૃત્યુ ૧૭. ભયાવહ કંટીલે જંગલો સે ૧૮. માર્ગ ૧૯. શૂન્યોં મેં ૨૦. સહચર.

□ જતીન્દ્ર આચાર્ય

કાળી-ધોળી
ટોપીઓની
ટપાટપી
વચ્ચેથી
વરસાદે 'વૉક આઉટ' કર્યો !

ચમત્કાર– □ ધીરુ મોદી

ભરેલ મધપૂડા જેવું
અનેક પ્રવેશદ્વારોથી ખીચોખીચ
ભરપૂર
મારી અંદર કશુંક વહેતું લાગ્યું.
ને હું
કવિતા લખવા બેઠો.
આકાશમાંની એક તારિકા
ઊડતી પરી જેવી
મારા ઉંબરમાં આવીને બેસી ગઇ.
હવે એક વાત બને છે અજાયબ.
મારા ઘરનાં
બારણાં જ ગાયબ !

## પાંચ રચનાઓ □ હરીન્દ્ર દવે

૧

સંતો અને જાદુગરોના
ચમત્કારોથી થાકયા હો
તો આવો,
હવે હું ચમત્કાર કરું છું.

હું ઉચ્ચારું છું
'પ્રેમ' :
તમે તાકી રહો છો, ત્રસ્ત અને હતાશ.
હું ઉચ્ચારું છું
'જીવન'
તમે તલપાપડ બનો છો મૃત્યુની કાજળકોટડી માટે
હું ઉચ્ચારું છું.
'જળ'
અને તમે રણપ્રદેશમાં નાખી નજર પહોંચે ત્યાં સુધી
કોઈ લીલું પર્ણ દેખાય તેની તલાશ માંડો છો.

શબ્દો ગોઠવાઈને જળ બને
ત્યાં સુધીમાં તેને શોષી લેતાં
સૂર્યનાં કિરણોના સોગંદ,
'શબ્દ વિનાની ભીનાશમાં જ્વાળા લપાઈ છે.
પૂર આવે છે,
હોડીઓ તણાઈ જાય છે,
માણસો ડૂબે છે :

જળની તરસનો આરંભ રણથી થાય છે,
ને એની પરાકાષ્ટા ?

તો આવો
અને જુઓ
ચમત્કારો બને છે.

૨

પહેલાં વિરહનો પંથ પ્રલંબિત હતો, પ્રિયે,
આજે મિલનનો એ જ હવે ઈંતેઝાર છે.

કયારેક કલ્પનાથી જે મ્હોરી રહ્યો હતો,
આશ્લેષમાં સમાયો હવે એ જ પ્યાર છે.

તારા વિરહમાં રાતે નથી પાંપણો મળી,
તારા નશાના ઘેન્માં ડૂબ્યું સવાર છે.

જેની ન ઓટ હોય, તું એવો ઉભાર છે.
બસ, એટલામાં મારી હયાતીનો સાર છે.

૩

ફરી એ જ સાગર, ફરી એ જ નૌકા
ફરી એ તરંગોની મોહક રવાની,
અહો, કેવું આશ્ચર્ય, તારી નજરમાં
ફરી એક ક્ષણ કાજે ઊપસી જવાની

ફરી એણે મહેફિલ સજાવી છે મોહક
ફરી દોર સાકીનો સઘળે ફરે છે,
નથી મારી સામે સુરાપાત્ર, તોયે
હું ઝૂમી ઊઠયો - એ અસર કયા નશાની ?

આ ઉપવનના રંગોમાં કોની હવા છે,
આ લહેરોમાં શ્વાસો સમાયા છે, કોના ?
આ ફૂલોની આંખો નિહાળે, એ શું છે !
લથડતા ચરણને ખબર કયાં કશાની ?

અહીં ધીરે ધીરે ઊતરતો રહે છે
ઘટાટોપ આકાશમાંથી ધરા પર,
કહો ભાન, આવ્યું કે જાવા કરે છે,
ઘટી કે વધી છે અસર એ સુરાની ?

૪

ઝંખનાઓ ટોચ પર પહોંચી જશે,
ત્યાં અલૌકિક આપણો માળો હશે.

અશ્રુની ખારાશ છે, દરિયો નથી,
આમ શોધ્યે નાવ, ના રસ્તો થશે.

આ કસક હૈયે અમસ્તી હોય નૈં,
તેં ફરી મારી છબી ચૂમી હશે.

બંદગી સાહેબની ના બેઅસર
ચીસ મારાથી જ ના નિકળી હશે.

૫

પહેલવહેલો આવ્યો છે વાંકમાં, વ્હાલમ,
હવે વેણના વણાટે વાત ઢાંકમાં.

રાધાએ યમુનાના વહેણને ચૂમ્યું
ને એની ચોરીછૂપીથી લીધી અંજલિ,
ગોપીના શ્વાસને હવામાંથી ઘૂંટીને
સૂરભરી છલકાવી વાંસળી,
આંખડીના પલકારે ગોપવ્યું તે ખૂલ્યું
તારા હસતા આ હોઠના વળાંકમાં

રાધાએ આંખ જરા મીંચી ત્યાં ચૂમીને
ચહેરા પર છાંટ્યો લાલ રંગ,
ગોપીને અંતર વલોવાતી વાત
ફરી વહેતી તેં વાંસળીને સંગ
ચંપાને ફૂલ લીધી કેશની સુગંધ
કેફ છલકાતાં નેણ હવે ઢાંકમાં

# વતનની શિયાળુ સવારનું સ્મરણ થતાં

□ જયન્ત પાઠક

પીળી પીળી તડકી નીકળી, વાયરી શીત વાય
મ્હોં ખોલો તો શબ્દ નીકળે વીંટળાઈ વરાળે,

થોડું તાપી લઈ ધરી કરો તાપણી કેરી ઝાળે
ન્હાઈ - ધોઈ તિલક કરીને બ્હાર આપુજી જાય.

વાડામાંનાં તરુ-તૃણ બધાં કંપતાં અંગઅંગે
પંખી પીંછાં મહીં સરકીને હૂંફ થોડીક પામે;

તાજું તાવ્યું ઘૃત ઘડીકમાં ચાડવે ઘટ્ટ જામે;
ભીંતો, પ્રાચી ભણીની કરથી સૂર્યશ્રી પીત રંગે !

શેરી ધૂળે સમીર તડકા - હૂંફમાં શ્વાન ઊંઘે
મોભે બિલ્લી દડન પયને મૂછથી થોડું સૂંઘે

ગોવાળો લૈ ધણ વન ભણી પૂર્વને પંથ ધાય
સોનું સાચ્યું ખળખળ નદીના જળે વ્હેતું થાય.

ધીમે ધીમે સૂરજ ચઢીને કેડીઓ ડુંગરાળ,
આવે વાડે. ચળકત કર્યું કૂંવરાનું પરાળ !

## ડુંગર ભારે ભારે લાગે ! □ હરિહર જોશી

(ગીત)

લીલા આસોપાલવ વચ્ચે પાણી પોચો તડકો; ડુંગર ભારે ભારે લાગે !
તમે ટેકરી એકલવાયી અમે રઝળતી સડકો; ડુંગર ભારે ભારે લાગે !

આંખે બેઠી હોય અષાઢી વાદળીઓ ઘનઘોર; ડુંગર ભારે ભારે લાગે !
મોરપિચ્છથી નીતરે કોઈ છલકાતી બપ્પોર; ડુંગર ભારે ભારે લાગે !

બોરસલીની મ્હેંકે ટહુક્યુ જંગલ ભીને વાન; ડુંગર ભારે ભારે લાગે !
ઢેલ્યુંના પડછાયા પહેરી થૈ થૈ નાચે રાન; ડુંગર ભારે ભારે લાગે !

આજ હજી તો બીજચંદ્રથી ઝમશે માઝમ રાત; ડુંગર ભારે ભારે લાગે !
દરિયે બેસી મોજાંઓએ માંડી ઘેઘૂર વાત; ડુંગર ભારે ભારે લાગે !

પાંપણ ટમકે એનઘેનના દીવાની વણઝાર; ડુંગર ભારે ભારે લાગે !
આવ હવે તો આવ ! પલળતી એકલતા શણગાર; ડુંગર ભારે ભારે લાગે !

## બેઉ રીતે □ યૉસેફ મેકવાન

સૂર્ય પ્રવાસ કરે
ચંદ્ર પ્રવાસ કરે
ગ્રહો ફરે
પવન સરે તરુવરે...
જલ ઝરે નભેફરે પ્હાડે સરે
રજ ઊડે... નભ ચઢે... પડે
આ સહુ સંગ
યુગયુગથી અનંત
હુંયે કરું પ્રવાસ !

નથી થતી હાશ !
જન્મોજન્માન્તરનાં પડતા જાય ચાસ
સમયને પટ
ચાલ્યા કરે મારો આમ અનંતનો પ્રવાસ
વણથંભ– અણથંભ
બેઉ રીતે !
ક્ષણાઈનો આ અનુભવ
ને ભીતર થયા કરે કશું
–કવ...કવ...કવ...

## ચંદ્રવદન મહેતા માટે કાવ્ય □ જહોન ડ્રયુ
### □ જશવંતી દવે

(અંગ્રેજી)
વૃદ્ધ વિદ્વાન અને વહાલ ઉપજાવતા લુચ્ચા
કયા વિચિત્ર ગ્રહ તને ખેંચી લાવ્યા લંડન
જ્યાં હું તને મળ્યો, ચહેરો ગ્રહગ્રસ્ત
'સેવિલ રૉ'ના સૂટમાં બટુકડો
ભૂખરો અને ઔચિત્યથી ભર્યોભર્યો
ઑગસ્ટના એ તડકીલા દિવસે, શહેર હતું તેવો જ.
બે'ક મહિના પછી, બીજા ગોળાર્ધમાં
દૂર દૂર જાણે બીજી દુનિયામાં મેં તને વિકસતો જોયો

આપણે ચમેલીના ફૂલ નજીકથી પંસાર થતા હતા
તારા અંગ પરથી શ્વેત બારીક કાંતેલ સુતરાઉ વસ્ત્રની ઘડી સરી પડી
તેં ચમેલીની પાંખડીઓ લીધી, મસળી
એની સૌરભ વરસાવી
મારા ચિત્ત પર, પછી મારે માટે ગજરો કરાવ્યો.
હું હવે એ છોડી શકતો નથી.
લંડન પાછો આવી ગયો છું હું
પણ મારું મન અપુષ્પિત થઈ ગયું છે.

## યાનિસ રિત્સોસ □ સુરેશ દલાલ

(ગ્રીક)
હું મારા પડછાયાને ભૂરા રંગે રંગીશ.
મારા દાંત સાફ કરીશ
અને ગિતાર વગાડીશ.
તું પથારીમાં સંતાઈ જજે.
હું ઢોંગ કરીશ કે હું કશું જાણતો નથી.

# 'કવિપરિચય' અને 'જ્યાં જ્યાં નજર મારી ઠરે'

ગુજરાતી, અન્ય ભારતીય અને વિદેશી ભાષાઓના કુલ ૧૨૫ કવિઓનો પરિચય આપતો મૂલ્યવાન ગ્રંથ-'કવિપરિચય' ને કવિ-વિવેચક ડૉ. સુરેશ દલાલની કવિતાપ્રીતિને સાકાર કરે છે. સુરેશભાઇ દેશ અને દુનિયાની કવિતાનું સતત પરિશીલન કરતા રહે છે અને એમની કવિપરિચયની પ્રવૃત્તિ પણ ત્રણેક દાયકાથી સતત ચાલુ રહી છે. એનાં જ ફલસ્વરૂપ આપણને ગુજરાતીમાં ને કદાચ અન્ય ભારતીય ભાષાઓમાં પણ અનન્ય કહી શકાય એવો આ ગ્રંથ મળે છે. અહીં નરસિંહ મહેતાથી માંડીને ઉદયન ઠક્કર સુધીના ૭૭ ગુજરાતી કવિઓ ઉપરાંત જ્ઞાનદેવ, કબીર, વિંદા કરંદીકર, શ્રીકાંત વર્મા, સર્વેશ્વરદયાલ સકસેના વગેરે ૨૦ ભારતીય કવિઓ અને ઇ.ઇ. કમિંગ્સ, અલિઝાબેથ જેનિંગ્સ, ઑકતાવિયો પાઝ, કાવાફી, યહુદા અમિચાઇ, રોબર્ટ ફ્રોસ્ટ, મિયુકી, ફ્યુરુટા વગેરે ૨૮ વિદેશી કવિઓ વિશે છે.

શીર્ષક છે 'કવિપરિચય' પણ કવિને નિમિત્તે વાત તો કવિતાની જ કરી છે. ગુજરાતી સર્જાતી કવિતા વિશે આટલું વિપુલ, રસલક્ષી ને કૃતિનિષ્ઠ વિવેચન કોઇએ કર્યું નથી. એમને ભાવ, વિચાર અને ભાષામાં વિશેષ રસ છે. પરિભાષામાં અટવાયા વગર રસલક્ષી મૂલ્યાંકન કરે છે.

સુરેશ દલાલ કવિ અને કવિતાને પ્રજા સુધી પહોંચાડવા ઝંખે છે, તેથી જ કવિસંમેલનો, જાહેર કાવ્યવાચન વગેરેમાં પણ સક્રિય રસ લેતા રહ્યા છે, તેમ 'કવિલોક', 'જન્મભૂમિ-પ્રવાસી', 'ફૂલછાબ', 'ગુજરાત મિત્ર' અન્ય સામયિકો, ગ્રંથો તેમ જ આકાશવાણી કે જાહેર પ્રવચનોમાં પણ પોતાની સરળ, રસાળ શૈલીએ કવિપરિચય આપતા રહ્યા છે. આમાં ઘણા અભ્યાસલેખો પણ છે. કવિતાપ્રેમની સાથે કાવ્યમૂલ્યાંકનનું તાટસ્થ્ય અને વિધાનોને કાવ્યપંક્તિઓનાં ઉદાહરણોથી સઘન કરવાની રીતિથી એમના લેખો સામાન્યજનો સુધી પણ પહોંચે છે. સંગ્રહના મુખપૃષ્ઠ પરનું કાવ્ય પણ ગુજરાતી કવિતાનો એક એવો નકશો આપે છે, જેનો આધાર લઇને પણ ગુજરાતી કવિતાના ઇતિહાસની વાત કરી શકાય.

'જ્યાં જ્યાં નજર મારી ઠરે' કવિપરિચયનો જ બીજો ભાગ છે, જેમાં ૨૯ કવિઓ, ૧૧ કાવ્યસંગ્રહો તથા કવિતા વિશેના અન્ય ત્રણ લેખ છે. 'કવિપરિચય'માં સુરેશભાઇની પોતાની જ કવિતા વિશેનો એક લેખ છે. તેમ 'જ્યાં જ્યાં નજર મારી ઠરે'માં એમણે પોતાની કવિતા-સર્જન-પ્રક્રિયા વિશે લખ્યું છે. જુદાજુદા કવિઓ વિશે સુરેશભાઇએ કેટલાંક કાવ્યો લખ્યાં છે તેમાં તે તે કવિના કવનની ઝાંખી પણ થાય છે. આ પ્રકારના ૯ કાવ્યો 'કવિપરિચય'માં અને ૩ કાવ્યો 'જ્યાં જ્યાં નજર મારી ઠરે'માં છે.

કવિતાના ચાહકો અને શિક્ષણસંસ્થાઓ માટે આ ગ્રંથો સાચા અર્થમાં મૂલ્યવાન બની રહે એવા છે.

□ **જયા મહેતા**

[સુરેશ દલાલ, કવિપરિચય, પ્ર. આ. ૧૯૮૬, શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઇ, પૃ. ૬૫૬, રૂ. ૧૬૦, સુરેશ દલાલ, જ્યાં જ્યાં નજર મારી ઠરે, પ્ર. આ. ૧૯૮૭, શ્રીમતી નાથીબાઇ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઇ, પૃ. ૪૦૪, રૂ. ૯૫.]

## કહે કવિ : □ રવીન્દ્રનાથ ટાગોર □ નલિની માડગાંવકર

# 'છબી ઓ ગાન'

'છબી ઓ ગાન' વિષે મારે જે કંઈ કહેવું છે તે કહી દઉં. આ'વય સંધિકાળનું સર્જન છે, જે સમયે શૈશવ - યૌવનનું તાજુંતાજું મિલન થયું. ભાષામાં હતી છોકરમત અને ભાવમાં પ્રવેશ્યું કૈશોર. આ પહેલાંની અવસ્થામાં એક પ્રકારની અનભિપ્રેત વેદના હતી. અને એ જાણે કે પ્રલાપ કરીને પોતાને શાન્ત કરવા ઇચ્છતી હતી. આ ઉંમર એવી હતી કે જ્યારે કામના કેવળ સૂર જ નહીં; રૂપ પણ શોધતી હતી. જોકે અજવાળા - અંધારામાં રૂપનો આભાસ મેળવવા છતાંય કંઈક નર્યું – સ્પષ્ટ પ્રાપ્ત કરી શકતી નહોતી, ત્યારે ચિત્રો આંકીને પ્રત્યક્ષ – દર્શનનો સ્વાદ મેળવવાની ઇચ્છા મનમાં જાગી. પણ ચિત્રો આંકવા માટે હજુ હાથ પાકો થયો નહોતો.

કવિ ત્યારે સંસારમાં પ્રવેશ્યા પણ નહોતા. એ સમયે તો સ્વપ્નની દુનિયામાં વિહરતા. દૂરથી જેનો આભાસ મેળવતા તેની સાથે પોતાના મનના નશાને ભેળવી દેતા. આમાંનું કોઈક ચિત્ર નજરે જોયેલું પેન્સિલથી અંકાયેલું, રબ્બરથી ભૂંસાયેલું હતું તો કોઈક પૂરેપૂરું બનાવેલું હતું. વિચાર કરીને, પસંદગી - વિવેચના કરીને, કાચી ભાષાની વ્યાકુળતામાં ભાવ જાણે સહજ ગોઠવાઈ ગોઠવાઈને વ્યક્ત થયો પણ બંન્યો નહીં. જોકે સહજ બનવાનો એનો પ્રયત્ન જોઈ શકાતો હતો. પરિણામે બોલચાલની ભાષા પોતાની આડીઅવળી ગતિથી આમાં અહીંતહીં પ્રવેશી ગઈ. અને મારી ભાષા અને છંદમાં આમ આ તત્ત્વો ભળવાની શરૂઆત થઈ, 'છબી ઓ ગાન' દ્વારા જાણે કે 'કડિ ઓ કોમલ'ની ભૂમિકા બંધાઈ.

□ ગિરીશ મકવાણા

ઓળંગી જવાશે કદાચ
આ લક્ષ્મણ રેખા
અને જન્મશે ફરી કોક
વાલ્મીકિ
નવા રામાયણની રચના કરવા
આમ દાબીદૂબી રખાય
ક્યાં સુધી લાગણીઓની સ્પ્રીંગ ?
કૂંડાળાની ચારે બાજુ
સાધુવેષે આહલેક જગાવતા
રાવણો
પ્રસારી રહ્યા છે બાહુ.
ધર્મસંકટમાં મુકાઈ ગઈ છે સીતા
ગેરહાજર રામચંદ્રની છબી
દ્વિધા અનુભવી રહી છે
ભીંત પર
અને
લક્ષ્મણનો પગરવ
ડૂબી ગયો છે
નિબિડ વનના
ઘેઘૂર વૃક્ષોમાં.

પ્રિય સુરેશભાઈ,

'કવિતા'નો પ્રવાસઅંક ખૂબ ગમ્યો. આ અંક પરથી એટલો ખ્યાલ આવે કે કવિતા પોતે તો પ્રવાસ છે જ, પણ પ્રવાસના અનેક ચહેરાઓ જોયા. સ્થળનો પ્રવાસ, પળનો પ્રવાસ, પળની પારનો પ્રવાસ, જીવનથી મૃત્યુ સુધીનો પ્રવાસ. કવિતા પોતે પણ પ્રવાસ, ગુજરાતી કવિતાનો પ્રવાસ. પ્રવાસની સાથે સંકળાયેલો ઘરઝુરાપો, પ્રવાસનું જ ઉન્નત રૂપ ને યાત્રા – આ બધાંનો અનુભવ કર્યો.

'મેઘદૂત''ના અનુવાદથી માંડીને ગુજરાતી મૌલિક કૃતિઓ પણ પુનર્મુદ્રિત થઈ છે. એ મેં જાણ્યું. તો પણ, તમારું સંપાદન એવું છે કે મને એ આશ્ચર્ય થયા કરે કે આ બધું તમે ક્યાંથી વીણીવીણીને લાવ્યા ? માણસ પ્રવાસેથી પાછો ફરતો હોય ને સ્વજનો માટે સોગાદ લાવે એવો આ સંગ્રહ છે. ભારતીય પરદેશી ભાષાનાં કાવ્યો પણ અહીં મળે છે. તસ્વીરોને કારણે પ્રવાસમાં માણસોને મળતા હોઈએ એવો અનુભવ થાય છે. સાચું કહું તો, આવો અંક લઈને પ્રવાસે ઊપડી જવું જોઈએ. પણ હવે લંબાણ નથી કરતો, મારો નિર્ણય જ જાહેર કરું છું :

પ્રથમ : અનિલ જોશી : મુસાફરીનાં વિઘન
દ્વિતીય : ઇન્દુ પવાર : પીકનીક મૂડ
તૃતીય : પ્રવીણકુમાર રાઠોડ : ભૂગોળ શિક્ષકનું પ્રણયકાવ્ય

– ભાર્ગવ કાનાણી

**પ્રથમ પારિતોષિક : રૂા. ૫૦૦/-**
**દ્વિતીય પારિતોષિક : રૂા. ૨૦૦/-**
**તૃતીય પારિતોષિક : રૂા. ૧૦૦/-**

## સવાર □ યાનિસ રિતસોસ □ સુરેશ દલાલ

(ગ્રીક)

એણે શટર્સ ખોલ્યાં. ચાદરને બારી પર લટકાવી. દિવસને જોયો. પંખીએ સીધું એની આંખમાં જોયું. 'હું એકલી છું' એણે ધીમેશથી કહ્યું 'હું જીવું છું'. તે રૂમમાં પ્રવેશી. અરીસો પોતે પણ બારી છે. જો હું એમાંથી કૂદી પડું તો મારા જ હાથમાં પડીશ.

# છન્દો છે પાંદડાં જેનાં

આપણા બગીચામાં કોઈક નવું ફૂલ ખીલે અને એને જોઇને જે આનંદ થાય એવો આનંદ ગુજરાતી કવિતાના ઉદ્યાનમાં ભગવતીકુમાર શર્માનો બીજો કાવ્યસંગ્રહ જોઈને થાય છે. ભગવતીકુમાર મુખ્યત્વે ગઝલકાર છે, પણ એમની ગઝલ ગઝલના રાબેતા મુજબના વાતાવરણમાં ગોંધાઇ ગયેલી નથી. કવિ તરીકેનું એમનું કાઠું આપણી પરંપરામાં છે; આ કાવ્યસંગ્રહનું શીર્ષક પણ એ જ સૂચવે છે : "છન્દો છે પાંદડાં જેનાં" એ પંક્તિ શ્રીમદ્ ભગવદ્ગીતામાં છે :

છન્દાંસિ યસ્ય પર્ણાનિ
યસ્તં વેદસ વેદ્વિત્ ।।

(અધ્યાય- ૧૫, શ્લોક-૧)

પરંપરા એ વખોડવાલાયક વસ્તુ નથી, જો કવિ એ પરંપરામાંથી પણ આધુનિક થવાની લ્હાયમાં પડયા વિના પોતાની રીતે પોતાનો અવાજ પ્રગટાવે. ભગવતીકુમાર આવો ચમત્કાર કરી શકયા છે. ગઝલમાં પરંપરાને સાચવે છે, પણ પરંપરાથી વિમુખ થાય છે ત્યારે પણ એ અતડા નથી લાગતા, પ્રયોગશીલ લાગે છે. દા.ત. આ ગઝલ :

## 'ગમન' ફિલ્મજોયા પછી

જબ સે ગયે હૈં છોડ કે સાજન બિદેસવા
કજરી સૂની સૂની અને સૂમસામ નેજવાં.

છૂ કે જો ઉન કો આતી હૈ બમ્બઈ સે યે હવા,
પુનરાગમનનો એય ક્યાં લાવે સંદેસવા ?

પૈસે, ખતો-કિતાબ, અંગૂઠે સે દસ્તખત,
વેઢા ગણી ગણી હવે થાકયાં છે ટેરવાં.

બમ્બઈ કી કાલી સડકો પર રફતારે-ટૅકસી
હડફડમાં આવી જાય છે સ્વપ્નો નવાંસવાં.

કોડે બરસ રહે હૈં મુહર્રમ મેં જિસ્મ પર,
શ્વાસોના રણમાં લોહીનાં ઊડે છે ઝાંઝવાં.

સામાન્ય રીતે આપણે ત્યાં એવું થતું જોયું છું કે જેને ગઝલ માફક આવે એને એટલા પ્રમાણમાં સૉનેટ માફક નથી આવતું. ભગવતીકુમારનાં સૉનેટ અલાયદો ઉલ્લેખ માગી લે એવાં છે. આ સૉનેટમાં પણ એમણે પરંપરા જાળવી છે, અને પરંપરાથી વિખૂટા પણ પડયા છે. દા.ત. 'કેવળ કલ્પનાથી' અને 'સમાન્તર' સૉનેટસ. (પૃ. ૮૬ અને ૮૭). તેમાંથી એક જોઈએ :

## સમાન્તર

ઑફિસ, ફાઈલ, પિન, (શ્વાસ સુગંધભીના
પીધા), રૂટીન, બિલ, વાઉચર, બૉસ, (લીલી-
ચટ્ટાક અલ્પ ક્ષણ), ફૅન, પિયૂન ખાખી,
સ્ટેનો છબિલી (મધુ ગોઠડી ટેરવાની),
ટાઈપરાઈટર ટપાક્ ટ પ ટ પ્, (મદીલું
આકણ્ઠ મદ્ય-નયનેથી દ્રવ્યું), પગાર,
ડી. એ., ટી. એ., અમુક બોનસ, (નિહસીંચ્યાં
આપ્યાં-લીધાં વચન મૌનથી), આ રિસેસ....
કૉફી, વરાળ, ક્ષણ ઓગળવી, (સ્મૃતિઓ),
કેબિન દ્વાર ખૂલવું, (વરસંત ફોરાં
વીતેલ મત્ત પળનાં), દગ લાલ પ્હોળાં
ઠપકાભર્યાં ખુરશી પારથી રે છૂટયાં (હ્યાં
ભીનું ભીનું ઋજુ સુગંધિત), ત્રાડ, મુક્કી,
વૉર્નિંગ, (સ્વપ્નમય, સુંદર, શાશ્વતી શું...)

ગઝલના એમણે લાંબા છંદો પણ પ્રયોજ્યાં છે અને ટૂંકા છંદો પણ પ્રયોજ્યાં છે. લાંબા છંદોમાં ગઝલ લથડતી નથી અને ટૂંકા છંદોમાં શ્વાસ લથડતા નથી.

શ્રી વિષ્ણુપ્રસાદ ત્રિવેદીની પ્રસ્તાવના આ સંગ્રહનું ઉદ્‌ઘાટન કરી આપે છે.

કાવ્યસંગ્રહ જેટલો સજાવટમાં સમૃદ્ધ છે, એટલો જ એનાં બે પૂંઠાંની વચ્ચે પણ.

**—જયા મહેતા**

[ભગવતીકુમાર શર્મા, છંદો છે પાંદડાં જેનાં, ઈ.સ. ૧૯૮૭, આર. આર. શેઠ, પૃ.૯૯, કિં. રૂા. ૨૨.૦૦.]

□ **'માયલ'**

માલૂમ થી મુઝે તિરી મજબૂરિયાં મગર
તેરે બગૈર નીંદ ન આઈ તમામ રાત

## શાંતિ, શાંતિ □ સુનીલ ગંગોપાધ્યાય
□ નલિની માડગાંવકર

(બંગાળી)

સાડા પાંચ વરસની છોકરીનો ખીલતો પવિત્ર ચહેરો જોઈને
હું કલ્પના કરું છું એના ત્રેવીસ વર્ષના ઝળહળતા યૌવનની
હું ત્યારે કદાચ નહીં હોઉં
ત્યારે તો હું ધૂળ બનીને હવામાં ઊડતો હોઈશ
કે પછી કબ્રસ્તાનમાં કીડાઓનું ખાદ્ય બનતો હોઈશ.
કે પછી એકાદ બે નિશ્વાસની
ભાંગી ભાંગી સ્મૃતિ
તો પણ શતાબ્દીની પેલે પાર અદૃશ્ય પ્રદેશની
વિશાળતામાં એક બિંદુ ક્રમશ: રંગ વિસ્તરી રહ્યું છે
ઝંકૃત પગલાં માંડતું માંડતું
જળની પાસે ઊભી છે એક માધુર્યની છબી
કેવી ગર્વે ભરીભરી એની ચિબુક.
હોઠ પર સ્વર્ગ નિરખ્યાનું સ્મિત
હાથને ઈશારે એ બોલાવે છે કિલબિલતાં પંખી જેવાં બાળકોને
હું એ ચિબુક, એ હોઠ પર મારું ગાઢ ચુંબન આંકી જાઉં છું.

□ યાનિસ રિતસોસ
□ સુરેશ દલાલ

(ગ્રીક)

અને આરસ
એટલો ચોખ્ખો
એટલો ઊજળો
પૂતળું થવાની પ્રતીક્ષા વિનાનો.

## હાંફળા ફાંફળા થઈએ નહૈં □ મેઘનાદ ભટ્ટ

સુખ નામના દરિયામાં બૈ હાંફળા ફાંફળા થઈએ નહૈં
મૃગજળની જો માયા લાગે માછલીઓને કહીએ નહૈં

માછલીઓ તો તરતી રહેને મૃગજળ જળમાં જંપે નહૈં
પાણીની માછલીઓનો બૈ બૌ ભરુંસો કરીએ નહૈં

તરતાં તરતાં પાણી પીએ માછલીઓ મરજાદી નહૈં
મૃગજળજળની માછલીઓ જોઈ અવળા વ્હેણે તરીએ નહૈં

કનકમૃગનો સ્વાંગ સજી જે મારિચ માંગે દઈએ નહૈં
'સીતે! સીતે!'' સૂણી સીતા, રાવણથી ભરમૈયે નહૈં

કાશી ભેગી કરવત નહૈંને રામની રાશી રાવણ નહૈં
નીતરા પાણી નેવે વ્હે તો દરિયાથી ભીંજવૈયે નહૈં

દરિયામાં માછલીઓ તો યે માછલીઓ કાંઈ દરિયો નહૈં
સુખ નામના દરિયામાં બૈ હાંફળા ફાંફળા થઈએ નહૈં.

## સૂર્ય □ નલિન રાવળ

અગ્નિ પ્રજળયા દિવસની
        સૂકલ તૂટી ડાળી
        ઉપર
અટૂલો એકલો બેઠેલ બળતો સૂર્ય જોયા કરે છે
કયારનો એકીટશે
સૂમસામ ઊભા ખેતરે
ઠાલા
હાથ લંબાવી ઊભેલા ચાડિયાની આંખમાં
ધસતા
કંકાલ ખાલી ખોરડાંનાં મૃત્યુઓળા કારમા

□ જહૉન ડ્રયુ □ ચંદ્રવદન મહેતા

વયોવૃદ્ધ વડીલ, વિદ્વાન, વ્હાલા લાગો એવા શઠ !
કિયા ગ્રહ બલે તમે લંડનમાં ડોકાયા;
ત્યાં આપણે મળ્યા, ત્યારે તમારું વદન નોહતું ગ્રહણગ્રસ્ત
તમે પહેર્યો હતો ભૂખરો સૂટ, કોઈ ખ્યાતનામ દરજીના ઘેરાભર્યા
અને એને માફકસર નોહતું લંડન પણ અર્ધ ઉજમાળુ મસ્ત,
મહિનાઓ બાદ તો તમે અરધી પૃથિવીમાં ફર્યા
અને પછી તો તમે પૃથ્વી પટે થયા પ્રશસ્ત
ચારે કોર ફરફરતા નિહાળ્યા.

ઝીણી કાંતેલી ખાદીમાં આપણે ચમેલી બાગમાં ફર્યા
તમે ચૂંટયાં ફૂલો, એની પાંખડીઓમાંથી કાઢવો કસ
પછે એ ફૂલોને તમે હારમાં ગુંથ્યાં
અને મારી બુદ્ધિમાં વર્ષાવ્યો પેલો રસ
તમે ગૂંથેલો હાર, એનો કેમ કરી શકે અસ્વીકાર
હું ફર્યો મ્હારે વતન, પૂરેપૂરી છીપી તરસ
અહીં છાઈ રહ્યો છો એ ભારોભાર

## 'મિત્ર'ને છરી પાછી આપતાં

□ એલ્ડર ઑલ્સન □ સુરેશ દલાલ

(અમેરિકન)

આ લ્યો તમારી છરી
જેની તમને ખોટ ન જ સાલવી જોઈએ
એવું તમારું ઓજાર
ચળકતું, ચોખ્ખું અને ધારદાર
લગભગ નવા જેવું જ,
મારી પીઠે એને જરીક પણ નુકસાન પહોંચાડયું નથી.

## ભીતર વિષે...... □ પુરુષોત્તમ મિસ્રી

એક બુંદ
જળનું-

જળ તો અહીં
જળ તો ત્યહીં
જળમાં જગત.
ધારાના ગર્ભમાં
ને બહાર
રેલમછેલ
- છલકે...

તારને
લગીર કુણો સ્પર્શ
-ને એ ગણગણે :
ગુંજી રહ્યાં ઝરણાં પણે.
દરિયા નદી
ખાડી તળાવો

ને સરોવર...
નામ નામે વિહરે
આકાશમાંથી
રૂપ રૂપે
એ અવતરે...

તોતિંગ હાથી-વાદળાં :
ત્યાં મેઘધનુના
સપ્તરંગો હણહણે
ને કણકણે હ્યાં
ઝરણનું સંગીત
ને ધોધ-મોજાંની છલાંગો
ઝણઝણે...

ભીતર વિષે
-જેની ભીતર એવું કશું-
એક બુંદ
જળ નું

## એ જ રાત □ યાનિસ રિતસોસ □ સુરેશ દલાલ

(ગ્રીક)

જ્યારે એણે પોતાના રૂમની બત્તી બુઝાવી નાખી'તી, ત્યારે
તરત જ એ જાણી ગયો'તો કે આ એ પોતે જ હતો
પોતાના અવકાશમાં, રાત્રિની અનંતતાથી
અને લાંબી ડાળીઓથી વિખૂટો પડેલો. એ
ઊભો'તો અરીસાની સામે પોતાની સાબિતી માટે
પણ એના ગળામાં ગંદી
દોરીએ ગંઠાયેલી આ લટકતી ચાવીઓનું
શું ?

# વસંતમાં, એક, બે, ત્રણ, ચાર... □ રમેશ પારેખ

૧.

વૃક્ષ બેચાર લૂ-નો ગજરો છે
શું કામ? એ સવાલ અઘરો છે

પુષ્પ તેજાબનો ફુવારો છે
જીવ સમજે નહીં કે ખતરો છે

હાય, માદા બની ગઈ અધરી
નર નિખાલસ ને સાવ નવરો છે

પલાશ પી ગયો હશે 'ફેન્ટા'?
નશામાં કેટલો એ લઘરો છે!

ગુલમહોરોએ ગામ લૂંટયાં છે
સર્વ છાપાંમાં એ જ ખબરો છે

દેહની બ્હાર છાતી મહોરી છે
રમેશ, પણ ક્યાં સાવ પથરો છે?

૨.

પ્રથમ સુનાવણી સજાની થઈ
તે પછી ઈબ્તિદા ગુનાની થઈ

એક ડોસાએ ફૂલ સૂંઘ્યું તો
એક ડોસીની માનાહાની થઈ

એક ડોસાએ પાન ખાધું તો
એક ડોસીની લાલ પાની થઈ

એક ડોસો સ્વયં થયો ગજરો
એક ડોસી સળંગ બાની થઈ

કોઈ ડોસામાં મર્દ બેઠો થ્યો
કોઈ વૃદ્ધા ફરી જનાની થઈ

આજ વિહ્વળ બની ગયા સંતો
કોઈ મીરાં ફરી દીવાની થઈ

બોમ્બ માફક વસંત ફટી નો
પીડા મનેય ઊજવાની થઈ

ચાંદની ઉર્ફે લૂ સયાની થઈ
ઉર્ફે ભૂંડી દશા ર.પા.ની થઈ

૩.
એક ડોસો ગઝલ ગઝલ થઈ ગ્યો
એક ડોસીય વાહવા થઈ ગઈ

સર્વ વૃક્ષો થઈ ગયાં વિહ્વળ
બધી દિશા રજસ્વલા થઈ ગઈ

મધનો રેલો થઈ ગયા દિવસો
ક્ષણો કપૂરના દીવા થઈ ગઈ

ગુલાબ દોસ્ત થઈ ગયા સૌના
ચમેલી સૌની હમજબાં થઈ ગઈ

દૃશ્ય હર એક થઈ ગયાં મંદિર
હર નજર બ્હાવરી મીરાં થઈ ગઈ

હાથ નાસ્તિક છે ર.પા. તારો
ને તારી pen પ્રાર્થના થઈ ગઈ

રમેશ, જો જરા અરીસો જો,
ક્ષુદ્રના તારી ક્યાં હવા થઈ ગઈ

૪.

છાપરાં રાતાં થયાં ગુલમ્હોર મ્હોર્યા એટલે
માર્ગ મદમાતા થયા ગુલમ્હોર મ્હોર્યા એટલે

આંખની તો વાત ના પૂછો કે, એને શું થયું,
દૃશ્ય સૌ ગાતાં થયાં ગુલમ્હોર મ્હોર્યા એટલે

બાંધી ના બંધાઈ કંચૂકીમાં એની પોટલી
દેહ ચડિયાતા થયા ગુલમ્હોર મ્હોર્યા એટલે

વાયુ અણિયાળો હતો તેનીય ના પરવા કરી
મન ઉઝરડાતા થયાં, ગુલમ્હોર મ્હોર્યા એટલે

આ ગલીમાં, ઓ ગલીમાં, આ ઘરે, ઓ મેડીએ
જીવ વહેરાતા થયા ગુલમ્હોર મ્હોર્યા એટલે

શબ્દકોશો ને શરીરકોશોની પેલે પારના –
પર્વ ઉજવાતા થયા ગુલમ્હોર મ્હોર્યા એટલે

કઈ તરફ રહેવું અમારે, કઈ તરફ વહેવું રમેશ,
ભાન ડહોળાતાં થયાં ગુલમ્હોર મ્હોર્યા એટલે

## એકવીસમી સદી ! □ રમેશ પટેલ

સુદામા
મિત્ર કૃષ્ણના ઘરે મળવા ગયા
પણ -
તેઓ **Family** જોડે
વિડિયો જોવામાં મગ્ન
આથી –
સુદામા
ઘરે આવી
પત્નીને તાંદુલ પોટલી
પરત ધરતાં કહ્યું :
'આપણે એકવીસમી
સદી તરફ જઇ રહ્યા છીએ

## નેપાલી બહાદુર □ મોહનાથ પ્રતીન □ મેઘનાદ ભટ્ટ

[આ કાવ્ય પર નેપાલમાં પ્રતિબંધ મૂકવામાં આવ્યો છે]
બહાદુર, જલદી કર - ઝટ ઝટ ઝાડુ કાઢી નાખ
બહાદુર, હજી તો તેં કૂતરાને નવડાવ્યો પણ નથી ?
બહાદુર, જાજરૂ તેં સાફ કર્યું કે નહીં ?
બહાદુર, હજી તો તેં વાસણો પણ માંજ્યાં નથી !
બહાદુર, રાતના દસ થઈ ગયા. બંદૂક લે અને ઊભો રહે દ્વાર પર.
બહાદુર, જો, જો - દુશ્મનો તો આ આવી ગયા.
જા, જઈને એ સાલા ભટવાઓને મારી નાખ.
બહાદુર, બાપરે, તું તો ગજબનો ગંદો છે
મૂરખ, ભૂવટ, ગરીબ દેશના કૂતરા
કેમ આવ્યો છે તું અહીં ?
જા - ટળ અહીંથી
ભાગી જા ભાગી જા અહીંથી.

સડી ગયેલી કેરીની આસપાસ બીભત્સની માખ જેવા એ શબ્દો મારા
કાનના પડદાને ચીરી નાખે છે.
પેઢી દર પેઢીના યુદ્ધોથી થાકી કંટાળી હું મારા દેશમાં પાછો ફરું છું.
નાગપ્રદેશના નક્ષલવાદીઓ સાથેની અથડામણમાં મારો ડાબો પગ કપાઈ
ગયો છે.
કાખઘોડીને ટેકે મારા દેશમાં હું પાછો ફરું છું.
શહેરને નાકે પાટીયું લાગ્યું છે :
"નેપાલ તમારું સ્વાગત કરે છે."
"તમારું ?" એટલે કોનું ?
મારા દેશમાં પ્રવેશ કરું છું ત્યારે ય આ શબ્દોનો અર્થ મને સમજાતો નથી.
રાજમહેલ જેવા ભભકાદાર મકાનોમાં
આરામના ઇન્દ્રાસન પર આળોટે છે આ "તમે."
- કદાચ, ટાટા-બીરલાના એ ઈન્ડજૂરિયાય હોય.

અને ત્યાં જ – બરાબર ત્યાં જ – એ મહેલની ચોકી કરતો ભોંય સાફ
કરતો, ખડેપગે હાજર છે એ જ પેલો "ગુરખો બહાદુર."
વીરગંજની બજારમાં કેટકેટલો માલસામાન ખડકાયો છે.
ખૂબ નજીક જઈ નીરખું છું – આમાંનો કેટકેટલો માલ તો મારા દેશમાં
જ બન્યો છે

ગામઠી દારુના કિડીયારા વચ્ચે
લાંબી.. નીંદર તાણે છે વીરગંજ.

છેવડાના આં શહેરમાં મોટરો તો આવે છે, જાય છે - આવે છે, જાય
છે.
બે પાંચ રૂપિયાની નોટો સરકાવી ચોકિયાતો સલામ ભરે છે
– પણ, વીરગંજ તો એય ઊંઘે છે, એય ઊંઘે છે.
આઠ વર્ષનાં ભૂલકાં બહાદુરો
નોકરીની શોધમાં હિજરત કરીને દૂર દેશાવર હાલી નીકળે છે
– અને, સિત્તેર વર્ષના વૃદ્ધો
અથડાતા કુટાતા 'પોતાના' વતન પાછા ફરે છે
પણ, વીરગંજ તો એય ઊંઘે છે, એય ઊંઘે છે
સોળ વર્ષની હિમાલય સુંદરીને મુંબઈ અને કલકત્તાના 'ચકલા'માં વેચી
દેવાય છે
પણ, વીરગંજ તો એય ઊંઘે છે, એય ઊંઘે છે.
આ વીરગંજ સાચ્ચે જ નેપાલનું શહેર છે ?
ઉત્તર તરફ ફંટાતા માર્ગ પર લખેલું છે :
"ભારત સરકારની મદદથી આ રસ્તો બન્યો છે."

મારે માટે તો આ રસ્તો નેપાલના નવલોહિયા યુવાનો અને નેપાલની
ધનશ્રીને પરદેશી કુબેરોના ભંડારોમાં ઢબૂરી દેવાનો રાજમાર્ગ છે.
ખડકાળ પર્વતોની કોતરો ખૂંદતો
પહોંચે છે એ એના નાનકડા ઝૂંપડામાં
ગાયોના ધણ ચરતાં જૂએ છે એ અને એના શૈશવની કેટકેટલી સ્મૃતિઓ
સજીવન થાય છે.
એનો લંગડાતો પગ લથડવાનું ભૂલી જાય છે

અહા, કેટલો આનંદ છે - આખરે મારે ઘરે હું પહોંચી ગયો
પણ – ક્યાં છે મારું ઘર ?
ઘર તો મારું ભોંય ભેગું સમથળ થઈ ગયું છે –
માત્ર રિક્તતા ફેલાઈ છે મારી ચોમેર – મારી ચોપાસ.
મારો શ્વાસ ભરાઈ જાય છે – મારું શરીર કાષ્ઠવત બની જાય છે
ગામને નાકે મને મારા કાકા મળે છે –, કહે છે મને :
"તારી મા તો હજી ગયે અઠવાડિયે જ શ્રીચરણ પામી.
– મુખિયા અને પોલીસોએ તારાં બાળકોની માને બળાત્કારથી પીંખી
નાખી
અને એય એક રાત્રે ચિરનીંદરમાં પોઢી ગઈ.
તારો મોટો દીકરો ગ્રામપંચાયતની ઓફિસમાં ઠરીઠામ થયો છે
અને તારો નાનો દીકરો આસામ પલાયન થઈ ગયો છે."
બસ, ત્યારે જ મારા કાકાના રેડિયો ઉપર
સાંભળું છું હું મહારાજાધિરાજનું મહામૂલું પ્રવચન :
"મહારાજા આપણા નેપાલને જાગૃતિ અને પ્રગતિને પંથે આગળ લઈ
જાય છે
– આપણું નેપાલ હવે પૃથ્વી પરનું નંદનવન થશે."
પાગલની જેમ હું ગામની ગલીગલીમાં ભટકું છું
– ગામમાં કોઈ પણ યુવાનો બાકી રહ્યા નથી
વિધવાઓ અને પગતટેલા પરદેશી નેપાલીઓ જ બચી ગયાં છે
મારું ગામ અનાથ બાળકોનું અનાથ આશ્રમ બની ગયું છે
મારું ગામ મરણોત્તર મૃતાત્માનું વતન બની ગયું છે.
('ધી ઇન્ડિઅન પોસ્ટ'ના સૌજન્યથી)

કવિતા : સ્થિતિ ને ગતિ

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૨
વર્ષ : ૨૧ : અંક : ૨ : ડિસેમ્બર, ૧૯૮૭
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)


| | |
|---|---|
| અજ્ઞેય | ૨૭ |
| અનિલ જોશી | ૫ |
| અભિમન્યુ અનત | ૧૬ |
| આન એબેર | ૧૨ |
| ઇન્દુ પુવાર | ૩૦ |
| ઉશનસ્ | ૨૯ |
| ઉષા પટેલ | ૧૬ |
| એલ્ડર ઑલ્સન | ૪૮ |
| કાર્લે સેપીરો | ૨૧ |
| ક્રીસ્ટીના રોજેટી | ૧૯ |
| ગાલિબ | ૨૯ |
| ગિરીશ મકવાણા | ૪૨ |
| ગુરુનાથ પુરી | ૨૨ |
| ચંદ્રવદન મહેતા | ૪૮ |
| ચાર્લ્સ સિમિક | ૩૨ |
| જતીન્દ્ર આચાર્ય | ૩૪ |
| જયન્ત પાઠક | ૩, ૩૮ |
| જયા મહેતા | ૫, ૪૧, ૪૪ |
| જયેન્દ્ર શેખડીવાળા | ૪ |
| જશવંતી દવે | ૧૭, ૪૦, કવર-૪ |
| જાનકી મહેતા | ૨૨ |
| જીવનાનંદ દાસ | ૮ |
| જ્યૉર્જ ઑરવેલ | ૧૮ |
| જ્યોતિષી જાની | ૨૮ |
| જહૉન ડ્રયુ | ૧, ૪,૪૦ |
| ડબ્લ્યુ. એચ. ઑડન | ૧૭ |
| દિનેશ દાસ | ૨૦ |
| ધનસુખલાલ પારેખ | ૭ |
| ધીરુ મોદી | ૩૪ |
| નલિન રાવળ | ૪૭ |
| નલિની માડગાંવકર | ૧૫, ૨૦,૪૨,૪૬ |
| નાથાલાલ જોશી | કવર-૪ |
| નિરંજન ભગત | ૧૦ |
| નીલકંઠ દીક્ષિત | ૧૪ |
| નૂતન જાની | ૨૧ |
| પુરુષોત્તમ મિસ્ત્રી | ૨૬,૪૯ |
| પોલ ઍલ્યોર્ડ | ૨૪ |
| પ્રાપ્તિ કાનાણી | ૨૨ |
| ભરત ભટ્ટ "તરલ" | ૨૩ |
| ભાર્ગવ કાનાણી | ૩૨, ૪૩ |
| ભોળાભાઇ પટેલ | ૨૭ |
| માયલ | ૪૫ |
| મેઘનાદ ભટ્ટ | ૪૭, ૫૩ |
| મોદનાથ પ્રશ્રીત | ૫૩ |
| યાનિસ રિતસોસ | ૪૩, ૪૬, ૪૯ |
| યૉસેફ મેકવાન | ૩૯ |
| રમેશ પટેલ | ૫૨ |
| રમેશ પારેખ | ૫૦ |
| રવીન્દ્રનાથ ટાગોર | ૪૨ |
| રિચર્ડ બ્રોટિગેન | ૨૨ |
| લક્ષ્મીનારાયણ દવે | ૨૫, ૨૬ |
| શકુંતલા મહેતા | ૧૮, ૧૯ |
| 'શાદ' અજીમાબાદી | ૨૭ |
| શીરીન કુડચેડકર | ૧૨ |
| શૈલેન રાવળ | ૧૧ |
| સાહીર લુધિયાનવી | ૩૩ |
| સુનીલ ગંગોપાધ્યાય | ૪૬ |
| સુરેશ દલાલ | ૬, ૨૪, ૪૦, ૪૩, ૪૬, ૪૮, ૪૯ |
| સુશી દલાલ | ૮ |
| હરિવલ્લભ ભાયાણી | ૯, ૨૧ |
| હરિહર જોશી | ૩૯ |
| હરીન્દ્ર દવે | ૩૫ |
| હર્ષદ ચંદારાણા | ૩ |
| હસિત બૂચ | ૨, ૨૩ |


કૃષ્ણલાલ શ્રીધરાણી અને
આદિલ મન્સૂરી
ફોટા : જગન મહેતાના સૌજન્યથી

**સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.**

**કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.**

લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા **પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.**
આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઇ-૧.**
**સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.**

☐ નાથાલાલ જોશી

તમારાં સ્ખલનો અને નિર્બળતાઓનું સતત
ચિંતવન કરી વધારે અસહાય બનશો નહિ.
અતીતનાં કદરૂપાં સ્મરણો અને ભાવિની
દુશ્ચિંતાઓથી તમારી જાતને કુંઠિત કરશો નહિ.
ભવતારિણી જગન્માતાની દૃષ્ટિ નીચે તમારું
રક્ષણ અને સંવર્ધન થઈ રહ્યું છે એ કદી ભૂલશો નહિ.
વર્તમાનની દરેક ક્ષણ આ પરમ પવિત્ર
ભાવથી પસાર થશે તો મુક્તિ, આનંદ કે શક્તિ
માટે બીજે ક્યાંય ભટકવું પડશે નહિ.

☐ नाथालाल जोशी

☐ जशवंती दवे

निजप्रमादानां निर्बलतानां च सन्ततं चिन्तनं
कृत्वा मा आत्मानम् अधिकम् असहायं कुरुत।
कुत्सितैः अतीतस्मरणैः भाविदुश्चिन्ताभिः च
मा आत्मानं कुंठितं कुरुत। भवतारिणी
जगन्माता युष्माकं योगक्षेमं वहति इति मा
विस्मरत। इमं कालखण्डं यदि सद्भावनया
अनया गमयथ तर्हि इह एव मुक्तिम्
आनंदं शक्तिं वा अनुभविष्यथ।

## મનને— □ જયન્ત પાઠક

ઘણુંય કહીએ પાછું વળવા મનને
પણ ક્યાં સાંભળવું છે એ દુરિજનને !

જગા લપસણીમાં જઈ બેસે
ગલીઓમાં અંધારી પેસે
હઠનો પકડી હાથ ફરે છે, અવગણતું અનુભવને !

વારો તો વીફરી બેસે છે
પોતાને જ પીડિ રહેંસે છે
દુઃખ દિયે પોતે પોતાને, દોષ દિયે ગુણીજનને !

જાવાનું ત્યાં જવા ન ચાહે
નહીં જવાના પળતું રાહે
વાળ્યું ન વળે-ને હાર્યું પણ ! શું કહેવું અણઘડને !

## શબ્દોનું શું કામ ! □ જયન્ત પાઠક

શબ્દોનું શું કામ
અમારે બાવનબા'રે રામ !

માળા મણકા જાપ ભજન ધૂન કીર્તન ભક્તિગાન
ઝાંઝપખાવજ વાદન નર્તન દર્શન મુખ અભિરામ
ખટપટ ખોટી તમામ
અમારે આદનબા'રે રામ !

ભીતર-બ્હાર બધે એ એક જ, શૂન શિખર પે ડેરા
અણસમજુને સંતાકૂકડી, લખચોરાશી ફેરા—
ઓચ્છવ આઠે જામ
અમારે રમે મૌનમાં રામ !

# વીસ વરસ ને બાવીસ દિવસે
## અથવા
# અમુક વરસ ને અમુક દિવસે

□ **મોહમ્મદ માંકડ**

નવ મહિના ને દસ દિવસ
મારી કૂખમાં મેં એને લોહી આપ્યું.
બે વરસ ને ત્રણ દિવસ
મારા ખોળામાં મેં એને અમૃત પાયું.

છ વરસ ને સાત દિવસ
અંદર-બહારથી મેં એને શણગાર્યા કર્યું
સોળ વરસ ને સત્તર દિવસ
એના સામે જોયા કર્યું- બસ, જોયા જ કર્યું

વીસ વરસ ને એકવીસ દિવસ
મારાં બધાં જ સપનાં એ એક જ સપનામાં મૂકી દીધાં
અને-
બાવીસમાં દિવસે
એક રેશમી હવા આવી, હસી, એનો હાથ પકડીને ઉપાડી
ગઈ.
અને,
મારી કૂખ, મારો ખોળો, મારી દૃષ્ટિ, મારાં સપનાં બધું જ
ખાલી થઈ ગયું.
અને તોયે
હું તો હસતી રહી, હસતી રહી, હસતી જ રહી.

□ **મોહમ્મદ માંકડ**

એકાંત સાંજે
દરિયાની લહેરો પર
ભાંગતો તડકો સ્વપ્નરંગી.

## બયાનમાં □ ભગવતીકુમાર શર્મા

### ગઝલ

મારો વિષાદ વિસ્તર્યો એવો વિતાનમાં
જાણે કો' પંખી ભૂલું પડયું હો ઉડાનમાં

ફૂલો ઊગે કે ઘાસ, હવે કંઇ ફરક નથી
હું હોઉં છું ને હોતો નથી આ મકાનમાં

ભૂલો પડી ગયો છું હું ટોળાંની ભીડમાં
એકાકી સૂર જેમ ડૂબે વૃન્દગાનમાં

'તૈયાર થઇ રહેજો કે ઝાઝો સમય નથી;'
ટહુકી રહ્યું છે કોઇ હવે મારા કાનમાં

તૂટી કલમ તો આંગળીના ટેરવે લખ્યું
તેથી જ રાતી ઝાંય છે મારા બયાનમાં

## દૂરધ્વનિની ગઝલ □ હેમેન શાહ

મે હવાના છંદ પર પગ તો મૂક્યો લેકિન હલો,
કઇ રીતે ઊતરાય, એ સમજાવ ટિન... ટિન... ટિન...હલો...

ક્યાંક ઊભો જળતરંગોની સલામી ઝીલતો,
ક્યાંક એકલતામાં મુજને કરતું વાયોલિન હલો !

હર નવી ક્ષણ છે રણકતી એક ઉત્સુક ઘંટડી,
જ્યાં ઊંચકશો, રોંગ નંબરને થશે આધીન હલો !

મારે માટે તો વસંતો લૉંગ ડિસટન્સ કોલ છે,
શી ખબર, ક્યારે ફરીથી ગૂંજે ચિરકાલીન હલો ?

જ્યાં જુઓ ત્યાં એક બોઝલ શ્યામવરણું મૌન છે,
ત્યાં અચાનક પૂર્વમાંથી ફૂટતું રંગીન હલો !

## ગઝલ □ હેમેન શાહ

વિચારોને વિખરવા દો, જવા દો કંઇ નથી કહેવું,
હજી જ્યોતિ થથરવા દો, જવા દો કંઇ નથી કહેવું.

છીણી લઇ એ કળામય શિલ્પ કંડારે છે મારામાં,
પીડાને કામ કરવા દો, જવા દો કંઇ નથી કહેવું.

બરાબર બાળપણ જેવું જ અણસમજુ ઝરણ ખળક્યું,
જરા આંખોને ઠરવા દો, જવા દો કંઈ નથી કહેવું.

ઘણી ખોટી જગાઓ પર રખડવું પણ પડે છે દોસ્ત!
પરિમલને પમરવા દો, જવા દો કંઇ નથી કહેવું.

હજારો દીપમાલા જે રીતે મંદિરમાં પ્રગટે છે,
તમે સ્મિતને મુખરવા દો, જવા દો કંઈ નથી કહેવું.

એ કેડી હો, પરિચય હો, પ્રતીક્ષા હો, કે ફિલસૂફી,
બધે ધુમ્મસ પ્રસરવા દો, જવા દો કંઇ નથી કહેવું.

## તું બોલ હવે! □ રમેશ પટેલ 'ક્ષ'

આ પડછાયાનો ભાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!
ને મોતનો ઉપસંહાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!

આ સળગે સૃષ્ટિ ભડભડ એની જવાળાઓમાં દાઝીને,
આ સઘળો નર્કાગાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!

આ ડગલેપગલે ખૂન-ખરાબી સાવ શરાબી આલમની,
લાચાર રક્તની ધાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!

શ્વાસોની વચ્ચે હવા સ્વયં જ્યાં વિષમ થઈને મ્હાલે છે,
ત્યાં સ્વપ્નો અપરંપાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!

આ શબ્દ બધા તો જંગલકેરા સર્પ થઈને સૂતા છે,
ત્યાં અર્થ બધા ખૂંખાર લઈને ક્યાં જઈશું તું બોલ હવે!

## પાંચ રચનાઓ □ હરીન્દ્ર દવે

કદી કેટલી સદીઓ પહેલાં વૃંદાવનમાં
કૃષ્ણે વાઈ વેણુ
એનું મને આજ કાં મેણું !

હું, ભરનિંદરથી જાગેલા બાળકની ઝીણી આંખ,
હું, ગોધણથી છૂટા પડેલા વાછરડાની વાંભ
હરિચરણે, કંઈ કાળ વીત્યો, રુકમણિએ મેલ્યા
પારિજાતની રેણુ
એનું મુજ પર ચડે શું લેણું ?

કરથી કેમ ઝિલાય છલકતી છાતીની આ ભરતી ?
વગર ઝેરની સાપણ ચંપે ચડતી અને ઊતરતી
મથુરાને પથ ક્યાંક ગોપીએ સદીઓ પહેલાં
ખોયું હતું ઘરેણું
એનું મને હવે શું કહેણું ?

□

અધરાતે મધરાતે દ્વારકાના મહેલમહીં
રાધાનું નામ યાદ આવ્યું,
રુકિમણીની સોડ તજી ચાલ્યા માધવ
બંધ દરવાજે ભાન ફરી આવ્યું.

દ્વારકાના દરિયાનો ખારો ઘુઘવાટ
દૂર યમુનાના નીરને વલોવે
સ્મરણોનું ગોરસ છલકાય અને માધવની
આજને અતીતમાં પરોવે :
કેદ આ અજાણી દીવાલોમાં, જાણીતી
કુંજગલી : કેમ કરી જાવું ?

રાધાના નેણની ઉદાસીના કેફ તણી

ભરતી આ ગોકુળથી આવે,
મહેલની સૌ ભોગળને પાર કરી માધવનું
સૂનમૂન હૈયું અકળાવે
ભીતર સમરાંગણમાં ઊભો અર્જુન
એને કેમ કરી ગીતા સંભળાવું ?



મારી-તારી આ કથાનો અંત ક્યાં છેવટ સુધી,
આ બધા પડદા નથી સીમિત રહ્યા ઘૂંઘટ સુધી.

નેહનું ગોરસ છલકતી કોઈ મટુકી ના મળી,
કાંકરી લઈને ગયો'તો હુંય તે પનઘટ સુધી.

તાણ આ મઝધારનું છે એટલું સોહામણું
ના કદીયે આવવાનો હું તરીને તટ સુધી.

એ દિલાવર રૂપ આ આકાશની એ પાર છે,
દૃષ્ટિ મારી માંડ પહોંચી છે હજી પલવટ સુધી.

મારો રસ્તો એ મુકામેથી જ આગળ જાય છે,
જિંદગી આ કેમ અટકી આવીને મરઘટ સુધી



અંધાર ઊગશે કે આ વહેલી સવાર છે,
આકાશે લાલ રંગનો મુરઝાનો ભાર છે.

ચૂમી હથેલી તેં, એ નજૂમીને ક્યાં ખબર,
ચોંક્યો કે હસ્તરેખા હવે આબદાર છે.

તું આવે ને અજવાળું તું જાતી ત્યાં અંધકાર
સૂરજની સાથે મારો ક્યાં દારોમદાર છે

સંગાથે ભાનની બધી બેચેનીઓ ગઈ
દીવાનગીનો કેવો મઝાનો પ્રસાર છે.

જે રોમેરોમ ઝણઝણે એનું શું નામ છે?
આ રણઝણી રહે જે કરે એ સિતાર છે.



લાલાશ સૂર્યની અને લીલાશ વૃક્ષની,
ઝંખી રહ્યો છું જોવા મધુર આશ વૃક્ષની.

છે નભના શ્વાસમાં, છતાં ઉત્તર મળે તો ઠીક,
લેવા તો ગયું છે મદદ આકાશ વૃક્ષની.

એથી સતત એ સ્પર્શતો, આલિંગતો રહે,
આ વાયરો સાંભળવા ચહે 'હાશ' વૃક્ષની.

આ થડને કહો કેમ કરી પાડવી સમજ
સમજી શક્યો છું હું સદા હળવાશ વૃક્ષની.

## કેશવિલાપ □ લલિત ત્રિવેદી

કાંસકો સરકી રહ્યો છે હવે જંજાળ તરફ
હું ધીમે ધીમે જઈ રહ્યો છું શ્વેત વાળ તરફ

તીડની જેમ અહીં ત્રાટકે છે સૂર્યકિરણ
કેશના મોલને ઉજાડે છે દુષ્કાળ તરફ

પાંદ ખરતાં જ રહે તોય વૃક્ષ જોતું હશે?
હું નથી જોઈ શકતો મારા ખરતા વાળ તરફ

જેમ જુએ બચેલાં વૃક્ષ વધતી રેતીને
એમ જુએ બચેલા વાળ આજ કપાળ તરફ

એક વેળાના 'હીરો' જેવા ઘૂઘવતાં ઝુલ્ફાં
ઊતરતાં જાય છે નિશ્ચિતપણે પાતાળ તરફ...

## ગીત □ મૂકેશ વૈદ્ય

આપણે તો પ્રેમ જેવું માનીએ ન કંઈ, જો કે સામે મળ્યા તો વાત કરીએ.

ઊછળતા દરિયા, શો ઉરમાં ઉમંગ લઈ
હું તો ધસી આવતો નજીક.
કોણ જાણે કેમ પણ ક્યારેય હરખ જેવી
કાંઠા આ સમજ્યાં નહીં ચીજ.

અકળાતા ફીણમાં ઓરતાઓ અણજાણ્યા ભીતરના રેળાવા દઈએ.
ઓથ હૂંફાળી નહીંનોયે સુહૃદગણ્યા એનો જાકારો કેમ કરી સહીએ ?

દિવસો ભૂલ્યા તો ભલે ભૂલ્યા એ દિવસોને
દિવસો હું નથી ભૂલ્યો છેક,
ભીનીભદ ભોંયમાંથી માથું ઊંચકીને ફરી
કૂંપળ ફૂટે છે એકેએક.

આપણે રોપેલ વૃક્ષ કડવાં ફળ આપે તોય, કુહાડી કેમ કરી દઈએ ?
આપણે તો પ્રેમ જેવું માનીએ ન કંઈ, જોકે-સામે મળ્યા તો વાત કરીએ.

(૨૦ ઓક્ટોબર ૧૯૮૭)

## સ્વેચ્છાની પેલે પાર □ શક્તિ ચટ્ટોપાધ્યાય

(બંગાળી) □ સુશી દલાલ

જ્યાં પણ જશે - તે તો જઈ જ શકે છે, સ્વાભાવિક રીતે
કોઈને અટકાવવું એ સારું નથી મારે માટે
કારણકે તે તો જશે જ - તે તો જઈ શકે છે સમુદ્ર સુધી
સમુદ્રનાં પાણી સ્પર્શીને, સમુદ્રના ઊંડાણ સુધી જઈને પણ
પાછો ફરી શકે છે તે મનુષ્યના હૃદય સુધી
જઈ શકે છે, નહીં કોઈ વિઘ્ન, સંગતથી પણ નહીં કોઈ વિઘ્ન
કારણકે જે જશે - તે તો જઈ જ શકે છે સ્વચ્છાની પેલે પાર.

**ગઝલ □ પ્રવીણકુમાર રાઠોડ**

સ્થગિત હતો એથી જ તો વહેવા ગયો છું હું
સાગર કિનારે સ્વપ્નમાં રહેવા ગયો છું હું.

ધસમસતા આવે દૂરથી મોજાંનાં દળ-કટક
દરિયાના ભીના વ્હાલને સહેવા ગયો છું હું.

મારામાં તો વહેતી નથી એક પણ નદી
એ વાત પ્હાડનેય પણ કહેવા ગયો છું હું.

ખીલે છે પાનખરમાં જિન્દગીનો ખરો રંગ
એ વાત ફૂલને અહીં કહેવા ગયો છું હું.

**□ જવાહર બક્ષી**

સમજણમાં ભીનાશ મળી છે.
લ્યો, રણમાં ભીનાશ મળી છે.

આંખોમાંથી છટકી ગઈ'તી
દર્પણમાં ભીનાશ મળી છે.

સૂરજનું નિદાન શું કરવું ?
કિરણમાં ભીનાશ મળી છે !

સ્વપ્નો જોવાની ફળશ્રુતિ
પાંપણમાં ભીનાશ મળી છે.

સંબંધોનું આ થીજાવું
કારણમાં ભીનાશ મળી છે.

કેમ ન હો જીવન ધુમાડો !
ઇંધણમાં ભીનાશ મળી છે.

## ગીત □ મેઘબિન્દુ

મેં તો ચાહતનાં દ્વારને વાસ્યાં હતાં
એ તો ચાલ્યા ગયા બંધ જોઈને
પછી જીવતર ઉછેર્યું મેં રોઈને

એના પ્રીતિના શ્વાસનો સાંભળી અવાજ
મેં શોધ્યા કર્યું આસપાસ
કૈં કેટલાયે જન્મારા વીતી ગયા
હર જન્મે અહીં અટક્યા છે શ્વાસ
જગના લોકોથી હતી છાનેરી પ્રીત
તેથી પૂછી શકી ન હું કોઈને
પછી જીવતર ઉછેર્યું મેં રોઈને

ખોવાઈ ગયેલી મારી શ્રદ્ધાને શોધવા
સાતસાત ઢગલીઓ કીધી
ખાલીખમ ઢગલીઓ જોતાં ગભરાઈ,
પછી કેટલીયે માનતાઓ લીધી
આજ લગી અંધારે જાગતી રહી
હવે ગભરાતી પડછાયા જોઈને
પછી જીવતર ઉછેર્યું મેં રોઈને.

## વસંતગીત □ અશોક વાજપેયી □ અદ્વૈત નાગર

(હિન્દી)

અહીંથી ગયો હતો તે
ઘાસનાં કપડાં પહેરીને
અને એની આંખોમાં એક આખું આકાશ હતું
અહીંથી પાછો ફર્યો હતો તે
પોતાનાં પુષ્પિત ઉઘાડાં અંગો લઈને
અને એના મનમાં એક આખી ધરતી હતી.

□ જવાહર બક્ષી

વિશ્વાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ,
તે આખોને આખો મ્હેલ બસ પળવારમાં તૂટી પડે
સહવાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ,
આખો ને આખો મ્હેલ બસ, પળવારમાં તૂટી પડે.

દર્પણ ભલે અકબંધ રહેવાનો અમરપટ્ટો લઈ બેસી રહે,
પણ સ્હેજ શંકાની કરચ એવી પડે પ્રતિબિંબમાં
આભાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ,
આખો ને આખો મ્હેલ બસ પળવારમાં તૂટી પડે.
છટકી જવાની કોઈ પડછાયાને ઇચ્છા થાય ને
વિકલ્પની કોઈ છટકબારીમાં ફૂટી જાય આશાનું કિરણ
અજવાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ તે
આખો ને આખો મ્હેલ બસ પળવારમાં તૂટી પડે.

કૈં સાવ એમ જ, કોઈ અણધારી ક્ષણે, કાંઈ અજાણી અગ્નિના
ચ્હેરામાં, સૂતેલું કોઈ ઝીણું સ્મરણ જાગી ઊઠે.
ઇતિહાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ,
ને આખો ને આખો મ્હેલ બસ પળવારમાં તૂટી પડે.

શબ્દો ઘડું, હું છંદ બંધાવું, વ્યવસ્થિત પ્રાસ પ્હેરાવું,
અલંકારો રચું.... ત્યાં અંગ મરડે એક અનાદિ વેદના
આ પાસનો આ ખેલ જે સદીઓ ઉપર સામ્રાજ્ય લઈ બેસેલ,
તે આખો ને આખો મ્હેલ બસ પળવારમાં તૂટી પડે

સાંજ □ અશોક વાજપેયી □ અદ્વૈત નાગર

(હિન્દી)
સાંજ
સાં... જ...
દરેક ચહેરો વિદાય છે –

## વાનકુવરમાં □ નીના રામૈયા

૧.

મુંબઈ છોડયું માત્ર કામચલાઉ છતાંય
જન્મગત વારસાગત મળેલું મેળવેલું બધું
છૂટયું છોડયું ન છૂટે તોય ઘડીભર
નાળ તૂટયા જેવું થયું
દરેક
આવજોની સાથે એક એક અંગત ટાપુ એક
અનેક ગળ્યાં સગપણના અગણ્ય ઉપસાગર
સંબંધનો
હાલક- ડોલક બંધ
ક્યાંક
ગળની આંખ કશાક વિચારે ફફડતી કોઈ
કંપતી એક પાંખ
મારી આગળ મારી પાછળ મારી
આંખની આંખ
મારી કાંખે બેસીને જોતી હતી તે આંખે આજે
જળ બંધ ક્યાંય સુધી અકબંધ

સર્વ- રંગ- અંધ- મહાસાગર
પાછળ પાછળ ક્યાંય પાછળ

૨.

વ્યવસ્થા નામની ભાષા
સલામતી તેની ઉપભાષા
બોર્ડિંગ કાર્ડ સીટ નંબર આસપાસ એર-ઇન્ડિયાનું
જંતરમંતરતંતર
નહીં જમીનના મેળના નહીં
પૂરા અવકાશી
ખુરસી સાથે બંધાઈને બેઠાં

હેઠા રાખી શ્વાસ શીખવા ઓક્સીજનના પાઠ હેઠા
રાખી શ્વાસ ખુરસી સાથે બંધાઈને
ટી ઓર કૉફી ?

કૉફી

ટી ?

નો કૉફી પ્લીઝ

એના સ્મિતની બરાબર નકલ કરીને નકલી અવાજે
કહ્યું તો તરત સમજી ગઈ
રબ્બર - ઓષ્ટ - કન્યા
ખબર કાઢતી ગઈ
મૂછની ધારે
ધાર કાઢતા યુવાનની
આંખની અણીએ
અણી કાઢતી છલછલ
છલકતી નજરે
જબ્બર કામગીરી છતાંયે
અખંડ પ્રવાસે નીકળેલાં અમે ટપવા માંડયાં
એક પછી એક ભૂમિખંડ
ખંડ ઉપખંડ જળરાશિ
નાનાં હતાં ત્યારે
થાકલાદાવ રમતી વખતે ટપતાં હતાં તેમ
લટકવા માંડયાં અદ્ધર વધુ
અદ્ધર સમુદ્રને પાયધૂની ગણીને
ખંડ ઉપખંડના ભૂલેશ્વર જેવડાં ભીંગડાં
નકશે નકશાનું ફીંડલું ઉખેડતાં ગયાં અમે
દેશ પરદેશનાં યુદ્ધનાં ડીંડવાં
ડીંડવાણાંમાં
ફેરવાતાં ગયાં ડીંડવાં ડીંડવાણાંમાં
હદ સરહદની અનહદ ઉપાધિનાં

કવિતા

રીંગણાં
કીડા સોતાં બફાતાં દીઠાં
ગૂંદાતાં છછૂંદરીનાં બચ્ચાં જેવાં
માનવનાં ધણ
દુનિયાના ધણી થઈ બેઠેલાને હાથે
વાદ પ્રતિવાદના ગૂંગણા અવાજ ખંડે ખંડે
સંભાળતા રહ્યા
એર-ઇન્ડિયાની વાયુબદ્ધ અર્ધ લંબગોળ બારીએથી
અવકાશના એક કિનારાથી અવકાશના બીજા કિનારા તરફ જતાં
ઉજાસ અંધકારના
વાદળઘેર્યા અવકાશી સંગાથે

ખુરસી સાથે બંધાઈને
હેઠા શ્વાસે કડુચી કૉફીના ગમતા સ્વાદે

૩.
પશ્ચિમી લેબાશમાં પરદેશી ભાષાને જીભે ચગળાવતું
ઇતિહાસભરેલું
પૂર્વીય અસ્તિત્વ
પશ્ચિમી નજરે પૂર્વને નિહાળતું પૂર્વીય નજરે પશ્ચિમને
પર્વત નદી પંખી આકાશ માનવ સમુદ્ર જંગલ દિલ
શબ્દ પછી શબ્દ પછી શબ્દ
નહીં
દેશ પોતે જ આ
દેશોના કોઈ પણ દેશના
પરિવેશની આ ભાષા
નહીં દેશી નહીં પરદેશી નહીં ગણવેશી
ઘડી બે ઘડી
દૂર થયેલા સ્વ-દેશે બોલી અને સાંભળી હતી તે

અનુભવ સંદર્ભ અનુસંધાન
અસ્તિત્વનાં હઠીલાં વળગણ

૪.
કેનેડા
પૂર્વસર્જિત ઇતિહાસ કે પૂર્વરચિત સમાજના
અભાવનો દેશ
મારા મગજના અંધકારમાં એક જાંબૂડી ધાબું
ધરતી ઉપર પગ મૂકતાંની સાથે
મારા શરીરે
આઠ આંખ ને આઠ કાન ફૂટી નીકળ્યાં
પગ ભમરડા બન્યા
નાકે ઊગ્યાં
સ્પ્રુસ હેમલોક ઊગ્યાં રોઝીઝ ઑફ્ શેરન
પિન્ક મેપલ પર્પલ મેપલ ગ્રીન મેપલ રેડ
મેપલ રેડ મેપલ
પાનખરની સરકતી પળે
ઝાડે ઝાડે સૂરજ લટકતાં સફરજન ચળકતાં
માણસ થોડા ઝાડ ઝાઝાં
એવરગ્રીન્સ આલ્ડર્સ સીડર્સ પાલ્મસના
પાંદડે પાંદડે ચડતાં
લીલી થતી જતી જાત
માઉન્ટ સીમોર કે ગ્રાઉસ માઉન્ટન્સની ભૂખરી ટોચે
થીજી જતા શરીરની બરફીલી નજર
પેસિફિક મહાસાગરના તટ ઉપર પહોંચતાં
ભીની થઈને ટપકી પડે છે નીતરી પડે છે

સાત પર્વતની પેલે પાર સાત સમુદ્ર તરીને
પહોંચાય ત્યાં પહોંચીને ન પહોંચાય ત્યાં પહોંચવાનું કરીને

૫.
અ કોલ ફ્રોમ ઇન્ડિયા ફોર યુ

. . . . . . . . .
તને ફાવી ગયું છે ને ?
. . . . . . . . . હા ફા વી ગ યું છે
કોઈ વાતે મૂંઝાતી નહીં
. . . . . . . . . મારી અંગત મૂંઝવણોનું પોટલું
પેસિફિક મહાસાગર
સ્વીકારતો નથી
મારી સાથે જ રહે છે
અહીં આમ તેમ આમ તેમ
. . . . . . . . .- નાનકડી વાર્તા
નાનકડો ઇતિહાસ
ત્યાં કેમ કેવું એવું તેવું
. . . . . . . . . નાનકડી ભૂગોળ
હવામાન વિશેનું નાનકડું ગણિત
સાયમન ફ્રેઝર યુનિવર્સિટી અને
યુનિવર્સિટી ઑફ બ્રિટિશ
કોલંબિયા વચ્ચે
મારા ચૈતસિક વિસ્તારના
સોયદોરા ઊભા આડા બખિયા
મજા કરજે
. . . . . . . . તમને બંનેને છોડીને
અહીંની કોઈ વાતે ચિંતા નહીં
કરતી
. . . . . . . . કોઈ કોઈ વાતે જરૂર થાય
કેમ સમજતા નથી.
આવજે
આવતે અઠવાડિયે ફોન કરીશ

ઘણું કહેવું હતું સુંદર કવિતા જેવું
ન કહેવાયું ઘણું જ સંપૂર્ણ કવિતાની જેમ
ન કહેવાયેલું બધું જ
અવાજના પડઘામાં સંતાયેલું
હવે ધીરે ધીરે છતું થતું
દૂરસંચારી દોરડે ભેગા થયા કરે
એકજીવી શ્વાસ -- આમ -- અવારનવાર

વારનો તહેવાર બની જાય
શું કહું બાકીની વાત... સમજી લો ને યાર

૬.
મિડવેઇલ એલ્વા રિયાલ્ટો લેમેક્સ વિન્સ્લો લોરેશ્યન
લિન્ટન રોડની બંને બાજુની શેરીએ શેરીએ
તમને ટહેલતાં જોઈને
પર્વત અને જંગલ અચૂક ઊતરી પડવાનાં તમારી પાસે
જરૂરી સાથ સંગાથ આપવા
કહો કે ન કહો
તમારા ગાલે અને નાકના ટીચકે
ઠંડી ધસી પડવાની
તમારી સગી થઈને તમને બાથમાં લેવા
કોક્વિટલમ રેક સેન્ટર પાસે
સેન્ટેનિયલ હાઇ-સ્કૂલની સામે
ઝાડનાં થડ ઉપર કે બાંકડે બાંકડે
રોબ લવ્ઝ કેથી
શેરિલ ઇઝ હોટ - એકના હાથે
એન્ડ વાઇલ્ડ ટૂ - બીજાના હાથે
સિમ્પ્લી ક્રેઝી - ત્રીજાના હાથે
આઇ લવ વીમેન ૬ : માર્કો
ડોન્ટચ્યુ નો સમ વીમેન ડુ લવ મેન ઇવન ધીઝ ડેઝ ૬ : સેન્ડ્રા

ગરમાવો સટાકેદાર ઠંડીના
મધ્યબિંદુઓ ગરમાવો
૭.
પેનપેસિફિકની મધ્યમાં ગરમાવો
ગરમાવો કોમનવેલ્થ કોનફ્રન્સનો આ
વરસનો ઉકાળો
ભારત લંકા ફીજી ફિલિપિન્સ
ઓસ્ટ્રેલિયા બ્રિટન કેનેડા આફ્રિકા
દેશ તેટલી વાત તેટલા પ્રશ્નો તેટલા ઉકેલ
વણઊકલ્યા રાખવાનાં
અજબગજબના નખરા વરસોવરસ
નભ્યા કરે રજવાડી તાશેરો    તાલમેલિયો
સૂર ફરમાવો ફરમાવીને કોઈને કોઇ વાતે શરમાવો
દિવાળી
નવે નાકે
મનાવો
માનવજાતને ઉકાળીને પધરાવો ફરીથી કોમનવેલ્થ કોન્ફરન્સના
ઉકાળામાં
બહાર ગેસટાઉન ઝળાંહળાં સામે
સ્ટેન્લી પાર્ક આસપાસની હરિયાળીમાં ગૂપચૂપ
આ બાજુ લાયન્સગેટ બ્રિજનો સોનેરી કંદોરો
મનુષ્ય ચેતનનો ઝલઝલ ઝલમલ ઝબકાર ચારે તરફ
ફેલાયેલા માનવસમુદાયના વસવાટનો હૂંફાળો
ઝલમલ ઝલમલ ઝબકાર તળેટીએ પર્વતના ઢોળાવ ઉપર
ફ્રેઝર નદીના કાંઠે પેસિફિકના કિનારે ઝલમલ ઝબૂક
ચારે તરફ વાનકુવરમાં મોડી સાંજે વાનકુવરમાં ચારે તરફ
ઝલમલ ઝબકાર ટીમકું મીનકું એક એક જીવન ઝીણકું
ઝીણકું એક એક સંવેદન એક એક ધબકારે એક એક
ઝલમલ ઝબકાર વાનુંકુંવરમાં મોડી રાતે અનુભવેલ મેં જાતે

**Illegal alien □ પન્ના નાયક**

એની યાદને
દેશવટો દીધે વર્ષો વહી ગયાં છે.
આજે
અચાનક
આ રાતને સમયે
મારા ઓરડામાં
એના ચોરીછૂપીથી આવવાની અફવાની હવા
પ્રસરી રહી છે
મારો જીવ મૂંઝાય છે
વર્ષોથી બંધ બારી હું ખોલું છું
દરમિયાન કોઈ દરવાજો ખખડાવતું સંભળાય છે
જઈને સાંકળ ખોલું છું
પણ
એ તો હતો
તિરાડોમાંથી પ્રવેશેલો સમીર.

સાચે જ
એણે આવવાનો પ્રયાસ કર્યો હશે ?
હું ગુસ્સે થાઉં છું.
ખબર નથી એને
કે
અમેરિકામાં illegal alienને પકડી
હાથકડી પહેરાવી
કેદમાં રાખે છે
એના પર કેસ ચાલે છે
ને illegal પુરવાર થતાં
વળી દેશવટો દેવાય છે ?
હું ઓરડામાં પ્રવેશું છું ત્યારે
ખુલ્લી બારીમાંથી પ્રવેશી
મારી પથારી પર
ફેરી ફેરી કશુંક પડયું'તું
ચાદરના સળમાં સળવળતું'તું...

પોલીસ કહે છે :
બંધ બારી ખોલી
એ ભૂલ હતી.

## એક ગીત □ ભાગ્યેશ જહા

આંસુ બનીને કો'ક નીકળ્યું, સ્હેજ બ્હાર
ત્યાં તો હોઠોએ બંધ કરી વારતા,
આંગણાનો તડકો તો ઊભરાણો ગાલ ઉપર,
ઉના નિઃશ્વાસ તેને ઠારતા,

શેરીની ધૂળ બની ઊડતું આકાશ
એને આશા કહું કે કહું રોષ?
દીવામાં થરથરતો પીળો પ્રકાશ
એને કાંઠે અંધારો અફસોસ
સૂરજની જેમ અમે ટીંગાણા મારગમાં
આંખ થકી મટકું ન મારતા
આંસુ બનીને કો'ક નીકળ્યું સ્હેજ બ્હાર
ત્યાં તો હોઠોએ બંધ કરી વારતા.
કેવો આ રસ્તો ને કેવો વળાંક આ!
કેવી ભૂગોળ ગોળ ગામની!
કાંકરી મળે ને મળે ગાગર રાધાની
તોયે કાન વિના મથુરા શું કામની?

અધવચ્ચે અટકેલા રસ્તાનો વાંક
મને ભૂલી પડેલી ન ધારતા,
આંસુ બનીને કો'ક નીકળ્યું સ્હેજ બ્હાર
ત્યાં તો હોઠોએ બંધ કરી વારતા.

## સ્ટેશન પર વિદાય □ અશોક વાજપેયી
□ અદ્વૈત નાગર

(હિન્દી)

તું પોતાનું યૌવન, પોતાનું હાસ્ય
મારી પાસે છોડી ગઈ
અને તને લઈ ગઈ
કોલસા અને પાણીથી ચાલતી એક રેલગાડી

□ જયા મહેતા

વીજળીનો ચમકારો
અચાનક થાય
ને કડાકા થાય
ને ગડગડાટ થાય
ને વરસાદ વરસે
ને પછી લીલાં તૃણ
ડોકાવા માંડે
ને બસ બધે
લીલુંછમ લીલુંછમ
ધરતી ડોલે લીલુંછમ
દરિયો ડોલે લીલુંછમ
પહાડ ચડે લીલુંછમ
નદી વહે લીલુંછમ
સરવર છલકે લીલુંછમ

ને પછી
એ કરમાય તો
ખરું જ ને
પીળું પીળું
ને સૂકું
ને ખખડે
ને ઝાંખુંઝબ
ને તણખો ઝરે
ને ભડભડ બળે
લાલ લાલ લાલ
આ લીલો પીળો ને લાલ
એ મૂળ રંગ કહેવાય...
કહેવાય ?

વસંત-દિન □ અશોક વાજપેયી □ અનુરાગ દીવાન
(હિન્દી)

આજનો દિવસ આખો ને આખો એક વસંત છે
કાલે પાંદડાં નહોતાં અને આવતી કાલે ખરી ગયાં હશે

આજનો દિવસ આખો ને આખો એક વસંત છે
અને તું એક વૃક્ષ છો

પોતાના દરેક ઊગી શકવાવાળા પાંદડા સાથે
અને પોતાના દરેક ખીલી શકવાવાળા ફૂલ સાથે

અને ફક્ત એટલી ઝૂકેલી
કે હું તને બેઠાંબેઠાં પણ અડી શકું છું.

## કેટલીક કવિતાઓ વાંચીને □ અશોક વાજપેયી
(હિન્દી) □ અદ્વૈત નાગર

બારણે ટકોરા છે
અને બારી પર અચાનક ખીલી ઊઠ્યું છે
એક ફૂલ
પડછાયા ચીરીને આવેલા અવાજોનો
એક ચહેરો છે...

સાંજનાં આંસુ - છલકતાં દિલ છે
અને આકાશનો સમેટાયેલો રંગ
લોકોના પગના નરમગરમ અવાજો છે
અને એમાંથી ડોકાતો એક ચહેરો

વરસાદમાં ન્હાયેલું ગુલાબ
એક લય છે
- જેને બારીએ સાંભળ્યો છે
અને એ ફક્ત આછું સોનલ અજવાળું છે
જેને મેં જોયું છે...

* શ્રી શમશેરબહાદુર સિંહ માટે

## સવાર □ અશોક વાજપેયી □ અદ્વૈત નાગર
(હિન્દી)

ચહેરો ખોવાઈ ગયો છે
રાતે પડછાયાઓની વચ્ચે
લોકોમાં
ચહેરો તે
લીલાંલીલાં પાંદડાઓમાં ઘેરાયેલું
એક થાક્યું - કરમાયું ફૂલ
ડાળી સાથે જોડાયેલો
ચહેરો તે :

સવારનું આકાશ ચૂપ છે
ધુમ્મસમાં ડૂબેલા અદૃશ્યના
તળિયેથી ઊભરાઈને
ઝળહળી રહ્યું છે
એક લીલું વૃક્ષ
- ચહેરો તે ?
... ચહેરો ખોવાઈ ગયો છે...

# કાવ્યનો પથ □ સુરેશ દલાલ

## 'મિત્ર'ને છરી પાછી આપતાં

આ લ્યો તમારી છરી
જેની તમને ખોટ ન જ સાલવી જોઈએ
એવું તમારું ઓજાર
ચળકતું, ચોખ્ખું અને ધારદાર
લગભગ નવા જેવું જ,
મારી પીઠે એને જરીક પણ નુકસાન પહોંચાડ્યું નથી

— એલ્ડર ઓલ્સન

અમેરિકાના કવિ એલ્ડર ઓલ્સનનું આ કાવ્ય છે. નાનકડું પણ એની વેદના ગ્રંથ જેટલી છે. મિત્રે કરેલો જખમ એ આ કાવ્યનો વિષય છે. અભિવ્યક્તિમાં નર્યો કટાક્ષ છે, પણ એ કટાક્ષ પોતાનાં જ આંસુની કબર પર ફૂલ મૂકવા જેવો છે. વફાદારી વિરલ છે. બેવફાઈ તો જાણે રોજિંદી ઘટના છે. એક શેર યાદ આવે છે :

> હમ સે ક્યા હો સકા મુહબ્બત મેં,
> ખૈર ! તુમને બેવફાઈ કી.

શેર કોનો છે એ યાદ નથી.

માણસ જન્મે છે ત્યારથી જ સંબંધોનાં સરોવર રચાતાં હોય છે. જેમ જેમ મોટો થતો જાય છે, સમજણો થતો જાય છે, તેમ તેમ એ સરોવરમાં કમળની જગાએ વમળ ખીલે છે. અનેક સંબંધોની વચ્ચે મૈત્રી એક પરમ પવિત્ર વસ્તુ છે. જીવનની કરુણતા એ હોય છે કે મિત્ર જીવતો રહે છે અને મૈત્રી મરી જતી હોય છે. એવું વાંચ્યાનું યાદ છે કે મૈત્રી મૃત્યુ પામે એના કરતાં મિત્ર મૃત્યુ પામે એ વધારે ઇચ્છનીય છે. વિશ્વાસઘાત એ જ કરી શકે છે કે જેનામાં આપણે વિશ્વાસ મૂકીએ. મોટાભાગના વિશ્વાસ એ વિષ-વાસ થતા હોય છે.

કેટલાંક કાવ્યો ખંજર થઈને ભોંકાય છે અને એ કવિની સફળતા છે ને જિંદગીની નિષ્ફળતા છે. કાવ્યના શીર્ષકમાં 'મિત્ર' શબ્દને ઇન્વર્ટેડ કોમામાં મૂક્યો છે. બધું જ ઇન્વર્ટ થઈ ગયું છે અને સંબંધ કોમામાં છે.

અનુવાદ કરતી વખતે 'તારી' મૂકું કે 'તમારી' મૂકું એની મને મૂંઝવણ થતી હતી. પછી મને થયું કે આ તો સંબંધના પ્રશ્નની વાત છે. બધું જ પતી ગયું છે. ક્રૂરતાને કારણે દૂરતા પણ આવી છે, અને 'તમારી' મૂકીને સંબંધની દૂરતા સૂચવી છે. જે આપણાં હોય એને આપણે તું કહીએ છીએ, હવે 'તું' કહેવાનો તહેવાર પણ ક્યાં છે. કેટલાકને છળ - કપટ - કાવાદાવા - પ્રપંચ - જુઠ્ઠાણું - દગો - આ બધું કોઠે પડી ગયું હોય છે. છરી વિના જીવી જ ન શકે. મૈત્રી હોય ત્યારે આપેલી ભેટો, મૈત્રી ન રહે ત્યારે પરત કરવાને બદલે આ છરી જ પાછી આપવાનો હવે એક માત્ર અર્થ છે. છરી તો પ્રતીક છે. પણ આ પ્રતીકનો ઉપયોગ

કવિએ નાટ્યાત્મક રીતે કર્યો છે. ઓજાર પણ કેવું ? ચળકતું, ચોખ્ખું અને ધારદાર. આરપાર ભોંકનારની છરી તો બહારથી હંમેશાં સ્વચ્છ જ હોય છે, ચોખ્ખીચટ હોય છે. તમારું તમને ને શોભા અમને એ રીતે છરી પાછી સુપરત કરે છે અને પછી કહે છે કે લગભગ નવા જેવી જ છે. 'લગભગ' સકારણ છે. કારણ કે એક વાર એનો ઉપયોગ થઈ ચૂક્યો છે. તમે મને ભલે છરી મારી, પણ મારી પીઠે છરીને સહેજ પણ ઈજા નથી પહોંચાડી. મારું કામ તો તમને સાચવવાનું, તમારી છરીને સાચવવાનું, કહેવાતા ને કહોવાતા સંબંધને સાચવવાનું, મારાથી બનતું એટલું કર્યું. stab in the back -નો અનુભવ ભારે માર્મિકતાથી, પણ કાયરની જેમ નહીં, મરદની જેમ, કાવ્ય દ્વારા stab in the front -થી આવ્યો છે. આ કાવ્ય પોતે જ છરી છે. બેવફાઈના અનુભવમાંથી તૈયાર થયેલી, છેવટે 'જિગર'નો એક શેર જ યાદ કરવાનો અને પૂછવાનું :

બતાઓ ક્યા તુમ્હારે દિલ પે ગુજરે
અગર કોઈ તુમ્હીં સા બેવફા હો.

## યુવાન જંગલ □ અશોક વાજપેયી

□ અનુરાગ દીવાન

(હિન્દી)

એક યુવાન જંગલ મને,
પોતાની લીલી આંગળીઓથી બોલાવે છે.
મારી નસોમાં લીલું લોહી વહેવા લાગ્યું છે
આંખોમાં લીલા પડછાયા સરકે છે
ખભા પર એક લીલું આકાશ ઊતર્યું છે
હોઠ મારા એક લીલા ગીતમાં કંપે છે :
હું બીજું કાંઇ નથી
બસ એક લીલું વૃક્ષ છું
– લીલાં પાંદડાંની એક દીપ્ત રચના !
હે જંગલ યુવાન,
બોલાવો છો ?
આવું છું
એક લીલી વસંતમાં ડૂબેલો
આ.. વું.. છું–

# મારી આસન્નપ્રસવા માને માટે ત્રણ ગીત

□ અશોક વાજપેયી □ અનુરાગ દીવાન

(હિન્દી)

**કાચના ટુકડા**

કાચના આસમાની ટુકડા
અને એમની પર પથરાઈ છે સૂર્યની કરુણા
તું એ બધાંને સંભાળી લે છે
કારણ કે તારી પોતાની બારીના
આઠે કાચ સુરક્ષિત છે
અને સૂર્યની કરુણા
તારા છજા પર પણ
રોજ વરસી જાય છે.

**જીવતું જળ**

તું ઋતુઓને પસંદ કરે છે
અને આકાશમાં
કોઈ ને કોઈની પ્રતીક્ષા કરે છે –
તારા હાથ ઋતુઓની જેવા યુવાન છે
તારાં કેટલાં જીવતાં જળ
તને ઘેરતાં જ જાય છે
અને તું એવી છે કે પાછી ઊભી થઈને
આળસ મરડતી, તડકા - તપ્યું મુખ લઈને
એક નવા ઝરણાનો કલરવ સાંભળતી
– એક ખીણના પૂરેપૂરા હરિયાળા મહિમા સાથે !

**જન્મકથા**

તારી આંખોમાં નવી આંખોનાં નાનાંનાનાં દૃશ્યો છે,
તારા ખભા પર નવા ખભાનું
હળવું અમસ્તું દબાણ છે –
તારા હોઠ પર નવી બોલીની પહેલી ચૂપકી છે

અને તારી આંગળીઓ પાસે થોડાક નવા સ્પર્શ છે
મા, મારી મા,
તું કેટલી વાર પોતાનામાંથી જ ઊગી જાય છે
અને મા, મારી જન્મકથા કેટલી તાજી
અને હમણાં હમણાંની જ છે!

## આધુનિકતા અને ગુજરાતી કવિતા

સર્જન - વિવેચન બંને ક્ષેત્રે સાતત્યથી ફાળો આપતા ભોળાભાઈ પટેલના 'અધુના', 'પૂર્વાપર', 'કાલપુરુષ', 'ભારતીય ટૂંકી વાર્તા' અને 'અજ્ઞેય એક અધ્યયન' પછી દક્ષિણ ગુજરાત યુનિવર્સિટી - નર્મદ વ્યાખ્યાનમાળામાં આપેલાં વ્યાખ્યાનો અહીં પાંચ વિભાગમાં ગ્રંથસ્થ થયાં છે. પહેલાં ત્રણ વ્યાખ્યાનોમાં 'આધુનિકતા'ની વિભાવના, ગુજરાતી કવિતામાં આધુનિકતા અને કેટલીક આધુનિક કવિતાઓ (ગુજરાતી) વિશે વિચાર કર્યા પછી બંગાળી અને અસમિયા સાહિત્યના સહૃદય ભાવક અને અભ્યાસી ભોળાભાઈએ એ બંને ભાષાની કવિતામાં આધુનિકતા અંગે વિચાર કર્યો છે.

પહેલા વ્યાખ્યાનમાં 'આધુનિકતા' સંજ્ઞા, આધુનિકતાનાં પ્રભાવક બળો, આધુનિક કલા-આંદોલનો અને વિવિધ વાદ વગેરેનો વિચાર કર્યો છે. બીજા વ્યાખ્યાનનો આરંભ, યોગ્ય રીતે જ હરિશ્ચંદ્ર ભટ્ટની કાવ્યચેતનાથી કર્યો છે અને આજના કવિ સુધી પહોંચ્યા છે, ત્રીજા પ્રકરણમાં નિરંજન ભગતના 'ગાયત્રી', ઉમાશંકરના 'છિન્નભિન્ન છું', સુરેશ જોષીના 'હું', લાભશંકરના 'માણસની વાત' અને સિતાંશુના 'જટાયુ' કાવ્યના તથા છેલ્લા બે વ્યાખ્યાનોમાં પણ બંગાળી ને અસમિયા કવિતાના આધુનિક મિજાજને ઐતિહાસિક પરિપેક્ષ્યમાં ઓળખવાનો ઉપક્રમ છે.

ભોળાભાઈએ અહીં જે ચર્ચાવિચારણા કરી છે તે વિગતપ્રચૂર છે, પણ કેવળ વિગતપ્રચૂર નથી, વિદ્વતાપૂર્ણ છે તેમ જ વિપુલ ઉદાહરણો અને અભિવ્યક્તિની સરળ-સરસ શૈલીથી રસપ્રદ પણ છે.

**– જયા મહેતા**

[ભોળાભાઈ પટેલ, આધુનિકતા અને ગુજરાતી કવિતા, ૧૯૮૭, આર. આર. શેઠ, મૂલ્ય રૂા. ૨૪, પૃષ્ઠ સંખ્યા ૧૬૦.]

## પડદામાં □ હર્ષદ ચંદારાણા

(૧)
રાખવાથી ગુલાબ પડદામાં-
ખુશ્બુ ર્‌હેશે જનાબ પડદામાં ?

છે ખુશીની બધી ક્ષણો જાહેર
આંસુનો છે હિસાબ પડદામાં

એક પડદાને ખોલવા માટે-
પેસવું બેહિસાબ પડદામાં ?

રાત પડવાનું એજ છે કારણ ?
શું હતો આફતાબ પડદામાં ?

કોઈ શબ્દો નકાબ છાંડે છે
વાંચે છે તું કિતાબ પડદામાં

(૨)
હોય છે ક્યાં અમાસ પડદામાં
તું ને તારો ઉજાસ પડદામાં

ભોંયથી છત ને ભીંતથી પડદે
દષ્ટિનો આ પ્રવાસ પડદામાં

છે સ્મરણનો સમુદ્ર તોફાની
ડૂબવાનું છે કાશ, પડદામાં

સાવ હમણાં જ હું કરી દઉં પણ
વ્યર્થ છે પર્દાફાસ પડદામાં

આખરે હું બની ગયો પડદો
જોઇ તારો નિવાસ પડદામાં

(૩)
પંખીને આવકાર પડદામાં
ગીત ગાતી સવાર પડદામાં

મારી સાથે પતંગિયાં આવ્યાં
તારી સાથે તુષાર પડદામાં

બારણે, બારીએ કે ચ્હેરા પર
ક્યાંય છે ફેરફાર પડદામાં

શુષ્ક, નિ:શબ્દ એક બેચેની
કેમ કરવી પસાર પડદામાં

ફક્ત પડદાપણું કરો અળગું
ખૂલશે કૈંક દ્વાર પડદામાં

(૪)
ખેંચતાણનો રિવાજ પડદામાં
દોરીનો છે સમાજ પડદામાં

રંગ, સૂરત, દમામ, ચંચળતા
છે ગઝલનો મિજાજ પડદામાં

એ જ પાત્રો ને એ જ સંવાદો
માત્ર મોટો અવાજ પડદામાં

મ્હેંદીનું મૌન હોય છે કરતું
બોલવાનો રિયાઝ પડદામાં

સાંજ સાથે ફરી જે જાગે છે
પ્યાસનો કૈં ઈલાજ પડદામાં ?

# જટાયુ

'જટાયુ' સિતાંશુનો બીજો કાવ્યસંગ્રહ. આ પહેલાં 'ઓડિસ્યૂસનું હલેસું' પ્રગટ થયો છે. ઉપરાંત 'મોએં-જો-દડો' કૅસેટ ઉપર કાવ્યસંગ્રહ છે. એ જ શીર્ષકનું ૨૮ પૃષ્ઠનું એક દીર્ઘકાવ્ય 'જટાયુ' સંગ્રહમાં પણ છે. એમનાં બે નાટકો અને બે વિવેચનસંગ્રહો પણ પ્રગટ થયા છે.

સિતાંશુ ભાષાને પોતાની આગવી રીતે પ્રયોજીને કાવ્ય સિદ્ધ કરવા મથે છે. તે ચોપાઇ, દોહરા જેવા મધ્યકાળમાં વિશેષ પ્રયોજાયેલા છંદો અને આખ્યાન જેવું કાવ્યસ્વરૂપ પ્રયોજે છે, અલંકાર-પ્રતીક- કલ્પન-પુરાણકલ્પનોને નિરાળી રીતે ઉપયોજે છે. લોકગીત, મધ્યકાલીન બાળગીતકથાઓની રીતિ ને લહેકા, બોલચાલની ભાષાની છટા, કટાક્ષ-ઉપહાસ, નાટયાત્મકતાનો પ્રયોગ કરે છે, તેમ જ તદ્દન નિરર્થક લાગે; નિરર્થક હોય નહીં પણ લાગે એવી શબ્દયોજના કરે છે. દા.ત. 'જટાયુ' સંગ્રહનાં 'પ્રલય', 'હો ચી મિહ્ન માટે એક ગુજરાતી કવિતા' વગેરે કાવ્યો ને આવાં કાવ્યો પુસ્તકનાં પાનાં પરથી મૂંગે મોઢે વાંચવાં કરતાં, મોટેથી વંચાતાં સાંભળીએ અને તે પણ ખાસ તો સિતાંશુને મુખે, ત્યારે જ વિશેષ આસ્વાદ્ય બને છે.

કોઈ એક કાવ્યને બીજા કાવ્ય સાથે સરખાવી સરખાવીને તેની ઉચ્ચાવચ્ચતા નક્કી કરવાની ન હોય, તેમ છતાં 'જટાયુ', 'પ્રવીણ જોષીને અલવિદા', હનુમાનની એકોક્તિ', 'પ્રહ્લાદની પ્રાર્થના', 'કેરલ કામિનીનું ગીત' વગેરે તેમ જ 'પ્રલય', 'ઘેરો', 'મોએં-જો-દડો' વગેરે દીર્ઘ રચનાઓ વિશેષ ધ્યાન ખેંચે છે. આ સંગ્રહમાં કાવ્યો આઠ જૂથમાં મૂક્યાં છે, તેમાંના સાતમા જૂથમાં પ્રહ્લાદ, જટાયુ, હનુમાન અને શબરી જેવા ારાણિક પાત્રોને કેન્દ્રમાં રાખ્યાં છે, તો પાંચમા જૂથમાં ઑર્ફિયસ, કેરલ કન્યા, તામિળ નારી, પંજાબની છોરી, પ્રવીણ જોષી વગેરે પાત્રો કેન્દ્રમાં છે. આસ્વાદ માટે થોડી પંક્તિ ઉતારું છું :

આમ જુઓ તો આ કશું લખવાની જરૂર નહોતી.
પણ હમણાં અહીં ખૂબ વરસાદ આવે છે,
ને એટલું જ કહેવા કલમ ઉપાડી છે
કે જોજો સંભાળજો, ભીંજાઇ ના જતાં.

*

રાતો સાગર ચઢયો હિલોળે, એના હિંસ્ર ગરજતા લોઢ,
તળિયાના અંધારને અમે થઇ આવ્યા મોઢામોઢ.

*

ક્ષણ મળવું, ક્ષણ બિછડવું, ક્ષણ આંસુ, ક્ષણ હાસ,
મરણ-પિયાલી હોઠ પર, (મને) અમરત પીધાંની આસ.

*

આંખ મીંચુ તો જોઉં, સાંભળું જે શ્રુતિને જઉં ભૂલ,
શ્વાસ રૂંધું, તો સૂંઘી લઉં તારી છાતીનાં બેય ફૂલ.

*

વનનો લીલો અંધકાર જેમ કહે તેમ સૌ કરે
ચરે, ફરે, રતિ કરે, ગર્ભને ધરે, અવતરે મરે.

*

આ અણસમજુ વન વચ્ચે શું મારે મરવાનું છે આમ ?
-નથી દશાનન દક્ષિણે અને ઉત્તરમાં નથી રામ.

સિતાંશુની કવિતામાં ભીંજાઈ જવાની મજા છે, તે તો કાવ્યો વાંચવાથી જ માણી શકાય.

-જયા મહેતા

[સિતાંશુ યશશ્ચંદ્ર, જટાયુ, ૧૯૮૬, આર. આર. શેઠની કંપની, મુંબઈ, પૃ. ૧૩૦, કિંમત રૂ. ૨૬.૦૦]

## સહર્ષ - પુરસ્કાર

'કવિતા'ના ૧૨૦ અંક ઑગસ્ટ ૧૯૮૭માં પ્રગટ થયેલી નલિની માડગાંવકરની 'નારી' કવિતા માટે શ્રી શંકરભાઈ દેશમુખે રૂ. ૫૦૦/-નો પુરસ્કાર મોકલ્યો છે. એની સહર્ષ નોંધ લઈએ છીએ.

# કવિતા ને વેદના

## □ જયન્ત પાઠક

કટકીક કાગળ ચપટીક બોલ
ચાંગળુંક શાઈ ને ટાંક તરઓળ;
થોડી લખી ને લખી કવિતા ઘણી
કોઈ ગુણીયલ, કોઈ અપલખણી !
રળ્યા નામ ને રૂપિયા રળ્યા
તંત્રી કાઠા ને કાપકૂપિયા મળ્યા !
તનને ઘસી ને ઘસી મનને થયા
સુખિયા હતા તે એમ આપ દુખિયા.
હવે
વેદનામાં કદીકદી કવિતા ઝમે
કવિતામાં કદીકદી વેદના રમે !

## □ જતીન્દ્ર આચાર્ય

રાજવૈદ્યે
નાડી પરીક્ષા કરીને
નિદાન કર્યું કે
મહારાજાને
લાગુ પડ્યો લાગે છે
ત્રિદોષ :
હવાઈ વચનોનો વાત
સત્તાનો પિત્ત
નખશિખ કરપ્શનનો કફ

# લેલિનગ્રાડ પાસેનું એક યહૂદી કબ્રસ્તાન

□ જૉસેફ બ્રોડસ્કી □ ભરત ત્રિવેદી

લેલિનગ્રાડ પાસેનું એક યહૂદી કબ્રસ્તાન.
સડી ગયેલા પ્લાયવુડની એક વળી ગયેલી વાડ.
વળી ગયેલી વાડની પાછળ પડયા છે પાસે પાસે
કાયદાશાસ્ત્રીઓ, વ્યાપારીઓ, સંગીતજ્ઞો, ક્રાંતિકારીઓ.
નિજને માટે તેમણે ગાયું.
નિજને માટે તેમણે બચાવ્યું.
બીજાઓ માટે તેઓ કુરબાન થયા
પરંતુ પ્રથમ તેમણે ચૂકવ્યો હતો વેરો
કાયદાનું સન્માન કર્યું હતું.
અને આ અનિવાર્યપણે ભૌતિક જગતમાં
બિછાવી દીધા ધર્મશાસ્ત્ર પર
આદર્શઘેલા આખર સુધી
કદાચ દીર્ઘદૃષ્ટિથી
દાચ અંધશ્રદ્ધાથી
રંતુ તેઓએ નિજના દીકરાઓને શીખવ્યું ધીરા થતાં
અને સહન કરતાં
તેમણે વાવ્યું ના અનાજ
તેમણે અનાજ ના જ વાવ્યું
તેમણે માત્ર પાથરી દીધા ખુદને નીચે ઠંડી ધરતી પર
બીજની જેમ.
અને પોઢી ગયા અનંત નિદ્રામાં
પછી તેઓ ઢબૂરાઇ દેવાયા માટી થકી
મીણબત્તીઓ જલી
અને યાદગીરીના દિવસે
ભૂખ્યા વૃદ્ધો

ઠંડીથી રૂંધાતા કર્કશ અવાજે
પોકારી ઊઠયા શાંતિ વિષે
અને તેઓ પામ્યા તેને
ભૌતિક સડારૂપે
સ્મરતા ના કશું
વિસ્મરતા ના કશું.
ભીના પ્લાયવુડની વળી ગયેલી એક વાડ પાછળ
ટ્રામના આખરી સ્ટેશનથી બેએક માઇલ.

## પ્રાર્થના □ પુરુષોત્તમ મિસ્ત્રી

આ સૂરજદાદા
જ્યાં અંધાર, ત્યાં જ તપે તો...
આ ચાંદામામા
જ્યાં ગરમી, ત્યાં જ વરસે તો...
આ નદીમાતા
જ્યાં રણ-તરસ, ત્યાં જ વહે તો...
ને અનાથના નાથ
જ્યાં પાપ, ત્યાં જ નિવાસે તો...

ઘરમાં બધાં
સાંભળે છે, હસે છે, બોલે છે :
"આ ગાંડાનું, અલાયદું ઘર હોય
તો..."
અને સૌ
(ડાહ્યા દીકરા જેવા
આ સૂર્ય-ચંદ્ર-નદીની માફક)
ભટક્યા કરે છે
પોતપોતાને રસ્તે

ફરક્યા કરે છે
પ્રભુની પતાકા
દેવળે દેવળે
ડુંગરોની ટોચે ટોચે
પાદરી પુરોહિતનાં વચને,
પ્રવચને
લાયબ્રેરીના કેટકેટલા ચોપડે
ને ભજનોની
કૅસેટોના ઢગલામાં

પુણ્ય તો બૅન્કબેલેન્સ જેવું
પુણ્યથી પાર થવાય
બાપ રે! પાપને કૈં પાર છે!
ૐ શાંતિ શાંતિ શાંતિ

□ **સુરેશ દલાલ**

તમે સાચા હો અને હું ખોટો ન હોઉં
હું સાચો હોઉં અને તમે ખોટા ન હો -
સમજણના આ બિંદુ પર
આપણે મળીએ કે ન મળીએ ?

તળિયે માછલી છે કે મગર
એની આપણને પણ નથી ખબર
આપણું ફૂલ લખાયું તો હશે ને
કોઈક કળીએ ?
સમજણના આ બિંદુ પર
આપણે મળીએ કે ન મળીએ ?

સૂરજ આથમતો હોય ત્યારે
તમે કહો છો કે રાત આવશે
અને હું કહું છું કે સાંજ અદ્ભુત છે,
વ્હેલે પરોઢિયે તમે કહો છો
કે ફરી પાછો એનો એ જ દિવસ શરૂ થયો
અને હું
પરોઢિયાના શમણાને
આંખમાં મમળાઉં છું
અને કહું છું
કે આ શમણું એ જ ઋત છે -
રાત અને સાંજ અને સવારના
ઝાકળ - ફળિયે -
સમજણના આ બિંદુ પર
આપણે મળીએ કે ન મળીએ ?

□ સુરેશ દલાલ

આપણી છાતીમાં બુલેટ હોય
અને કોઈક એને ભાલાથી કાઢવાનો પ્રયત્ન કરે તો?

ડાળી પર ફૂલ કરમાતું હોય
ત્યારે કોઈક એના પર કરવત મૂકે, તો?

આપણા કંઠમાં ખુલ્લા મેદાન જેવું ગીત છલકાતું હોય
ત્યારે કોઈક આપણને ઘોંઘાટની છાવણીમાં લઈ જાય, તો?

□ પન્ના નાયક

આપણે
એકમેકને પ્રેમ કરીએ છીએ ત્યારે
પરિવર્તનશીલ જગતમાં
આપણે લીધે
નવું કશું જ બનતું નથી.
માત્ર
ધુમ્મસિયું પ્રભાત સ્વચ્છ બને છે,
વાદળાં ખસી જઈ
આકાશી નીલિમાને પ્રગટ કરે છે,
બંધ કળીઓનો
માદક પુષ્પોમાં ઉઘાડ થાય છે,
અને
પતંગિયાં
ઠેર ઠેર
આપણી વાતોનો
રંગબેરંગી આસવ ઢોળે છે
બસ, એટલું જ!

તને □ હર્ષદ ત્રિવેદી

આ સમય પાસેથી હું ઝૂંટું તને,
આવ તો લખલૂટ હું લૂંટું તને.

તું સરોવર મધ્યમાં ઊભી રહે,
ને કમળની જેમ હું ચૂંટું તને!

હો તરસ એવી કે, રોમેરોમથી
તું પીએ ને તોય હું ખૂટું તને!

એક પળ માટે થઈ જા વૃક્ષ તું,
ડાળખીની જેમ હું ફૂટું તને.

નામ તારું નામ તારું નામ તા–
એકડાની જેમ હું ઘૂંટું તને!

# પડઘાની પેલે પાર

સર્જન, વિવેચન, અનુવાદ અને સંપાદન સર્વ ક્ષેત્રે ચંદ્રકાન્ત શેઠનું પ્રદાન મહત્ત્વનું છે. 'પવન રૂપેરી' અને 'ઊઘડતી દીવાલો' પછી, ઇ. સ. ૧૯૮૭માં 'પડઘાની પેલે પાર'... આ સંગ્રહનાં ઘણાંખરાં કાવ્યોમાં 'હું' દ્વારા આત્મલક્ષી કથન છે અને કાવ્યનાયક નરી વેદનાનો ઘડયો હોય એમ જણાય છે.એની ઉક્તિઓ ભાવકને ગાળી-ઓગાળી નાખે, એના હૃદયને વલોવી નાખે એવી સબળ છે. ચંદ્રકાન્તની કલમની કટાક્ષની ધાર અહીં સતેજ નથી. અહીં છે મૃત્યુના કાતીલ પ્રહારથી થતી વેદના, એટલે કે મૃત્યુએ કોઇકને અકાળ ખૂંચવી લીધા પછીની નિરૂપાય, લાચાર, બેસહાય વેદના. પણ અલબત્ત, આ વેદના, દુ:ખના, વ્યથાના, અસહાયતાના લવારા નથી, લાગણીવેડાથી ભરેલો આક્રોશ નથી, એક સાચા કવિની કલમે થતી ભાષાકર્મની પ્રતીતિ કરાવતી કાવ્યરૂપ રચનાઓ છે. 'વળી વળીને ગાંઠ વળી જાય છે શ્વાસની' 'જે એમ જ ખોવાઇ જાય છે તે આમ ફરીથી આવે છે ખરું ?'/ 'ખાલી જલાશય સમું આભ'/ 'માણસ જ્યાં અટકી પડે છે ત્યાં કબર નાખે છે મૂળિયાં'/ 'વાંસળીમાં રૂંધાય એક ફૂંક'/ સજલના નાના-શા ટીપાનેય પાંપણ લગી ગબડવા દેવું નથી મારે'/'મારાં તો પગલાં જ તરફડે છે જલવિહોણી માછલીઓ-શાં'/ 'ક્યારે આવશે છેડો આ ફીંડલાનો ?'/ 'ખંડિયેર-આંખે રૂડાં લાગે નહીં ખ્વાબ' વ્યથાવેદનાના આ ભરતીઉછાળ વચ્ચે ત્રણ કાવ્યો નોખી ભાત પાડે છે, તેમાં આશાનો સૂર સંભળાય છે : 'વાંધો નથી, ગવાશે ?' 'પ્રભાતે' અને 'અંતરે જ ઊગ્યો કોઈ શશી'. નિરાળી અનુભૂતિ આલેખતાં બીજાં ત્રણ કાવ્યો છે : 'એક દોઢડાહી કાબરની વાત', 'નવી નવાઇની વાત' અને 'શ્વેતલ વૃક્ષ' વળી 'આઠ સંવેદનચિત્રો' પ્રાણીજગતની અનુભૂતિને સાકાર કરે છે. સુન્દરમે 'સપ્તરાગ' શીર્ષક હેઠળ રાગકાવ્યો લખ્યાં, ચંદ્રકાન્તે 'નાગ', 'મગર', 'મહિષ', 'કાચિંડો', 'કરોળિયો', 'પતંગિયું', 'હસ્તી' અને 'ઊંટ'ને કેન્દ્રમાં રાખી સંવેદનચિત્રો આલેખ્યાં છે અને 'નવ ક્ષારબિંદુઓ' શીર્ષક નીચે, એમાંનાં જ એક કાવ્યમાં આવે છે તેમ 'એકલતાની લાચાર દૃષ્ટિ !/ નિ:સહાય અંદરની સૃષ્ટિ'નું આલેખન કર્યું છે. છ દીર્ઘકાવ્યો પણ આ સંગ્રહમાં છે. જેમાંનાં ચાર કાવ્યોમાં અન્ય રચનાઓની જેમ વેદના ઘૂંટાઇ છે, તો બે કાવ્યોમાં કવિ અને કવિતા શબ્દની વાત પણ છે.

–જયા મહેતા

[ચંદ્રકાન્ત શેઠ, પડઘાની પેલે પાર, ૧૯૮૭, આર. આર. શેઠ, મુંબઈ, પૃ. ૧૨૬, કિં. ૨૬-૦૦.]

## એક કાવ્ય □ જયસુખ જાવિયા

કોઈ તો અવકાશથી એ ખબર તો
લઈ આવો,
આટલું વિસ્તારનું કારણ તને ક્યાંથી
મળ્યું ?

## મૂંગો પોકાર □ સાધુ અક્ષરજીવનદાસ

ઘોર કળિકાળના અંધારે આજ
અમે તેલ વિના તરફડતા દીવા... ...૦
લંબાણા ચાર-ચાર કોરા દુકાળ, આભ ખાલી ને વરસે અંગારા
રહ્યાં-સહ્યાં ઝાડવાંય ઠૂંઠા થઈ આજ, જાણે ઊભાં મસાણિયાં અંધારાં
કૈંક જીવ દેશાન્તર કરી ગયા કોક
હવે મરતાં જીવે છે મરજીવા...૧

કચ્છ-ભાલ-સોરઠના માલધારી માલ લઈ વહેતા થ્યા દખ્ખણની કોરે,
મારગમાં કાળની કરાળ જાળ પથરાતાં જળભણી જીવડાને દોરે
ચારો તો દૂર, આગ ભરખે ઉનાળાની
કૂવાજળ ક્યાંક છે નજીવાં...૨

ભાંભરવું બંધ થયે આંસુ રેલ્યાં ને હવે કાળજાં રુવે ને આંખ કોરી
પંડતણી પાંસળીઓ ઢગલો થઈ બેસી ગઈ તોય અમે ધરતીના ધોરી
જન્મારો પોષેલી માનવની લાગણીઓ
અમ કને આજ મંડી બીવા...૩

મૂંગાં જીવ લાખ્ખો રે આજ અમે હળમળી ઊભા ગગનભણી ટાંપી
ઇન્દર તો ઊંઘે છે આવ ને તું યમ હવે જીવતરનો તાગ લે કાપી
હરખ છે : છૈયાને તરછોડી દૂધ અમે
દીધું છે માનવીને પીવા... ...૪

શિયાળે ઠંડી ને ઉનાળે તાપ, લોક સ્વારથના તાંતણે બાંધે,
કુદરતનો કોપ હજુ વેઠયો વેઠાય, પણ માનવ મારે છે નિત્ય કાંધે.
છોને રોજ પડધાતો મૃત્યુનો ઢોલ
સંત-કરુણા રેલી તો અમે જીવ્યા... ...૫

## અવાજ... અવાજ... અવાજ... □ મહેશ ભટ્ટ

માતાના ગર્ભમાંથી પૃથ્વી પર અવતરતા
બાળકના સ્વચ્છ અને નિષ્કલંક રુદનમાં 'અવાજ' જન્મે છે...
અને અત્યંત નિકટના સ્નેહી કે સ્વજનના અપરિપક્વ
ને ઓચિંતા અવસાન વખતે મુકાતી અસહાય પોકમાં
એ 'મૃત્યુ' પામે છે... ભૂખ્યા માનવીની આંતરડીમાં થતા ચરચરાટમાં
અવાજ આંસુ બનીને પીગળતો હોય છે...
ને ક્યારેક તે બેકાર માનવીના વેદનાગ્રસ્ત મુખ પર
મૌન બનીને પથરાઇ જાય છે.

બાળકને પોઢાડતી માના હાલરડામાં
એ સંગીત બની જાય છે...
ને ક્યારેક મૂશળધાર વરસતા પહેલા વરસાદમાં
એ ગીત બનીને વરસે છે અને પછી ભીની થયેલી માટીમાં
મહેક બનીને ફેલાઇ જાય છે.
પરણ્યાની પહેલી રાતે કોડભરી નવોઢાની આંખોમાં
એ સ્વપ્ન બનીને અંજાઇ જાય છે...
અને હજારો માઇલ દૂરથી
વિધવા માની ખબર કાઢવા
ટેલિફોન કરતા એકના એક પુત્રના
ઉમળકાભર્યા શબ્દોમાં એ પ્યાર થઇને છલકાય છે...

અવાજનાં અનેક રૂપ છે...

દિવાળીના ઉત્સવ વખતે
કાન ફાડી નાખતા ફટાકડાઓમાં
અવાજ ધુમાડો બની જાય છે...

દેશની અડધી વસ્તી
જ્યારે અડધી ભૂખી રહેતી હોય ત્યારે
પ્રજાસત્તાક દિને આકાશમાં ઊડતા હેલિકૉપ્ટરની ધણધણાટીમાં
અવાજ અશાંત બની જતો લાગે છે !
જુઠ્ઠાં, પોકળ વચનોનો વરસાદ વરસાવતા
નેતાઓનાં કર્કશ ભાષણોના ભાર નીચે
એ ચગદાઇ જાય છે...
ભાડૂતી માણસોનાં 'ઝિન્દાબાદ'નાં સૂત્રોમાં
ખરીદાયેલો અવાજ 'કોલાહલ' બની જાય છે.
ને રેલવે પ્લેટફૉર્મ પર રોજી રળવા
બરાડા પાડીને કંટાળો આપતા ફેરિયાઓનો અવાજ 'ઘોંઘાટ' લાગે છે.
"આવો"ના અવાજનું અમૃત મેં પીધું છે...
"આવજો"નુ માધુર્ય મેં માણ્યું છે...

કેટલાક અવાજ. કર્ણપ્રિય હોય છે
જેમ કે વહેતા પાણીનો
જંગલમાં સંચરતા પવનથી નાચતાં પાંદડાંઓનો
શૈયામાં મધરાતે પાસું ફેરવતી મુગ્ધાની બંગડીઓના રણકારનો
અને હમણાં જ બોલવા શીખેલા બાળકની અસ્પષ્ટ કાલી બોલીનો...
પણ... હું એ અવાજની પ્રતીક્ષા કરું છું
જે માત્ર મને જ સંભળાવાનો છે
જેનાં આંદોલનો પકડી હું ઊર્ધ્વગામી બનવાનો છું...
જે મારા અંતરમાંથી ઊઠવાનો છે...
એવો મારો અવાજ...

**સ્મરણ : થુવેર** □ **અશોક વાજપેયી**
(હિન્દી) □ **અદ્વૈત નાગર**

તારાં સ્મરણોનું અસીમ સુખ મને
કે કાંટો પણ ખીલી ઊઠયો મારે બગીચે.

## ટ્રેનમાં સાત કાવ્યો □ મંગલેશ ડબરાલ
(હિંદી) □ નૂતન જાની

(૧)
ટ્રેન
પ્લેટફૉર્મ છોડીને
આગળ વધે છે
પ્લેટફૉર્મ લોકોના જેવું છે
છૂટી ગયેલા ખાલી ઉદાસ
પોતાના અજવાળામાં એકલા
ભયભીત થતા

કોઇ નથી જતું
ટ્રેનની સાથે
ચાલે છે ફક્ત રાત
પોલાદ જેવી આ રાત
આપણે આ પોલાદમાં
લઇએ છીએ શ્વાસ !

(૨)
ટ્રેનની બારીમાંથી
હું આકાશ જોઉં છું
જે દૂર જઇને પૃથ્વી સાથે મળી ગયું છે
ત્યાં સૂઇ રહ્યા છે
દિવસભરના થાકી ગયેલા પક્ષીઓ
ત્યાં સૂઇ રહ્યા છે નિરાશ થયેલા લોકો
ત્યાં ફેલાયેલા છે
પૃથ્વીનો અનંત દુ:ખ
ટ્રેનમાં એક બાળક ઝોકું ખાય છે
માના દૂધનું સપનું જોતું

એક વૃદ્ધ આંખો મીંચીને
વિચારે છે

મૃત્યુ એક ટ્રેનની જેવું છે
મને લઈ જતી
ઝૂકેલા ચહેરે એક છોકરી
પુસ્તક વાંચે છે ગુમસુમ
એના પુસ્તકના પાનાં પરથી પસાર થાય છે
ટ્રેન જાણે કે આંસુની ધારા

ઊંઘ જેવા એક વનમાં
ટ્રેન સીટી વગાડે છે
સમય પસાર થઈ રહ્યો છે
સમય પસાર થઈ જશે
વસ્તુઓને પાછળ મૂકીને !

(૩)
નીચે જોવાથી મને
પોતાનો પડછાયો દેખાય છે જમીન પર
એ મારાથી બેગણો છે
અને બેઠો છે શ્વાસ લીધા વગર
એની સાથે કોઈ વાત કરવી વ્યર્થ છે
જવાબને માટે એ હંમેશા
મારી તરફ જુએ છે
બીજા પડછાયાઓ સાથે એને કોઈ સંબંધ નથી
એ આટલો દૂર બેઠો છે
તો પણ મારામાં લપેટાયેલો છે એકદમ
ફક્ત એની અને મારી વચ્ચે
જ્યારે વૃક્ષ અને પુલ પ્રવેશ કરે છે
ત્યારે એ છેદાય છે

અને બની જાય છે
કોઇ અન્ય વ્યક્તિનો પડછાયો.

(૪)
કેટલી બધી નદીઓ છે
જેને હું નથી જાણતો
અને પુલ
જેની પર હું નથી ચાલ્યો
કેટલું બધું પાણી છે
જેને હું નથી સ્પર્શ્યો

હવે આ બધું
આવે છે મારા માર્ગમાં

(૫)
એકાએક આકાશમાં
એક તારો દેખાય છે
અમે બંને સાથે-સાથે
જઇ રહ્યા છીએ અંધારામાં
એ તારો અને હું!

(૬)
આ એ જગ્યા છે
જ્યાં ટ્રેન વારંવાર આવીને ઊભી રહે છે
અને ધુમાડો કાઢે છે કેટલીક વાર
આ એ જગ્યા છે
જ્યાં આપણે યુવાન થયા હતા એક દિવસ

(૭)
મેં એક દૃશ્ય જોયું
જેમાં એક શાંત નદી હતી
અને કેટલીક ઝાડીઓ હતી

નદીને ઘેરાયેલી

મેં એને જોઈ અને હું વંશ થયો
ઓ દૃશ્ય! હું તને યાદ રાખીશ
હંમેશા
કે હું વશ થયો

## કૂવાની દેડકીનું ગીત □ ભગીરથ બ્રહ્મભટ્ટ

એક કૂવાની દેડકી એટલું ફૂલી ભાઈ એટલું ફૂલી
કે કૂવાને પડી ગ્યો વાંધો
કૂવાએ ગામનાંને ચોખ્ખું કીધું
'મને પૂરો કાં દેડકીને કાઢો'
ગાલોમાં ગાળભરી આવેલું ગામ
એણે દેડકીને હાડહાડ કીધું
દેડકીએ ડબડબ ડોળા દેખાડયા
ને ઘૂંટ જેમ ગામ આખ્ખું પીધું
સમયના ટુકડાને સાંધી શકાય તમે આભલાને કેમ કરી સાંધો?
થાકીને ગામ પછી બબડતું એમ
કે કૂવાને કાંઠે છે ભૂત
દેડકીએ કૂવાને ચોરી લીધો
હવે કૂવો છે દેડકીનું તૂત
દેડકીના ડા'પણે કુંવારી ઘટનાનો આખ્ખો મુલક કોરી ખાધો.

# હલદીઘાટ જેવું યુદ્ધ હાર્યા પછીનું ગીત

□ નવનીત ઉપાધ્યાય

હોવાનું રાજપાટ ખોવાનું હોય
લશ્કર નથી કે હવે લડવાનું હોય...

લાખ લાખ ઝાડવાના ગઢમાં જીવે છે હજી આપણાં જ
નામનું રે પાણી.
સાયબીનો છાંયડો છે ઊડતો પવન એને કેમ કરી
ઝાલીયે...રે...રાણી.

હાથમાં છે હાથ તોય છૂટવાનું હોય
લશ્કર નથી કે હવે લડવાનું હોય

દોસ્ત-દોસ્ત-દોસ્ત મને ઢાલ તું ન આપ મારી આંખ્યને
હું કેમ કાઢું ધાર
ચેતક જેવો સમય હાથમાં નથી રે હવે કેમ રોકું તૂટતા હું
તાર

મનનું હુકમપાનું હારવાનું હોય
લશ્કર નથી કે હવે લડવાનું હોય

## ને

□ હરીશ જસદણવાળા

ને અચાનક ડાળ પર કલરવ થયો,
પૂર્વમાં અજવાશનો પગરવ થયો.

સૂર્યની હદમાં ગયું છે એક રણ,
એટલે તડકો અહીં નીરવ થયો !

કોણ અમને સાદ પાડે દૂરથી ?
એમ લાગ્યું ફૂલમાંથી રવ થયો !

મોત સામે શ્વાસ પણ હારી ગયાં,
એ પરાજય આંગણે ઉત્સવ થયો.

પ્રિય ભાઇ સુરેશ,

કવિતા વાંચવી-વંચાવવી, સાંભળવી-સંભળાવવી અને માણવી ગમે, પરંતુ 'કવિતા'માંથી ઉત્તમ કવિતા વળી કઇ એનો નિર્ણય કરવાનું કહેવામાં આવે એ ખરેખર મુશ્કેલ કાર્ય લાગે. બાગમાં લટાર મારતાં, ગોધૂલી સમયમાં આકાશ તામ્રવર્ણ થતું હોય અને ફૂલો એમનું સૌન્દર્ય અને સુગંધ ચારે તરફ ફેલાવતાં હોય એવે સમયે એ મસ્તીભરી તંદ્રામાંથી કોઇ ઢંઢોળી કહે, "કોઇ પણ એક ફૂલ ચૂંટો !" તો તમને કેવું લાગે ?

કઇ કવિતા ઉત્તમ ?

"હું તને પ્યાર કરતો રહ્યો હે ધરા,
રોજ બોલાવતું રહી ગયું આ ગગન"

કવિ હરીન્દ્ર દવેની ? "એક નામેરી વૃદ્ધને મળતાં" નલિન રાવળની ? "અમે બરફના પંખી ટહુકે ટહુકે પીગળતાં" અનિલ જોશીની ? "પ્રાણજીવન હરજીવન મોદીને હાજર" કરતાં રમેશ પારેખની ? 'લઘરા કવિ' લાભશંકર ઠાકરની કે "વગડાનો શ્વાસ" ભરતા જયન્ત પાઠકની ?

આ બધાં જ અને બીજા અનેક કવિઓ (લાભશંકર ઠાકર અપવાદરૂપ નથી) 'કવિતા'ના આ અંકમાં છે અને એક યા બીજી રીતે ગમી જાય એવી એમની કવિતાઓ છે, પરંતુ કોઇકે કહ્યું છે 'કવિતા કાનથી વાંચવાની કળા છે !' અને એવી કળાની કસોટીમાંથી મને લાગે છે ત્યાં સુધી, પાર થાય છે **શ્રી મેઘનાદ ભટ્ટની કવિતા :**

**"હાંફળા ફાંફળા થઇએ નહીં" અને કવિ સાચું જ કહે છે**
**"મૃગજળજળની માછલીઓ જોઇ અવળા વ્હેણે તરીએ નહીં !"**
**અને "દરિયામાં માછલીઓ તોયે માછલીઓ કાંઇ દરિયો નહીં**
**સુખ નામના દરિયામાં બે હાંફળા ફાંફળા થઇએ નહીં !"**

આભાર !
કુશળના ઇચ્છતો

ભવદીય
હસમુખ દવે

**□ મોહમ્મદ માંકડ**

ઘણી વાર થાય છે,
શરીરના ખાબોચિયામાંથી બહાર નીકળી
ચોખ્ખા તડકામાં ઊભો રહું
પણ, તોય શું ?
હું કાંઇ ઉચ્છ્વાસની હવા થોડો છું,
–કે ફરી સાફ બની શકું !

# ભાનુસિંહ ઠાકુરની પદાવલી

શ્રીમાન અક્ષયચન્દ્ર સરકાર જ્યારે ક્રમાનુસાર વૈષ્ણવપદાવલીના પ્રકાશનકાર્ય માટે નિયુક્ત થયા હતા ત્યારે હું ખૂબ નાનો હતો. સમય નિર્ણયની બાબતમાં હું હંમેશનો બેદરકાર-ત્યારે પણ હતો અને અત્યારે પણ છું. તેથી પત્રની મારી તારીખને જેઓ તવારીખ માની લે છે તેઓ કાયમ છેતરાય છે. પરંતુ અત્યારે જેની ચર્ચા કરી રહ્યાં છીએ એના સમયનું અનુમાન કરવું પ્રમાણમાં સહેલું છે. મોટાભાઈ પાસે જ્યારે મુંબઈ ગયો હતો ત્યારે મારી ઉંમર લગભગ સોળ વર્ષની હતી અને જ્યારે વિલાયત ગયો હતો ત્યારે મારી ઉંમર સત્તર વર્ષની હતી. તાજીતાજી પ્રગટ થયેલી પદાવલીનાં પાનાં ફેરવતો એ તો એનાંથીય પહેલાંની વાત. એમ માનો ને કે ત્યારે હું ચૌદમાં વર્ષમાં પ્રવેશતો હતો. પદાવલીના નાના નાના ટુકડાને જાહેરમાં ઉપભોગ કરવા જેટલી યોગ્યતા ત્યારે મારી નહોતી. જોકે મારા ઘરમાં ત્યારે હું જ એનો એક માત્ર વાચક હતો. મોટાભાઈઓની ડેસ્કમાંથી જ્યારે હું એ પદાવલી તફડાવી લેતો ત્યારે કોઈનું ધ્યાન જતું નહીં. મારું કુતૂહલ મુખ્યત્વે પદાવલીની જે ભાષાને વ્રજબોલી કહેવામાં આવતી એ વિષેનું હતું. સ્વાભાવિક રીતે જ હું શબ્દતત્ત્વ માટે ખૂબ ઉત્સુક હતો. ટિકા-ટિપ્પણમાં જે શબ્દાર્થ આપવામાં આવેલા એને હું વિચાર્યા વગર માની લેતો નહીં. એક શબ્દ જેટલી જેટલી વાર મળતો એનો હું સમુચ્ચય તૈયાર કરતો. એક સરસ મજાની બાંધણીવાળી નોટબુક શબ્દોથી ભરાઈ ગઈ હતી. તુલના કરી કરીને હું અર્થ-નિર્ણય કરતો. ત્યાર પછી કાલીપ્રસન્ન કાવ્યવિશારદ જ્યારે વિદ્યાપતિના કાવ્યોની સટીક આવૃત્તિ પ્રગટ કરવાની તૈયારી કરતા હતા ત્યારે મારી નોટબુકનો એમણે પૂરેપૂરો ઉપયોગ કર્યો હતો. એમનું કામ પતી જતાં એ નોટબુક એમની પાસેથી અને એમના ઉત્તરાધિકારી પાસેથી પાછી મેળવવાના અથાક પ્રયત્નો કરવા છતાંય હું સફળ થઈ શક્યો નહીં. જો પાછી મેળવી શક્યો હોત તો બતાવી શકત કે ક્યાં-ક્યાં એમણે પોતાની ઇચ્છા મુજબ અર્થ કર્યા છે અને ભૂલ કરી છે. આ મારો અંગત અભિપ્રાય છે.

એ પછીના તબક્કામાં પદાવલીની જટાજંજાળમાં પ્રવેશ્યો. અક્ષયબાબુની પાસે બાળ કવિ ચેટાર્ટનની વાત સાંભળી હતી. એમને નકલ કરવાનો લોભ લાગ્યો હતો. પણ એમણે એ વાતનો વિચાર નહોતો કર્યો કે બરોબર નકલ કરવા માટે ફક્ત ભાષા પૂરતી નથી, ભાવમાં પણ અસલિયત આવવી જરૂરી છે. નહીં તો શબ્દોની ગૂંથણી બરોબર થવા છતાંય સૂરમાં એની કચાશ પકડાઈ જાય છે. પદાવલી એ ફક્ત સાહિત્ય નથી. એના રસની વિશિષ્ટતા તો ભાવના એક ખાસ સીમાડાથી વીંટળાયેલી છે. આવા સીમાડામાં મારું મન સ્વાભાવિક મુક્તભાવે વિચરણ કરી શકતું નથી. તેથી ભાનુસિંહની સાથે વૈષ્ણવચિત્તની અંતરંગ આત્મીયતા નથી. આના ફળરૂપે ભાનુસિંહની પદાવલી લાંબા સમય સુધી સંકોચવશ પડી રહી. આ પદાવલીને હું તો સાહિત્યમાંના એક અનધિકાર પ્રવેશના દૃષ્ટાન્ત રૂપે જ ગણું છું.

પહેલું ગીત લખ્યું હતું. એક સ્લેટ ઉપર, અંતઃપુરના ખૂણાના ઘરમાં–

ગહનકુસુમ કુંજ માઝે
મૃદુલ મધુર બંશી બાજે

મનમાં વિશ્વાસ જાગ્યો કે ચેટાર્ટન કરતાં હું કંઇ પાછળ નહીં રહું.

એક વાત કહી રાખું છું કે ભાનુસિંહની પદાવલી કુમળી વયથી માંડીને પાકટ વય સુધીના લાંબા સમયના સૂત્રથી ગૂંથાયેલી છે. એમાં સારુંનરસું સમાન હિસ્સાનું નથી.

# કવિતાની બારીએથી....

આપણે ત્યાં ગુજરાતીમાં કાવ્યાસ્વાદનાં સારાં પુસ્તકો આંગળીને વેઢે ગણાય એટલાં જ છે અને એમાંય સ્વભાષાની કવિતાના સાંકડા પરિઘમાંથી મુક્ત બની અન્ય ભારતીય ભાષા કે વિદેશી ભાષાની કવિતાનો આસ્વાદ કરાવતાં પુસ્તકો તો એનાંથીયે ઓછાં છે. શ્રી સુરેશ દલાલનું કાવ્યાસ્વાદ કરાવતું આ બીજું પુસ્તક છે. પ્રથમ પુસ્તક 'કાવ્યનો પથ'માં એમણે અનેક સ્તર પરથી કાવ્યાસ્વાદ કરાવ્યા છે. આ પુસ્તકમાં વિશ્વકવિતાની - પરિચયની બારી ખોલી છે.

કવિતા એટલે આનંદની શાશ્વત ક્ષણ. એને જે સહૃદય પૂરેપૂરી પામવા ઇચ્છતો હોય તો સારો આસ્વાદ એ કવિતાની નજીક લઇ જતો એક ઉત્તમ માર્ગ છે. આ પુસ્તકની બારી કવિતાના આવા અંતરરૂપને નિકટથી જોવાની તક આપે છે. ભાષાના, દેશના અંતરને ભૂંસી નાખે છે એક કવિતાના માધ્યમથી. જે કાવ્યોના આસ્વાદ કરાવ્યા છે એમાં ભાવવૈવિધ્યનું સ્તર પણ જળવાયું છે. રવીન્દ્રનાથ ટાગોરનું ગીત હોય કે એલિઝાબેથ જેનિન્ગ્સની અપરાધ સ્વીકારની કવિતા હોય, 'મારાં દાદીમા' જેવું સ્વથી આરંભાઇ સર્વ સુધી પહોંચતું કાવ્ય હોય કે પછી ક્યાંક જીવનનું, ક્યાંક પવનના ચાંચલ્યનું, ક્યાંક સ્વમાની સ્ત્રીની સાચા પ્રેમ માટેની ઝંખનાનું કે પછી ક્યાંક વનની હિમાળી સાંજનું કાવ્ય હોય.... કંઇ કેટલાય ભાવ વિશ્વ આ પુસ્તકમાં ઊઘડયા છે. છતાં ક્યાંય આસ્વાદ કે પોતાના પાંડિત્યનું આછકલું પ્રદર્શન કર્યું નથી. અહીં કવિતાને જ બોલવા દીધી છે. સહૃદયનો ધર્મ અને ભૂમિકા બંનેને એમણે જાળવ્યાં છે. કવિતાના સૌન્દર્યને પામવાનું દિશાસૂચન કર્યું છે. આ નાનકડા પુસ્તકમાં વિવિધ ભાષાના કવિઓ છે, વિવિધ યુગના કવિઓ છે. કાવ્યાસ્વાદની એક નવી પરિભાષા આ પુસ્તક આપી જાય છે.

એકી બેઠકે વાંચવા જેટલું આ પુસ્તક રસપ્રદ છે અને વર્ષો સુધી મનમાં વાગોળી શકાય એટલું સત્ત્વશીલ છે.

**નીલા વ્યાસ**

[સુરેશ દલાલ, કવિતાની બારીએથી.... પ્ર. આ. ૧૯૮૭, મિલિકા પબ્લિકેશન્સ, મુંબઇ, પૃ. ૪૮, કિ. રૂ. ૧૨]

## □ હરીશ વટાવવાળા

શ્વેત કાગળનું સ્મરણ આપું તને,
શબ્દનું ભાષાચરણ આપું તને.

વ્યર્થ છે પીડા હૃદયની એટલે,
આંખપાંપણનું ઝરણ આપું તને

આંખને દરિયાપણું આપ્યા પછી,
હું કિનારાનું કળણ આપું તને.

હસ્તરેખામાં મને તું શોધ ના,
ઝૂરતું વાતાવરણ આપું તને.

દુર્દશા મારી અહીં કોને કહું ?
બંધ શ્વાસોનું મરણ આપું તને

## નીકળે છે □ મનીષ પરમાર

કશુંક જીવતું છે ખબર નીકળે છે,
મને ખોદવાથી કબર નીકળે છે.

તમે મોકલ્યાં ફૂલ મારી ઉપર કે,
ખરી જાઉં છું પાનખર નીકળે છે.

બધી બાજુથી આગ ખેંચી રહી છે,
હકીકત ધુમાડા વગર નીકળે છે.

તમે બ્હાર આવી ઊભા હો ઝરુખે,
હવામાં સુગંધી લહર નીકળે છે.

મનીષ પ્હાડ જેવી પ્રતીક્ષા કરે છે,
નદી પથ્થરોની ભીતર નીકળે છે.

## હેલી છે □ ભગવતીકુમાર શર્મા

(ગઝલ)
છાકટી છે અને છકેલી છે
લાગણીઓની આજ હેલી છે

પગની ઘૂઘરીઓ ઘેલીઘેલી છે
ડાળ કંઈ ફૂલથી લચેલી છે

કેવી ખુશ્બૂસભર હવેલી છે!
આંગણે ઝૂરતી ચમેલી છે

મોતના પગ મહીં પડેલી છે
જિંદગી હાથથી ગયેલી છે

જેને હું માનતો'તો મેઘધનુ
તારી મેંદી રચી હથેલી છે

સ્હેજ અજવાળું, સ્હેજ અંધારું
સાંજ કેવી સરસ નમેલી છે!

ખોટ છે માત્ર લીલા પગરવની
દ્વાર છે, ઉંબરો છે, ડેલી છે

મારી આંખોની જળસપાટી પર
મેં કવિતાઓ કંઈ લખેલી છે

## □ મોહમ્મદ માંકડ

શબ્દના રંગોથી
ચીતરેલાં મારાં સપનાં
તમારાં તો નથી ને?

## ક્યાં? □ પાર્થ મહાબાહુ

તલવાર્યું ટાંગવાને ખીંટી તો હોય
પણ પડછાયો ટાંગવાનો અંગૂઠો
ક્યાં?

સીધી લીટીમાં એક પૂછ્યો સવાલ
અને
ચંપલમાં વિયાણી ખીલી

આફતને કાંખમાં જ સંઘરી રખાય
એને
મેલી દેવાય નહીં ઢીલી

રેતી ઢોળાય એમ ઢોળો અજવાસ
પણ અંધારા ઢોળવાને દંદૂડો ક્યાં?

કીડીના પગલાથી ફૂટે સવાર અને
અખબારે ઘટનાઓ કૂણી

પાશેરુ પડછાયો કાંત્યો કંતાઇ નહીં
કાંતવાની હોય એક પૂણી

ચકલીની આંખને તો તીરિ વીંધાય
પણ અજવાળું વીંધવાને બંદૂકો
ક્યાં?

કવિતા- એકલતા અને એકાન્ત
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૩
વર્ષ : ૨૧ : અંક : ૩ : ફેબ્રુઆરી, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

અદ્વૈત નાગર ૧૦, ૧૧, ૨૦, ૨૨, ૩૭
અનુરાગ દીવાન ૨૧, ૨૪, ૨૫
અશોક વાજપેયી ૧૦, ૧૧, ૨૦, ૨૧, ૨૨, ૨૪, ૨૫, ૩૭
જતીન્દ્ર આચાર્ય ૨૯
જયન્ત પાઠક ૧, ૨૯
જયસુખ જાવિયા ૩૪
જયા મહેતા ૨૧, ૨૬, ૨૭, ૨૮, ૩૪
જવાહર બક્ષી ૯, ૧૧
જૉસેફ બ્રોડસ્કી ૩૦
નલિની માડગાંવકર ૪૪
નવનીત ઉપાધ્યાય ૪૨
નીતા રામૈયા ૧૨
નીલા વ્યાસ ૪૫
નૂતન જાની ૩૮
પન્ના નાયક ૧૯, ૩૩
પાર્થ મહાબાહુ ૪૭
પુરુષોત્તમ મિસ્રી ૩૧
પ્રવીણકુમાર રાઠોડ ૯
ભગવતીકુમાર શર્મા ૩, ૪૭
ભગીરથ બ્રહ્મભટ્ટ ૪૧
ભરત ત્રિવેદી ૩૦
ભાગ્યેશ જહા ૨૦
મનીષ પરમાર ૪૬
મહેશ ભટ્ટ ૩૬
મંગલેશ ડબરાલ ૩૮
મૂકેશ વૈદ્ય ૮
મેઘબિંદુ ૧૦
મોહમ્મદ માંકડ ૨, ૪૩, ૪૭
રમેશ પટેલ 'ક્ષ' ૪
રવીન્દ્રનાથ ટાગોર ૪૪
લલિત ત્રિવેદી ૭
સુરેશ દલાલ ૨૩ ૩૨, ૩૩
સુશી દલાલ ૮
સાધુ અક્ષરજીવનદાસ ૩૫
શક્તિ ચટ્ટોપાધ્યાય ૮
હરીન્દ્ર દવે ૫
હરીશ જસદણવાલા ૪૨
હર્ષદ ચંદારાણા ૨૭
હર્ષદ ત્રિવેદી ૩૩
હસમુખ દવે ૪૩
હરીશ વટાવવાળા ૪૬
હેમેન શાહ ૩, ૪
કવર-૨ ફોટો (શ્રી બેનીગન, શ્રી ઉમાશંકર જોશી, શ્રી નટવર ગાંધી)
કવર-૩ હસ્તાક્ષર (ચીમનલાલ દલાલ)
કવર-૪ નાથાલાલ જોશી

સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા **પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.**
આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ ટસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડાફટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

નવા વર્ષે હર્ષે સકુસુમ વધાવું પ્રતિપદા,
વિભો આપો શાન્તિ વિનવણી કરૂં થાય સુખદા;
નવે સંસારે હો સૂરજ રૂપરાશિ ઉદયનો,
વધો દેશીબન્ધુ બની સુજન સાચા હૃદયનો.

રહે સૃષ્ટિ સામે ગણી બીજાનું તે છે આપણું,
સહે પોતે કષ્ટો વિદૂર કરવા આર્ત જનનું;
સદા સાચા પંથે વિચરી વધવું યત્ન શુભ છે,
ફના-મિથ્યા છે આ અવનિ સરિતા નાવ તન છે.

લખ્યું છે જે કે એ શરીર પણ એમાંથી તરવું,
નીતિ ભક્તિ રાખી કરવું નહીં પાપે ઉતરવું;
વધે ભાનૂ જેવો ગગનપથમાં તેમ વધજો,
ડગે જેવું કાળું તિમિર ત્યમ પાપોજ ડગજો.

|| દોહરા ||

જો પ્રેમે પ્રભુને ભજ્યા તો ભવસાગર પાર,
ચીમન સત્ય પ્રમાણજે આરે હરિ સંભાર.



□ નાથાલાલ જોશી

દુ:ખ! અભાવ! તમારું સ્વાગત છે,
નિરપેક્ષ આનંદ તરફ દોરશો,
આંતરસભરતા પ્રાપ્ત કરાવશો.

નિંદા! અપમાન! તમો મારા સ્નેહી છો,
અનિંદ્યને ચરણે પહોંચાડશો,
અડોલ અવસ્થાનો પ્રસાદ અપાવશો.

રોગ! મૃત્યુ! તમો પણ બંધુ છો,
દેહની નશ્વરતા લક્ષમાં લાવશો,
અમૃતનિર્ઝરની ખોજ કરાવશો.

□

પૂર્ણ સમર્પણની પળો શાશ્વતીને સ્પર્શે છે,
અનંતતામાં ડુબાડે છે.

આ અનુભૂતિના મિલનબિંદુમાં બોઝિલ
સ્મૃતિઓ ભૂંસાય છે.

કલ્પિત ચિંતાઓથી ભારમુક્તિ થાય છે,

મુક્તપંખીનું પ્રકાશમાં એ ઉડ્ડયન છે,

ચેતનાનું સ્વયંસ્ફૂર્ત ગાન છે.

આનંદસિંધુની ઉલ્લાસ-છોળો છે.

## માણસ હોવાનો યોગ □ મેઘનાદ હ. ભટ્ટ

જીવતાં જીવતાં રમતાં'તા ને રમતાં રમતાં મરી રહ્યાં
મરતાં મરતાં જીવી રહ્યાં ને જીવતાં જીવતાં મરી ગયાં.

મરવાનું તો નિયત હતું તો ય યોગ:ક્ષેમથી ઠરી ગયાં
કરમ-ધરમના પાઠ કર્યા ને નિહિત વસ્તુથી ડરી ગયાં.

અર્જુનને જે યોગ થયા તે જનગણમનના રોગ ઠર્યા
વિશદ વિચતના વાદળ દળને "સાદ ... વિષાદ"ના યોગ કહ્યા.

ગૌરંભી ગગડયાં એ દળ તો વર્ષ્યા વિના વહી ગયાં
ભીંજવાની આશાએ જીવ્યાં કોરાં તો યે સરી પડયાં!

દળ-વાદળ ઊમટયાં ના તો યે વીજ ઝબકારે ભીંજી રહ્યાં
જીવતાં જીવતાં રમ્યા કર્યાં તો ય રમતાં રમતાં ખરી ગયાં.

વિશ્વંભરની ગતિ, મતિ ના સાધુ-સંગે જતિ થયાં
લક્ષ-વિલક્ષણ રતિ છતાં ય માણસ હોવા મથી રહ્યાં.

□ મરીઝ

તમને ખબર છે? કેવી કવિતા અમારી છે,
જે જે કડી છે - ભાગ્યની રેખા અમારી છે.

ઘર બેઠાં જે લખીએ છીએ - સંભળાય છે સૌને
જે જે મુશાયરા છે, એ શાખા અમારી છે.

કડવા અનુભવોનું કથન હો મીઠાશથી
એ બોલચાલ અમારી, એ ભાષા અમારી છે.

આ ઘરના એક ખૂણામાં બેસી જવું પડયું?
ને ચારે તરફ કેટલી દુનિયા અમારી છે.

એને તમે અમારી હતાશા નહીં કહો,
આશા વધારે પડતી - નિરાશા અમારી છે.

પાછળ ફરીને જોવું પડે છે કોઈ વખત
કે ત્યાં બિચારી એકલી નિંદ્રા અમારી છે.

દુનિયાને કરે મસ્ત - અમે હો તમાશાબીન
અમને ન ચઢે - એવી મદીરા અમારી છે

મહેરબાની □ ફિલિપ ક્લાર્ક

વગર ટિકિટે
યાત્રા કરીને
અમે
પાછાં ફર્યાં
હેમ... ખેમ...
પ્રભુની
મહેરબાની કે
અમે
ક્યાંય
પકડાયાં નહીં.

□ સુરેશ દલાલ

સૂર્ય ઉગ્ર છે, આકરો છે, ક્રૂર છે
એમ કહીને એને વગોવો નહીં
એના હૃદયમાં ક્યાંક
એ ઝાકળની ભીનાશ સાચવી બેઠો છે

## પાંચ ગઝલો □ હરીન્દ્ર દવે

(૧)

ધુમ્મસ બનીને પીગળે તારા નગરની સાંજ,
ઓચિંતી મારગે મળે તારા નગરની સાંજ.

ભણકારો બને, છાયા બને કે બને પગરવ
લઈ રૂપ જૂજવાં છળે તારા નગરની સાંજ.

મારા સમયમાં સૂર્ય પછી ઊગતો નથી
પ્હો ફાટતાં સામી મળે તારા નગરની સાંજ.

કિલ્લો તો અંધકારની ભોગળથી બંધ છે,
સૂરજને દ્વાર ટળવળે તારા નગરની સાંજ.

(૨)

સાદ સામે પારથી સંભળાય છે એનો મને,
કાચો ઘટ લઈને ઝુકાવું છું નદીનાં પૂરમાં.

વેદનાનો આમ સણકો ઊપડે ના અંગમાં,
કંઈ કમી લાગે મિલનમાં મારા, મારા ઝૂરમાં.

એક તારા કેફને સમ પર નથી રાખી શક્યો,
જિંદગીના તાર નહિતર મેળવ્યા'તા સૂરમાં.

જાણે જોયો હોય નહિ એ રીતે તું ચાલી ગઈ,
હું ઉઘાડું હોઠ : ના, એ તો નથી દસ્તૂરમાં.

આ વફાની ક્યાં કસોટી છે કે હું ચિંતા કરું,
નામ દફતરમાં લખાયું મારું નામંજુરમાં.

મેં ન બોલીને સ્વીકારી લીધી છે શૂળી હવે,
ફર્ક ક્યાં બોલીને ફાંસી પર ચડયા મન્સૂરમાં.

(૩)

તારા ગુંજનની હવા મારા સુધી, કેવો ગજબ!
તારા શબ્દોની દિશા મારા સુધી, કેવો ગજબ!

સાવ તેં સિમટી લીધાં ભાવનાં વાદળ તોયે
તારા બે હાથ વધ્યા મારા સુધી કેવો ગજબ !

આમ તો હું થતો અળગો આ પળેપળમાં છતાં,
તારી ભરતીની છટા મારા સુધી, કેવો ગજબ !

સાવ ચોખ્ખું હતું આકાશ, ન વાદળ એકે,
તારાં ઝુલ્ફોની ઘટા મારા સુધી, કેવો ગજબ !

હું તો મઝધારમાં ડૂબી જવા જ નીકળ્યો'તો,
તારાં નેત્રોની સુધા મારા સુધી, કેવો ગજબ !

(૪)

ઝુલ્ફ એણે વિખેરી જ્યાં ઝટકો દઈ
શ્યામ રેશમની વર્ષા વરસતી રહી,
થોડું તોફાન સાગરને હૈયે ઊઠ્યું
આંખ ભરતીની છાલક તરસતી રહી.

આસમાને છવાઈ જે કાળી ઘટા
કેવી મઝધારે અંગડાઈ લેતી રહી,
હું ચૂમું આભ કે ઝંપલાઉં જલે
એક મીઠી સુંવાળપ અડકતી રહી.

આખી કુદરત સમાઈ એ નેત્રો મહીં
સારું આકાશ એના કપોલે મઢ્યું
હોઠ ખૂલ્યા, ત્યાં લાલાશ ઊગી ગઈ
હોઠ બીડાયા, સંધ્યા સંવરતી રહી.

(૫)

દૃષ્ટિમાં દૃષ્ટિ પરોવું કેટલા પહેરા તળે,
લ્યો, અસલ ચહેરો ન નિકળે આટલા ચહેરા તળે.

આ સપાટી પર તરીને કૈં ન મારે પામવું,
મારી દૃષ્ટિને જવું છે માત્ર એ ગહેરા તળે.

કંટકોની આડશે ચોખ્ખું વદન જોઈ શકું,
ઝાંઝવાના પટ બહુ જોયા કર્યા સહેરા તળે.

ભાગ્યની રેખા પરે ચૂંટી ખણી લીધી પ્રથમ
સુપ્ત હૈયું ઊછળી આવ્યું પછી ચહેરા તળે.

બંધનો તોડી હું લોચનવાટે ત્યાં પહોંચી જઇશ,
કહે, કે કોઈ ક્યાં સુધી જીવ્યા કરે પહેરા તળે.



## મરણોન્મુખ ક્ષણ □ ઉશનસ્
(હરિણી - સૉનેટ)

ઊપટી ગઈ છે આંખોમાંથી સમૂચી જ સ્નિગ્ધતા:
નજર પડી કે પાણી-ચોઢી પુરાણી ટિકિટ શી
જતી ઊખડી સૌ વસ્તુઓથી અચીકટ ઊપસી,
શિશુવયની કે તારુણ્યે જે હતી,
ન તે રહી મુગ્ધતા,
હિય રબર શું ચારે બાજુ તણાયું
તણાઈ તણાઈને
તનુતનુ બધા મજ્જાતંતુ ઢીલાઢસ જંત્રમાં
પુલકની પડી ખીલી ઢીલી, બજે ન સુતંત્રમાં,
અતિશવપરાઈ અસ્તિત્વે અરકત ખણાઈખણાઈને ;
ભરતી જળના આન્દોલોથી મૃદામય ભાણ્ડ આ
ક્યહીંક તરડાયું છે, ત્યાંથી ઝરી ગયું જીવન,
તળ વગરનું ખાલીખાલી છળે ભીતરે મન,
છત વગરનું પોલુંપોલું ખરે વરમાંડ આ;

મરણ ઊરઆ ફાટી જૈને થશે કદી સ્ફોટથી,
– ન સંભવ એ હવે,
જીરવણ ઘડિયાળે લંબાતી જતી 'ટક'
તે ધીમે ધીમે જશે શમી નીરવે.

## અણસારે □ જયન્ત પાઠક

વેણ વાંચવાં ભારે
વાલમ બોલાવો અણસારે.

ભાતભાતના ભાવ ઊકલે એક તમારે વેણ
પળ સમજે મન જાકારો ને પળમાં પાછું ફહેણ. !
મરમી મ્હેણાં મારે
અમને બોલાવો અણસારે.

કહ્યું કાનમાં કંઈ ને કીધું મોટેથી ને જુદું :
અવળું સવળું સમજાતું ને સવળું લાગે ઊંધું !
સીધું ઓચર્યા ક્યારે ?!
અમને બોલાવો અણસારે.

કયા બોલને કહીએ ખાટો, કયા બોલને મીઠો ?
એક બોલ ગોકુલ જેવો તો મથુરા જેવો બીજો !
વચમાં જમનાઆરે
અમને બોલાવો અણસારે.

## Oh, કલકત્તા ! □ કરસનદાસ લુહાર

સતત આ ગૂંગળાતા શ્વાસનો સંમોહ કલકત્તા,
નિરંતર ભીંસનો આરોહ ને અવરોહ કલકત્તા.

હવે 'હોવું' કહો તો હાવરા પર ટ્રેન-એક્સીડંટ;
છતાં હોવાપણાનો થઈ શકે ના દ્રોહ, કલકત્તા !

ડૂબાડી દૈને માણસને અહિ ટ્રાફિકના દરિયામાં-
તરાવે પછી તું હુગલીમાં લોહ, કલકત્તા !

લહેરાઇ ઊઠે ચાવલનાં ખેતર લાલ આંખોમાં;
હજી છે લોહીને લીલાશ કેરો મોહ, કલકત્તા !

સતત આ ભીડ, કોલાહલ, સડેલી વાસ મચ્છીની;
ગઝલ તારા ઉપર લખવી પડે છે Oh, કલકત્તા !

## ઉભવાની મોટી છે ભાવનાનું ગીત □ પ્રફુલ્લ પંડયા

ક્યારેક જો કાચ જેવો કાચ કૈંક પૂછે
તો ય ચ્હેરો જવાબ નથી આપતો
ચ્હેરાને કોઈ જઈ પૂછો કે
ચ્હેરો કેમ ચ્હેરાનું દિલ નથી વાંચતો ?

એકાદું કારણ અહીં હોઈ પણ શકે છે
જેમાં કારણ જેવું જ નથી હોતું
એવું બગીચાના ફૂલને પણ થાય
એથી ફૂલ નથી બગીચાને રોતું !

ક્યારેક ફૂલોમાં આગ ફાટી નીકળે તો
કેમ ચ્હેરો તાપ માની, નથી તાપતો ?

જે કોઈ ઈમારત અહીં સદીઓથી ઊભી છે
એમાં છે આગની સંભાવના
તોપણ એ ઊભી છે એટલે કે એનામાં
ઊભવાની છે મોટી ભાવના

ચ્હેરાને એટલું હું આપું રોજ યાદ
છતાં ચ્હેરો જવાબ નથી આપતો.
આયનાને સ્હેજે સમજાય નહીં
કોણ અહીં ચ્હેરા પર રાખે છે જાપ્તો ?

## એટલે.... જ

□ ફિલિપ ક્લાર્ક

આયનાને
ટેવ હોય છે
સાચું બોલવાની.
એટલે... જ...

આપણે
અવારનવાર
આયના
બદલતા હોઈશું

□ સુરેશ દલાલ

પાનખરના વૃક્ષોની વચ્ચે ઊભા રહીને
વસંતના ગીત ગાવાનું મન થતું નથી
જેમ શબના સાન્નિધ્યમાં
લગ્નનું ગીત ન ગવાય એમ.

## અને.... □ જયન્ત પાઠક

લથડી પડેલો સાંજનો સૂરજ, અને...
કોટ-કિલ્લા જીર્ણનો બુરંજ, અને...

આ ટકોરા બારણે, આહટ, અને...
ચાલ્યા ગયાની ઊડતી પદરજ, અને...

દશ દિશાએથી હું ઘેરાઈ ગયો
સૂંઢમાં ઝાલે મને દિગ્ગજ, અને...

ટટ્ટાર ટોચે આભની ફરકેલ તે
અર્ધકાઠીએ સરેલો ધ્વજ, અને...

વાંસળીની કેટલી વસ્તી હતી !
ખાલી ગોકુળિયું - મથુરા - વ્રજ, અને...

## ગઝલ □ મેઘબિંદુ

મૌન ટેલિફોનનું અકળાવતું
ના હવે મળવાને કોઈ આવતું

સાવ બુઠ્ઠી થઈ ગઈ છે અસ્મિતા
એટલે તો ના કોઈ પડકારતું

સત્યને જાણ્યા પછી, સ્વીકારતાં
મન ખરેખર કેટલું વિચારતું

ડર મને સંબંધનો લાગ્યા કરે
એટલે તો ના કશે પણ ફાવતું

શ્વાસ મારા જો હવે અટકી ગયાં
પાંપણોને તો હવે ભીંજાવતું

## □ અમૃત ઘાયલ

ભીનો વાનને કોરા વાળ
તુલશી ક્યારે પ્રગટી ઝાળ

અવધિ ઊર્ફે રૂપની પાળ
તેમ છતાં પુષ્કળ પ્રેમાળ

ચકળવકળ આંખોમાં રોકી
શંકામાં ફંટાતી ફાળ

બન્ને રૂપ સ્વભાવે સંકર
મિતભાષી હો કે વાચાળ

આભ અને આ ધરતી જાણે
તારો અંચલ મારી ચાળ

થઈને અઢેલી બેઠો ઘડી તો
ઊડી આંખે વળગી ડાળ

જ્યાં હું ન્હોતો ત્યાંના પણ સહુ
મારે માથે આવ્યા આળ

ભાળુ છતાં હું કૈં ના ભાળું
તું ના ભાળે તો પણ ભાળ

મંજિલ પર ના શોધ મને તું
શોધ મને તું અંતરિતાળ

નહીં આપે દિલાસો કોઈ
પંડે નિજની વ્રણ પંપાળ

આશા ઈચ્છા તૃષ્ણા લિપ્સા
મોટામાં મોટી મધલાળ

આશ પારકી ઓથ પરાઈ
પાણીમાં સોનાની જાળ

અજવાળે કે બાળે 'ઘાયલ'
રૂપ છે જ્યોતિ રૂપ છે ઝંઝાળ

## □ ભદ્રાયુ ધોળકિયા

રાજા દશરથે
એક વાળ જોયો સફેદ
ને
કર્યો ત્યાગ ગાદીનો,
આજે
એક કાળો વાળ હશે ત્યાં સુધી
સત્તાનો ત્યાગ નહીં કરે
આપણા નેતાઓ !

## તફાવત □ દિલીપ જોશી

મારા ને દરિયામાં આટલો જ ફેર છે.
દરિયો સુકાય તો એ રણ બની જાય
અને મારા સુકાવામાં શ્હેર છે...

મોજાં ને મારા વિરહની સમાનતામાં
માથાં પછાડવાની ઘટના
આંસુનું ટીપું પણ મોતી થઇ જાય
એવા સેવવવા સહુસહુને સપનાં
સપનાં ખંખેરું તો દડી પડે દરિયો –
–ને હોડી-હલેસાંઓ ઘેરે છે...

પંડ્યથી વધીને કશું ખાનગી નથી
નથી અંગત કશીય મારી લાગણી
મોજાં જોઇને ચાંદ બાવરો બને
હું તો ફૂલોને જોઇ થયો ફાગણી

દરિયાએ પૂરવમાં પ્રગટાવ્યો ખાખરો–
–ને મારામાં ફાગણની લ્હેર છે...
–મારા ને દરિયામાં આટલો જ ફેર છે...

## □ ભદ્રાયુ ધોળકિયા

મારી ત્રણ વરસની
બેબીએ મને પૂછ્યું :
"પપ્પા ! વરસાદ કેવો હોય ?"
ને જવાબમાં
મેં એને
ખેડુતની આંખમાં ઉગેલું
આંસુ બતાડી દીધું !

## હોડ □ રાજેન્દ્ર શાહ

તારી હારે માંડુ હું ભલી હોડ,
 કાળજામાં એવા કોળે છે કાંઈ કોડ.

આખી વસુંધરાને અંજવાળનાર ભલે
 સૂરજનું તેજ હોય તારું :
વાદળીનું આવરણ થૈને હું રેલું એને
 સાત સાત રંગમહીં ચારું;
મારા સરખી બીજી મળે ન જોડ,
 કાળજામાં એવા કોળે છે કાંઈ કોડ.

શામળી હજાર ફેણ સાયરની નાથનાર
 વાયરાનો હો પ્રતાપ તારો;
ફૂલની સુગંધ જેમ જંગલને પંથ, તારે
 અંગ ભળી જાય સંગ મારો;
એની અળગી મેલાય નહીં સોડ,
 કાળજામાં એવા કોળે છે કાંઈ કોડ.

તારી જો હોય ચાલ છેતરામણી, તું ધારી
 પંચમુખ મારી પાસ આવે;
પાંચ મારાં ટેરવાંમાં આવી જશે રે, જાણ
 ઝાઝેરા એકને જ ભાવે.
મારાં વેણનો તું પામજે નીચોડ,
 કાળજામાં એવા કોળે છે કાંઈ કોડ.

## સમાચાર ! □ રમેશ પટેલ

કપડાં ઉતારી
સજ્જન ગણતો માણસ
બેડરૂમમાં અરીસા સામે ઊભો ને-
અરીસામાંના અનેક હાથોએ
એના તરફ પથ્થરો ફેંકવાનું શરૂ
કર્યું !

## દુષ્કાળ - ૧ ☐ એસ્થર ડેવીડ

(વરસાદ વિનાના ત્રીજા વર્ષે ઝૂરીને મરી ગયેલા શેતુરના વૃક્ષને...)

તમે ઊભાં હતાં ત્યાં
હવે કંઈ નથી...

કંઈ નથી
છતાં, કાલે ત્યાંથી ઊઠશે
પારિજાતની સુગંધ-
જાણે પ્રથમ અશ્રુવર્ષાથી
પલળેલી ભીની માટીની સુગંધ...

ત્યાં ઊગશે
રતુંબડાં ફૂલોની એક વેલ
-એની કૂંપળ પર બેસીને
ઊડી જશે એક પતંગિયું...

સાચે!
તમે ઊભાં હતાં
ત્યાં હવે
કંઈ નથી!

## દુષ્કાળ – ૨

(કોરા નળસરોવરને કાંઠે)

કુંજ આવ્યા નહીં
આ પૂનમે!

શું સૂકા સરોવરે
સંદેશો પ્હોંચાડ્યો?
-કે,

"હવે અમે આંખ બીડીને
પડ્યા છીએ
પડછાયા વગરના નિશ્વાસે
આંખો બીડાય છે
ભીતર સૂકાતું જાય છે
ધબકારા તરડાય છે
માટીની આંખમાં...

કાંઠે ઉતર્યા વિના
ઊડી જતા હશો તમે
નહીં વરસતા વાદળ જેવા
મારી મીંચાએલી આંખ પર
કુમળા પડછાયાની
પીંછી ફેરવતાં...

અમે ધીમેથી કહીશું-
કે પછી જાણી ગયા છો?
કે, આંખ ભીંજાશે નહીં
ચીતરેલા સરોવરની પાળે
તમે પીંછીથી ભરજો આંસુનો રં
હવે
અમથો અમથો..."

## અક્ષય પાત્ર □ મોહમ્મદ માંકડ

એક એવું પાત્ર-
હું ઈચ્છા કરું ને એમાથી વસ્તુ મળે.
ઈચ્છા કરું ને વહાલ મળે.
ઈચ્છા કરું ને હિંમત મળે.
ઈચ્છા કરું ને સાંત્વન મળે.
ઈચ્છા કરું ને હૂંફ મળે.
અને, ઈચ્છા ન કરું, તોયે પ્રેમ મળે.
એક એવું પાત્ર-
જે એમાં ન હોય એવું પણ આપી શકે !

એ મારી મા હતી.

## ... □ મોહમ્મદ માંકડ

શબ્દમાંથી રૂપ પ્રગટે
રૂપમાંથી અર્થ પ્રગટે
અર્થમાંથી જ્ઞાન પ્રગટે
એવો મારો શબ્દ હો !

પ્રાણમાંથી શકિત પ્રગટે
શકિતમાંથી મૈત્રી પ્રગટે
મૈત્રીમાંથી પ્રગટે બલિદાન
એવી મારી પ્રાણશકિત હો !

ક્ષણમાંથી યત્ન પ્રગટે
યત્નમાંથી કાર્ય પ્રગટે
કાર્યમાંથી મુકિત પ્રગટે
એવી મારી દરેક ક્ષણ હો !

## આંખ છલકે □ શૈલ

પર્યાપ્ત આંખ છલકે,
સૂર્યાસ્ત આંખ છલકે.

કહેવું હતું ઘણું પણ,
આ માત્ર આંખ છલકે.

છલકાય એક દરિયો,
ને એક આંખ છલકે.

કેવો કર્યો અભિનય,
'છલકાવ', આંખ છલકે.

## કેવળ તારે જ માટે □ મંગળ રાઠોડ

તારે માટે
હું ક્યારેક
ફૂલ લઈ આવીશ
લઈ આવીશ સહજ સ્મિત.
લઈ આવીશ ક્યારેક
ભૂરી ભૂરી સાંજ !
જે આપણે ખભે
ઢળી પડશે.
કહેશે વિશ્રમ્ભ કથા.
મોગરાઈ ઊઠશે મન !
શોધી કાઢીશ
તારા ચ્હેરા પરનો
ઝીણામાં ઝીણો તલ.
બાહોમાં ભરીને
બેઠો હોઈશ હું તને
તું મારી પ્રાપ્તિ !
જેને ધબકારે ધબકારે
ભૂંસાતી જશે ભેદરેખાઓ સર્વત્ર
આ ભૂમિની !
દરેક દૃશ્યમાં હશે
આપણો ચ્હેરો : આપણું સ્મિત !
એક દિવસ,
હું લઈ આવીશ
તારે માટે;
કેવળ તારે જ માટે
એક એવી સૃષ્ટિ !

□ માધુરી દેશપાંડે

ભોળી ભોળી બે
સખી શી, સંબંધની
વહેતી નદી !

## વેઈલીંગ વૉલ □ એસ્થર ડેવીડ •

પુરાણા એ પથ્થરના સ્પર્શથી
ઊભી થતી તિરાડમાં
શોધું છું એક પંક્તિ -
ખોવાયેલી અટવાયેલી એક કેડી
- જ્યાં એક વાર
રોજના ૪૦ હજાર માણસો
જતા હતા
અને...
પાછા ન્હોતા આવતા..

પછી આંસુભીના ઉજાસમાં
ચમકે છે
મૃત સમુદ્ર પર ઝૂકેલી
ક્ષિતિજના ઊના શ્વાસ
અને સૂકાં રણ
ઊમટે રેતની બંધ આંખમાં...

સૂર્યમુખીની પીળી ઝાંયમાં
સંભળાય
ધબકારા શસ્ત્રોના
અને -
તીરાડમાં બેઠેલા
ઘાયલ પક્ષીનાં
નાજુક પીંછાંનું આછું કંપન...

- રક્તવરણાં ફૂલો વચ્ચે
અટવાતું એક મૌન...

## સૂર્યાસ્ત

□ અજય પુરોહિત

સૂર્યનાં
ડૂબતાં કિરણો
પંખીઓના ટહુકા બની
પાંખમાં વિલીન થઈ ગયાં

## પાંડવ કથાથી અજાણ પદ્મિની ☐ સુશીલા ઝવેરી

આ સ્રી
એક વસ્તુ ક્યારથી બની ગઇ હશે !
કાળને સાક્ષી બનાવો તો શરમાઇ
મુખ છુપાવે.

જોરજુલમથી એને છીનવી શકાય
બળાત્કારથી બેહાલ કરી શકાય;
સીતા અગ્નિપરિક્ષામાંથી પસાર થઇ શકી :
જે
એ સ્થિતિમાં ન હોય એનું શું ?
એને માટે સીમિત સમજવાળો સમાજ
ગાળ પ્રયોજે
છી... ળની વચ્ચે ના મૂકવા જેવી;
એથી
મુખ વાતાવરણ વ્યકિત ને સમાજ
સાવ ગંદાં લાગે.
પાંડવોની કથા પદ્મિની જાણતી હોત તો
દ્રૌપદીની ધીરજ ધરત.
રાજપાટ
બન્નેનાં જવા બેઠાં હતાં.
એક
પોતાનાઓ દ્વારા જ અપમાનીત થઇ
જીવી ગઇ
બીજી પરાયા દ્વારા અપમાનીત થવાના ભયે
જૌહર થઇ.
સ્રીને માતાનું સન્માન સમાજ આપે છે.
શબ્દોમાં
ને સમજે છે ફક્ત સ્રી.

## એક કાવ્ય

☐ જયંસુખ જાવિયા

ઘટના રમત ચોપાટની ને હું ફક્ત
પ્યાદુ રહ્યો;
લ્યો, એમ પણ કહીએ સમયમ
એક આ જાદુ રહ્યો.

□ રમેશ પારેખ

શૂન્ય ભાષાથી શરૂઆત કરું છું, જુઓ
ફક્ત લોહીની રજૂઆત કરું છું, જુઓ

આજ વાવડ છે વસંતોના અને રોઉં છું
હું મને ફૂલની ક્યાં વાત કરું છું, જુઓ

સૂર્ય સામે શું મારી આંધળી આંખોની વિસાત ?
ભરબપોરે હું અકસ્માત કરું છું, જુઓ

શ્રેષ્ઠ ઘડીએ નથી લઈ શકતો શ્રેષ્ઠ નિર્ણય હું
ઊંઘટાણે હું આપઘાત કરું છું, જુઓ

હું ઊંચાઈમાં પાંચ ફૂટનું એકાંત, રમેશ
ને શબ્દરૂપે સનેપાત કરું છું, જુઓ

વર્ષો પછી... □ મંગળ રાઠોડ

હાથ લંબાવું તો
મુઠ્ઠીમાં આવી જાય
ડાળખી.
એટલી દૂર રહી હંમેશા તું... !
પણ, હરેક પુષ્પ
ચૂંટવા માટે નથી હોતું, દોસ્ત.
એ સત્યની બારી
આજે,
ઊઘડી ગઈ અનાયાસ
વર્ષો પછી...
હવે જે દૃશ્ય દેખાય છે
તે સમજાય છે.
જે સમજાય છે તે-
ડાળખી, ડાળખી નથી !
ફૂલ, ફૂલ નથી !

## હું તને સંભારું છું ☐ માધવ રામાનુજ

કણસલાં
હવા સાથે રમતાં હોય છે-
અને મા,
હું તને યાદ કરું છું...

-હું હજુ પણ માનું છું કે
સૂર્યનાં પહેલાં કિરણો
ઘઉંના કૂણા દાણામાં સમાઈ જાય છે
પછી એ પાકે છે ત્યારે
એટલા માટે જ સોનેરી થાય છે!

ક્યારેક ઘઉંનો દાણો
હાથમાં આવી જાય છે ત્યારે
હું સૂરજના પહેલા કિરણને
સ્પર્શતો હોઉં એવું લાગે છે-
અને મા,
હું તને યાદ કરું છું...

પરોઢિયે આપણે સીમમાં જતાં ત્યારે
ઠંડીથી ફાટી ગયેલી
મારા પગની ચામડી પર
તારી ભીની નજર ફરતી
અને મોરના પીંછાને
હું ગાલે ફેરવતો હોઉં એવું લાગતું!
-સાંજે અંધારું થતાં પહેલાં
ફરી એક વાર
તારી આંખમાં સંધ્યાનું અજવાળું
પડછાયો પાડતું હોય એવું મને દેખાતું

તારા આંસુ તો
તેં અમને ક્યારેય ન દેખાડયાં...
પણ આ જોને,
ધોધમાર વરસાદ પડે છે-
અને મા,
હું તને યાદ કરું છું...

-મને ખબર નથી પડતી,
કોણ જાણે કેમ-
અહીં સાંજ પડે છે
ને આપણું ગામ
દીવાની જેમ
મારા મનમાં પ્રગટે છે!
પછી
રસોડામાંથી
તું બોલાવતી હોય એવું લાગે છે
અને મા,
હું-

## ભરતી-ઓટ □ કિશોરસિંહ સોલંકી

અહીં સાથે સાથે
લડ્યાં બાથંબાથે
ખણી ચૂંટી, માર્યું, બચકુંય ભર્યું, રાવ કરી, ને
રડ્યાં, રાડો પાડી, ગગન ગજવ્યું, શેરી જગવી,
કદીયે ભેગાં તો થઈશું નહિ એવા કરી કિટ્ટા
થતાં બેયે જુદાં ઘડી ઘડી-નિત્યે સે જ ક્રમમાં !

ફરી પાછાં સાથે
કરી ભેગા હાથે
લખ્યું, જોયું ભૂંસ્યું, ગણ ગણ કર્યું., ત્રાંસી નજરે
જરા કો' જુએ તો દૂર સરી જતાં સાચું લખવા.
વળી ચીડવતાં અરસ-પરસે, ખોટું પડતાં
બતાવી અંગૂઠો. શું શું નથી કર્યું સાથ ભણતાં ?

અને આજે જ્યારે
નથી પાસે ત્યારે
ચડે મારા હૈયે કદીક કદીકે તારી ભરતી
ચડે તેવી પાછી હળવી હળવી ઓટ વળતી.

## દિન પ્રતિદિન
□ રાજવીર □ સુશી દલાલ

(પંજાબી)
ચાર દિવસ પહેલાં મારી પાસે સોનું હતું
પરમ દિવસ – મારી પાસે ચાંદી હતી
કાલે – મારી પાસે લોખંડ હતું
આજે – લોખંડને કાટ લાગ્યો છે.

## એક સ્ત્રી □ મંગલેશ ડબરાલ
(હિન્દી) □ નૂતન જાની

આખો દિવસ કામ કર્યા પછી
એક સ્ત્રી યાદ કરે છે
ગઈ કાલે કરેલાં કામને

એક પુરુષની પાછળ
ચુપચાપ એક સ્ત્રી ચાલે છે
એનાં પદચિહ્નો પર
પોતાના પગ મૂકતી
આખા માર્ગ પર ક્યાંય નથી ઊંચકતી નજર

કોઈ પર્વતની પાછળ
નીરવતામાં એક સ્ત્રી ડીબકાં ભરે છે
પોતાની યુવાવસ્થામાં
બીજે દિવસે જ આવવાવાળા
વૃદ્ધત્વથી અજાણ

રાતે આંખો મીંચીને
એક સ્ત્રી વિચારે છે
સમય વીતી રહ્યો છે
સમય વીતી જશે મીંચેલી આંખે જ.

□ જતીન્દ્ર આચાર્ય

સંબંધ તો 'શાયલૉક' જેવા હોય છે
અકબંધ કો ડાયલૉગ જેવા હોય છે

વ્યવહાર – કારાવાસમાં પણ કોક કોક
નિર્બંધ પાગલ લોક જેવા હોય છે

☐ પરેશ દવે

સંકટમોચન વીનવું, શબ્દઅંધ પરખાય
લયમાં કવિતા સૂંઘતાં હણહણ મનમાં થાય

લોક રહે છે ઠાઠથી એતાન શ્રી અવાજ
મૂંગો ભીતિ છાંપડો ઘર છોડી ક્યાં જાય ?

અમાસ ઓઢી ચીતરે ચંદ્રની કોમળતા
પોપટ પ્હેલાં પાંજરું કવિને જઈ અથડાય

અવસર કોના હાથમાં ? કેવા લાભ ને શુભ ?
ફોગટ ફાવી માછલી, દમયંતી ચર્ચાય

દાઝયો છે પણ દેખશે, ફરશે ચૌદે લોક
સ્હેરો નાંખી કાચમાં, ઝૂરણ જીવ અમળાય

મનથી ઊંચા કોટડા ચણતા ચાલ્યા જાય
ચાર ઘડી વાસો કરી, છાના છટકી જાય

અંતે કેવળ આટલું –તોલી થાક્યા શબ્દ
ફેંક્યું છુટ્ટું કાટલું, બ્રહ્માંડે ભટકાય !

☐ યાનિસ રિતસોસ

☐ સુરેશ દલાલ

(ગ્રીક)
બધું જ રહસ્યમય –
પથ્થરનો પડછાયો
પંખીનો પંજો
દોરીનું ગૂંચળું
ખુરશી
કાવ્ય.

☐ યાનિસ રિતસોસ

☐ સુરેશ દલાલ

(ગ્રીક)
ઉબકા આવે છે
એ માંદગી નથી
પણ જવાબ છે.



□ સુરેશ દલાલ

પાનખરની સાંજ માટે સાચવ્યો સૂરજ
અને આસોની રાત માટે ચાંદ.
વાસંતી વ્હાલ માટે કોયલને સાચવી
ને સાચવ્યાં છે થોડાંક ફૂલ-પાંદ.

તારા પંખી માટે સાચવ્યું આકાશ
તારા ધુમ્મસિયા ખ્યાલ માટે વાદળ.
દિવસ ને રાત અને પળ પળ વીતે છે
તારા નામની તે આગળ ને પાછળ.
દરિયો પણ તું અને હોડી પણ તું
અને તું જ છે હલેસાં, સુકાન.

સાચવ્યા છે કેટલાયે કોરા કાગળ
હજી કેટલાંયે ગીત નથી ગાયા.
સાથે હોઈએ કે છૂટા હોઇએ
પણ ઉછળ્યા કરે છે તારી માયા.
મારા એકાન્તના સરવરમાં સાચવેલું
ઊઘડે કમળ ભીને વાન.

## કવિ શ્રી જયન્ત પાઠકને–

□ રમેશ પટેલ

વતનના વૃક્ષોને
કવિ પ્રત્યેનો જે અનુરાગ છે,
એ–
ઝાંખરી નદીમાં
સતત વહેતો તરુરાગ છે !

મળવું □ જયન્ત પાઠક

રોજ રોજ આ બે આંખોનું આમ અનર્ગળ ગળવું !
જે મળવા માગે ના તેને કેમ કરીને મળવું !

અમથાં આંસુટીપાં ખારાંખારાં
આંખોમાંથી ગરી પડે નોંધારાં

એમ રાતદિન ઊના પાણીએ હાથે કરીને બળવું !
જે મળવા માગે ના તેને કેમ કરીને મળવું !

આ બેચેની, સનેપાતના ચાળા
ફેરવવી નિત નામની એની માળા

ઘંટીનાં બે પડની વચ્ચે દિલ દુખિયાને દળવું !
જે મળવા માગે ના તેને કેમ કરીને મળવું !

અમથો એ તો રાતઅસૂરો આવ્યો
એક ચળકચાંદરણું સાથે લાવ્યો

રોજ એકલાં જોવાનું પછી ચાંદ-સૂરજનું ઢળવું !
જે મળવા માગે ના તેને કેમ કરીને મળવું !

એ તો આપણી ઇચ્છાઓના તંતે
બાંધેલો તે પાસ આવશે અંતે -

એમ ઓરતા ફળે ! બને કૈં અચળ મેરુનું ચળવું !
જે મળવા માગે ના તેને કેમ કરીને મળવું !

## રાજાની પુત્રેષણાનું ગીત □ નીતિન વડગામા

વાતું એમ ઊડતી દોટંદોટ
એક રાજાને સાત રાણી ને શેર માટીની ખોટ.

ગામને પાદર વાવ ખોદાવી, પરબુ માંડી પાંચ ને
પાછાં અઢળક કીધાં દાન;
આંખ્યું થાકી, નજરું હાંફી વાટ જોઈને એમ છતાંયે
ફરક્યું નહિ મે'માન!

નદિયું ઘોડાપૂર જાતી ને તરસ્યા એના હોઠ!
વાતું એમ ઊડતી દોટંદોટ.

રોજ સોનાનો ઊગતો સૂરજ રાજમાં તોયે રાજધણીનાં
વાંઝિયા ઓરતા વલખાં મારે,
રાજજોશીની અગાહિયુંના ઊડતા ઘોડા એમ કે જાણે
ડૂબતાને કોઈ તરણું તારે!

એમ રાજાની ઇચ્છાઓના સાવ સૂના બાજોઠ
વાતું એમ ઊડતી દોટંદોટ

## દરિયાખેડુનું ગીત□ રાજેન્દ્ર શાહ

હાલ્ય રે ભેરું, હાલ્ય હોંશીલા.
જોરનું જુવાળજળનું આવ્યું
તેડું.
હાલકડોલક થનગની રહે
નાવડીનો દોર છોડ રે
સાયરખેડુ,

કાળજુ કોળે
દરિયા ખોળે
લાગતી ભીની
છાળક છોળે
વાયરે ચડે પાંખ રૂપાળી
કોઈ કવાલી મોકળે ગળે છેડું.

આજને ફેરે
મેળવીએ રે
મ્હેનતાણે
મ્હાદેવની મ્હેરે
પાતાળનો લાખેણ ખજાનો
ઘરવાળાનું હેમનું હો જાય બેડું



MURIEL SPARK was born in Edinburgh. For a short time she lived in Southern Rhodesia and has now settled in London. Her writing career began with poetry and literary criticism, but since 1957 she has written five successful novels, among them *The Comforters*, *Memento Mori*, and *The Ballad of Peckham Rye*.

## એપોલોનું પુરાણું ધડ □ રિલ્કે □ દુષ્યંત પંડયા

હશે સુપરિપકવ બિંબનયનો થકી શોભતો
લલાટપટ ભવ્ય કોઈ જન એ નહીં જાણતું.
છતાંય ધડ ભીતરે ભર્યું પ્રકાશથી દીપશું
કટાક્ષ જહિં દેવનો મૃદુ બની અને ભાસતો

સમગ્ર નિજ દિપ્તિથી. અવરયા નહીં વાંકડા
મૃગેન્દ્રસમ વક્ષપે તવ દૃગો જ ચોંટી રહે;
નિતંબ સ્થિરથી સરી જઘનની પરેથી વહે,
તહીંથી સ્મિત જૈ ઠરે સૃજન સ્ફોટના ફાંકડા

પ્રગૂઢ ઇહ કેન્દ્ર પે. અગર આ જ પાષાણ ના
બની ધુમિળ ને ઢળે જરીક ધૂંધળા ધોધશા
ખભા ઉપર ને ઝગે વનજની રુંવાટી સમ :

બધીય નિજ સીમભેદ કરીને જ એ થાત ના
નભે પ્રગટ તારિકા સમ : અહીં ક્યહીં ઠામ ના
અદૃષ્ટ તમથી વિભુ. પલટજો તમે જીવન.

### □ મનીષ પરમાર

આગ પરપોટા અગોચર મોકલું,
હું ધુમાડાનું સરોવર મોકલું.
માછલીના છાંયડાઓ ધ્રૂજતા,
હું બળેલું પાણીનું ઘર મોકલું.
ભેજ જેવું હોય છે ક્યાં શ્વાસમાં ?
હું સમયનું રણ થરેથર મોકલું.
લાગણીના ગામમાં હોતાં નથી,
કેટલા જાસા સનમ પર મોકલું ?
મારું હોવું ક્યાંક પથ્થર થૈ ગયું,
કેવી રીતે મારી મર્મર મોકલું ?

## કવિતાની ચાર નકલ □ નીતા રામૈયા

દરેક કવિતાની ચાર નકલ કરવી જોઈએ
એક મોકલવાની
માને
બાપને
મરી ગયાને સાત આઠ વરસ થયાં છતાં
તમારામાં જીવ રાખીને બેઠાં છે ક્યાંક
અદ્ધર અવકાશમાં

એક આપવાની તમારા પ્રેમી પતિને
હાથોહાથ
તમને મદહોશ કરી દે તેવી નજરના બદલામાં

લખોટીની જેમ દડબડીને
તમને વળગી પડીને
એક નકલ
ઝૂંટવી લેશે
તમારો કાળજાનો ટુકડો

છેલ્લી નકલ મોકલી આપવાની
તમારા મરણોત્તર રહેઠાણના સરનામે

કવિતામાં જીવ્યા પછી આવતા મરણના મારણ માટે
આટલું કરવું જરૂરી છે.
જારના દાણાને મોતીના ભાવે જેને ખપાવતાં ન આવડે
તે કવિને
ઊંઘમાં ને ઊંઘમાં

એક એક કવિતા સાથે સાત સાત વાર નાતરું કરવાનો
અબાધિત અધિકાર છે
ખબર છે ને.

# બે અનોખા પ્રકાશન □ અશ્વિન નાગર

ગુજરાત સાહિત્ય અકાદમીનાં બે અનોખાં પ્રકાશનોથી ૧૯૮૮ના વર્ષનો પ્રારંભ થાય છે. એક છે '૧૯૮૮'- કાવ્યકંડિકાઓની લઘુસંહિતા અને બીજું છે ગુજરાતી મધ્યકાલીન-અર્વાચીન કવિઓની છબીવાળાં પોસ્ટકાડર્સ.

'૧૯૮૮'ની આયોજના બહુ દૃષ્ટિપૂર્વક થઇ છે. એક એક પાનું ફેરવો અને માણી શકો નરસિંહ, મીરાં, જ્ઞાનદેવ, રવીન્દ્રનાથ ટાગોર, સુન્દરમ્, ઉમાશંકર, રાજેન્દ્ર શાહ અને નિરંજન ભગત, બાશો, ઝાએ એકિન્સ, કૅથેલિન રેઇન અને ઇ.ઇ. કમિંગ્સને. દેશકાળ ને ભાષાના ભેદ અહીં ભૂંસાઇ ગયા છે. કાવ્યાત્મકતાની દૃષ્ટિએ જ પસંદ કરેલી સાહિત્યરસિક પ્રજાને માણવી ગમે એવી કાવ્યપંક્તિઓનો આ એક લઘુસંચય છે.

પાનાં ફેરવતાં બીજી એક બાબત નજરને તરત આકર્ષે છે, તે છે કેટલીક તસવીરો. તસવીરોમાં છે શતાબ્દી નિમિત્તે કનૈયાલાલ મા. મુનશી, રામનારાયણ પાઠક અને સ્વામી આનંદ. ગુજરાતની વાત કરીએ એટલે ગાંધીજી વગર ન જ ચાલે અને રવિશંકર મહારાજ પણ હોય એ આપણને ગમે જ. ગુજરાતી સાહિત્યની વાત કરીએ ત્યારે તેને ખૂબ પ્રભાવિત કરનાર રવીન્દ્રનાથ ટાગોર અને ટી. એસ. એલિયટને ભૂલી ન શકાય. એલિયટનું આ શતાબ્દિ વર્ષ છે એ સુખદ યોગાનુયોગ છે. સાહિત્ય પુસ્તકરૂપે આવે તે પહેલાં મોટાભાગે સામયિકરૂપે પ્રગટ થતું હોય છે, અને મુદ્રણકળા પહેલાં તો હસ્તપ્રતો જ હતી, એનોયે ખ્યાલ આવે એ દૃષ્ટિએ અહીં પ્રાચીન હસ્તપ્રતથી આરંભીને બુદ્ધિપ્રકાશ, પ્રસ્થાન, ગુજરાતી નાટ્ય, કુમાર, સંસ્કૃતિ ને કવિતા જેવા આપણા જૂનાંનવાં સામયિકોનાં મુખપૃષ્ઠ અને 'સરસ્વતીચંદ્ર' જેવી યુગવર્તી કૃતિના પહેલા પાનાની તસવીરો મુકાઇ છે. તે ગુજરાતી સાહિત્યના ઇતિહાસનો અછડતો ખયાલ આપે છે. આ સંહિતાની વિવિધતામાં કેટલાક કવિઓના હસ્તાક્ષરથી ખાસ ઉમેરો થાય છે.

જાળવવી ગમે, વાંચવી ગમે, મન થાય તો દરેક પાના પર રાખેલી કોરી જગામાં લખી શકાય, કંઇક ટપકાવી શકાય, નોંધ કરી શકાય,... મુખપૃષ્ઠથી માંડીને છેલ્લા આવરણપૃષ્ઠ સુધીનાં બધાં પાનાં જોવાંયે ગમે એવી સુંદર સજાવટ... આ લઘુસંહિતાનાં આકર્ષણો.

વારતહેવારે, શુભપ્રસંગે તેમ પ્રવાસનિમિત્તે દેવદેવીઓનો કે સુંદર સ્થળોની છબીઓવાળાં પોસ્ટકાર્ડ મોકલવાની પ્રથા તો જાણીતી છે. પશ્ચિમના દેશોમાં સુપ્રસિદ્ધ વ્યક્તિઓને પણ આવું ગૌરવ પ્રાપ્ત થયું છે; ને તેમાં સાહિત્યકારોનોયે સમાવેશ થયો છે. આપણે ત્યાં આજ સુધી આવું કોઇને સૂઝયું નહોતું. ડૉ. સુરેશ દલાલના માર્ગદર્શન અને શ્રી દિનેશ દલાલની કલા-સજાવટથી ગુજરાત સાહિત્ય અકાદમીએ મધ્યકાલીન અર્વાચીન વીસ સાહિત્યકારો અને સાહિત્ય સાથે સંકળાયેલી વ્યક્તિઓ જેવી કે બચુભાઇ રાવત અને રણજીતરામ મહેતા પણ છે. છબીઓનાં પોસ્ટકાર્ડનો એક સંચય પ્રગટ કર્યો. આ પોસ્ટકાર્ડનો હેતુ સ્પષ્ટ છે- સાહિત્યકારોની છબીઓ અને તેમના લેખનના નાનકડા સુંદર વાગોળવા જેવા અંશ દ્વારા પ્રજા સુધી પહોંચીને તેમની સાથે આત્મીયતા કેળવવાની આ કેડી છે. ઉપરાંત આ પોસ્ટકાર્ડસમાં તે તે સાહિત્યકારનાં જન્મસાલ અને તેમના કવન વિશે અતિસંક્ષિપ્ત નોંધ મૂકી છે, ને તે સહેતુક અંગ્રેજીમાં મૂકી છે, જેથી ગુજરાત બહારની

પ્રજાને પણ આપણા સાહિત્યકારોનો પરિચય મળી શકે.

અભિનંદન કાર્ડસ, ગ્રીટીંગ્સ-કાર્ડસ વ્યક્તિગત રીતે અને શાળા-મહાશાળાના વિદ્યાર્થીઓ માટે પણ સાહિત્યપ્રીતિ જાગૃત રાખવામાં ઉપકારક થાય તેવાં છે.

પ્રસ્તુત લઘુસંહિતા અને પોસ્ટકાર્ડસનું આવું અતિસુંદર નિર્માણ શ્રી દિનેશ દલાલના કલા-માર્ગદર્શન અને મુદ્રણ નિરીક્ષણથી જ શક્ય બન્યું છે.

નક્કર કામ દ્વારા પ્રજા સુધી આપણા સાહિત્યને પહોંચાડવાનો આ એક સરસ રસ્તો છે.

પદપ્રાપ્તિ માટે લોકો મથતા હોય છે, પણ પદને નિમિત્તે આવી સુંદર કાર્યપ્રાપ્તિ થાય એ અભિનંદનીય છે.

"૧૯૮૮"- ગુજરાત સાહિત્ય અકાદમી, મૂલ્ય રૂા. ૫૦/-
૧૦ કાર્ડસના પ્રત્યેક સેટના રૂા. ૧૦.
પ્રાપ્તિસ્થાન : ગુજરાત સાહિત્ય અકાદમી, દફતર ભંડાર ભવન, સેકટર-૧૭, ગાંધીનગર, ૩૮૨૦૧૭.

## "જોયા અમે" □ ફિલિપ ક્લાર્ક

ભ્રમરોને ડંખતા જોયા અમે;
ફૂલનેયે કંપતાં જોયાઁ અમે.

રંગ જેવું જેમનામાં ના હતું;
એમને પણ રંગતાં જંપતાં, જોયા અમે.

સુખને દીઠું પરાયા શ્વાસમાં;
ને અજંપા જંપતા, જોયા અમે.

ઝંખનાઓ જેમની પૂરી કરી;
એમને પણ ઝંખતાં જોયા અમે.

સ્વજનો જેમાં અમારાં આવતાં;
વ્હાણ એવાં ડૂબતાં જોયાં અમે.

પ્રતીક્ષાની ડાળને વળગી પડી;
સ્મરણોને ઝૂરતાં જોયાં અમે.

વેદનાની શ્વાસમાં છે આવજા;
ને પ્રહારી દૂઝતા જોયા અમે.

□ સુરેશ દલાલ

ચાર દીવાલની વચ્ચોવચ બેઠો છું.
પણ દીવાલને ગણકારતો નથી
દીવાલને તોડયા વિના
એને મીણની જેમ ઓગાળીને
હું નીકળી પડું છું
એક બદામી માટીના રસ્તા પર,
જ્યાં કેવળ લીલાંછમ વૃક્ષો
ઠંડીથી ઠૂંઠવાતાં હોય એમ
વાદળનો કામળો ઓઢીને ઊભાં છે,
વૃક્ષોનાં વૃંદનાં વૃંદ જોઉં છું ત્યારે
આ બધાંની વચ્ચે
એક વૃક્ષ થઈને ગોઠવાઈ જવાની
તાલાવેલી જાગે છે.
ક્યારેક થાય છે કે
વૃક્ષ થઈને
એક કિનારા પર કેમ ન ઊભો રહું ?
હસ્તરેખા જેવી વાંકીચૂકી ડાળીઓ પર
આછાંલીલાં પાંદડાંઓની વચ્ચે
મને પણ લાલમલાલ ફૂલ ફૂટે તો કેવું ?
જળ વહ્યા કરે, પાન ખૂલ્યા કરે
ફૂલ ઝૂલ્યા કરે અને હું તટસ્થ.

કવિતામાં છંદને ઓળખું
અને છંદમાં કવિતાને ઓળખું એમ
વૃક્ષોને ઓળખવાની મને મજા આવે છે
વૃક્ષો ગમે એટલાં નજીક હોય
અને સાથે સાથે હોય,
પણ એ વૃક્ષો વચ્ચેના

અવકાશનો હું આશક છું.
જેમ કાવ્યની પંક્તિઓ વચ્ચે લપાયેલા
મર્મને માણું છું એમ.
એક જ સ્થળે સ્થિર રહીને
ગતિ કરવાની કળા
બે જ જણને આવડે છે
એક વૃક્ષને અને એક ઋષિને.
સાંજને સમયે
પવનની ઠંડી લહરમાં
વૃક્ષ સરોવર જેવું શાંત હોય છે.
અને વૃક્ષ ઝંઝાવાતે
દરિયાની જેમ ખળભળી ઊઠે છે.
ને પવનનાં મોજાંની પીઠ પર
કેટલીયે નૌકાઓ હાલકડોલક થાય છે.
નાળિયેરીના સોડમાં ઊભેલી
લીલીછમ કેળનો સંસાર જોવો મને ગમે છે.
રસ્તામાં જે કોઈ મળે એની સાથે
હું આંખધૂનન કરી લઉં છું.
વરસાદમાં એક જ છત્રીમાં લપાયેલા
બે માણસો મને ભીંજવી શકે છે.
કોઈક ઠેકાણે ચરતી ગાય
મને તૃપ્ત કરી શકે છે.
વૃક્ષને પાણી પાતી સ્ત્રી
મારી તરસ છીપવી શકે છે.
હું આંખને
રેઇનકોટ કદી પહેરાવતો નથી.
કોઈકના ઘરે જાઉં ત્યારે
દીવાલ પર લટકતી
કોઈક મૃત્યુ પામેલા

પૂર્વજની છબી સાથે પણ
એવો નાતો બાંધી બેસું છું
કે એ છબી ફ્રેમની
દીવાલોને ઓગાળીને
મારી સાથે વાતે વળગે છે.
ક્યારેક તો મને એવું થાય છે
કે કોઈ કરતાં કોઈ મરતું નથી.
એ મારી પાસે આવે છે,
જન્મે છે અને મને નવો જન્મ આપે છે
હું રસ્તા પર ચાલતો હતો
અને એક બસ
એટલી ઝડપથી પસાર થઈ ગઈ
કે યાદ રહી ગયા થોડાક
અલપઝલપ ચહેરાઓ.
આ વહી ગયેલા ચહેરાઓ સાથે
હું વહી જતો નથી,
પણ એ ચહેરાઓને
ક્યાંક મારા વૃક્ષ તળે
ચરુની જેમ સંતાડી રાખું છું
સાઇકલ પરથી પસાર થતા
રાહદારીની ઘંટડી
મને ચકિત કરી મૂકે છે
અને હું એને જોવાય ત્યાં લગી
જોયા કરું છું
હું સહેલાઈથી ખોવાઈ જાઉં
એવો માણસ છું :
હું કોઈકના આનંદમાં ખોવાઈ જાઉં છું
તો કોઈકની વેદનામાં.
એટલે તો હું કોઈને

મારું સરનામું આપી શકતો નથી.
મંદિરો પણ મને
પથ્થરનાં વૃક્ષો જ લાગે છે.
હું વૃક્ષમય છું, વિશ્વમય છું.
હું કોઈક ઘાટને પગથિયે મળી શકું
તો કોઈક બાર-રૂમની ખુરશી પર
લાંબા પ્રવાસે નીકળ્યા હોઈએ ત્યારે
માટીના શકોરામાં
ચા પીવાનો આનંદ માણી શકું છું
તો ગોબ્લેટમાં જિમલેટને પણ
મારે એકએક પળને જીવવી છે,
નરી તીવ્રતાથી.
તીવ્રતાથી જીવવાની ઝંખના
એ મારાં કવચ અને કુંડળ છે.
મૃત્યુ જ્યારે મારી પાસે આવશે ત્યારે
હું એને મારાં કવચ અને કુંડળ
આપી દઈશ ત્યારે·
મૃત્યુને પણ તીવ્રતાથી જીવવાની
ઝંખના ફૂટશે.
એક ખરી ગયેલા પાનને સ્થાને
વૃક્ષને લીલી કૂંપળ ફૂટે એમ.

□ માધુરી દેશપાંડે

ડૂસકાં સુણી
ભીડનાં, દોડી આવ્યું
એકાંત જુઓ !

કવિતા

## કવિ મુક્તિબોધના મૃત્યુ પર □ સર્વેશ્વરદયાલ સકસેના □ સુશી દલાલ

(હિંદી)

તમારા મૃત્યુમાં
પ્રતિબિંબિત છે અમારા બધાંનું મૃત્યુ
કવિ શું એકલો મરે છે !

સૂરજની સાથે સાથે એક બહુ જ મોટો સંસાર
ડૂબી જાય છે
પછી એક નવા દિવસને જન્મ આપવા માટે
પથરાતી કીકીઓમાં
લથડતું અંધારું
એક નવા લોકનું દ્વાર ખોલે છે
અને ઊઠવાની શક્તિ ગુમાવી દે તે પહેલાં
દરેક હાથ ભવિષ્યને આગળ ધકેલે છે
તમારા હાથ સાથે જોડાયેલા છે અસંખ્ય હાથ
તે નિષ્પ્રાણ કેવી રીતે હોઈ શકે !

તૈયાર ચીલા પર ન ચાલનારની
યાત્રાનો અંત
પૂર્ણવિરામમાં ક્યાં હોય છે !
જતાં જતાં પણ એનો શ્વાસ
કોઈ એકાંત ડાળને હલાવીને એમાં
ફૂલ ખીલવી જાય છે
અને ક્યાંક દુર્ગમ ભૂમિ પર
એક પગદંડી બની જાય છે
જ્યાં આપણે એના આત્માને શોધીએ છીએ.
તમે હતા -
અમારા બધાંનું વધારે તેજસ્વી રૂપ
વધારે પ્રખર આકૃતિ,

તમારું તૂટવું
અમારા બધાના આકારોનું તૂટવું છે.
નહીં... નહીં
જીવંત છીએ અમે બધા અત્યારે પણ,
અને અમારા બધામાં જીવિત છો તમે.
આ લહેરો કોણ જાણે ક્યાંથી આવે છે
જે અમારી પાંસળીઓ પર
પોતાને તોડતી ચાલી જાય છે,
અમને સતત ઘડતી જાય છે
તમને અનુરૂપ
એક એવા મૃત્યુમાં
જે જીવન કરતાં દિવ્ય છે.

## ભેજ □ જયેન્દ્ર શેખડીવાળા

આ હવાનો જે ઘનીભૂત ભેજ છે
તે જ છે મારા વિચારોની દશા
કશા પણ માર્ગને વળગી પડું
જડું હું તો જ નવતર થઈ મને
તને મધરાતના ભીના પવનમાં
સ્તવનમાં શબ્દના સજીવન કરું
ભરું આંખોમાં જળ એકાન્તનું
આ હવાનો જે ઘનીભૂત ભેજ છે.

## પદરવો □ ભાનુપ્રસાદ પંડયા

જનારાનું ઝીણું ભીતર કળી કહેતા પદરવો,
લખી દે રોમાંચો અભિસરણ વ્હેતા પદરવો.

લતા શાખા જેવા બહુવિધ વળેલા પથ બધા,
તહીં ગૂંજી રહેતા ષટપદ સમાણા પદરવો.

ન આપે રસ્તા કૈં-કૃપણ સમ મીઢાં થઇ પડયા,
છતાં થોડી મુદ્રા ઉલટભર દેતા પદરવો.

અબોલા લૈ સૂતી ધરતી ધૂળના આવરણમાં
મિજાજી મૌનોની ખબર લઇ લેતા પદરવો !

નહીં ઝંખો કર્ણો ! ધૂલિચરણની એ ગૂસપૂસો,
અડે ના માર્ગોને ચરણ અવ-નાઠા પદરવો.

હવે ગામે સીમે દળકટક પૈડાં ફરી વળ્યાં,
અવાજોના રાને ગરક ગૂંગળાતા પદરવો.

લિયો સંકેલી સૌ પથ બધીય કેડી ઊતરડો,
દિયો શોધી મારા પ્રિય સહુ દટાયા પદરવો.

## ગાય □ પરમાનંદ શ્રીવાસ્તવ □ સુશી દલાલ

(હિંદી)

કેટલાય દિવસો સુધી
કાંઈ પણ દેખાયું નહીં

નહીં વૃક્ષ
નહીં પહાડ
નહીં નદીઓ
નહીં જંગલ

વસ્તી પણ નહીં દેખાઈ કોઈ

કેટલાય દિવસો સુધી

સૂના ઢોળાવ પર દેખાઈ
હવે આટલા વખત પછી એક
એકલી ગાય

આખા મેદાનને
ફેફસામાં
ભરતી.

અસ્વીકાર □ નરુ કજારિયા

કાલે સપનામાં
મેં તને
બે હાથ ફેલાવી
કરુણ આંખોથી યાચના કરતો જોયો
તારી પાસે નિશ-દિન ઉમટતાં
કોટી કોટી દીન-હીનો જેવો જ
તારો ચહેરો
કાલથી હું વધુ રંક થઈ ગઈ છું
કેમકે એ ભરનીંદરમાં
જોયેલું સપનું ન હતું

એ તો
જીવનને
વધુ એક સભર દિવસ આપવા માટે
તારો આભાર માનવા જોડાયેલા
હાથ પર
મારું શિશ જરા ઢળ્યું
ને આંખો તારા ચરણમાં નમી
ત્યારે
તારી ખુલ્લી હથેળીના સ્પર્શે
કરાવેલું ભાન હતું
ને છતાં
હું એને સપનું કહું છું
મને સમૃદ્ધ કરતો
એવો તું તો
મારો ખજાનો.
તારી યાચનાનો સ્વીકાર
એ તો
મારી જ સંપત્તિનો અસ્વીકાર !

## Life

□ Jayant Pathak

Life is not all bitter:
Sweet it is, – and sweeter
When birds on your boughs twitter.

Life is not all hollow nothing:
A merry note, a flutter of wing
Can fill the void with music
and meaning.

## એક સવાર □ પન્ના નાયક

રવિવારે સવારે
મોડા ઊઠી
આછા વરસતા વરસાદની પશ્ચાદ્ભૂમાં
વીખરાયેલા વાળને
કાન પાછળ ગોઠવતાં ગોઠવતાં
(જો કે એ તો એનો જ અધિકાર!)
ડાઈનીંગ ટેબલ પર
સ્થિતપ્રજ્ઞ પડેલા
મારી સામે ટગરટગર જોતા
દળદાર છાપાની સાક્ષીએ
ચ્હા પીઉં છું.
ચ્હા પીતાં પીતાં
શી ખબર કેમ
(મનનું તો એવું જ હોય ને!)
વણજિવાયેલી જિંદગી
અને
વણલખાયેલી કવિતાના તાણાવાણાનો
વિચાર મનમાં રમ્યા કરે છે.
ગુજરાતીમાં લખું છું
એટલે
ઉમાશંકર, નિરંજન, સુરેશ જોશી
સહેજે સ્મૃતિપટે આવી ચડે છે.
એમના શબ્દોની જાહોજલાલી
અને
મારા ભાગ્યે જ મળતા પ્રાસને
સામસામા ગોઠવવાનો પ્રયાસ કર્યા કરું છું.
કોઈ મેળ મળતો નથી.

વણજિવાયેલી જિંદગી
અને
વણલખાયેલી કવિતાને
કોઈ નિશ્ચિત બીબામાં ઢાળી શકતી નથી.
દરમિયાન
ચ્હા પીવાઈ જાય છે
છાપાની ગડી અકબંધ રહે છે.
માત્ર
ખાલી કપ પર
બોદા શબ્દ જેવી ચમચી ખખડે છે
અને
આંખ ધુમ્મસિયા આકાશને પૂછે છે :
ક્યારે ઉઘાડ થશે ?
ક્યારે પ્રાસ મળશે ?

## ગીત □ રાજેશ પંડ્યા

દરિયે ડૂબ્યા ને રણમાં નીકળ્યા.
ઝાકળના દંશ જેવા અંગત કિસ્સાઓ મારા જીવવાના કારણમાં
નીકળ્યા.

ઝાકળ જેમ છલકાતી આંગળી ને આંગળીના નખ જેવું પ્હેલું કિરણ
ધુમ્મસના તળિયે જઈ ડૂબી ગયું છે હવે ચીસ થઈને વાતાવરણ
રાત આખ્ખી જળ જેવા સપનાંઓ કૈંક, લોહી નીંગળતાં પાંપણમાં
નીકળ્યાં.

પોતીકાપણાને બૂટ વડે કચડી એક માણસ પણ થઈ જાતો ટોળું
એકધારા શ્વાસ લઈ એકધારું જીવવું હું કેમ કરી લોહીમાં ઝબોળું ?
કેટલીક છાલકને કેટલાંક વાદળ રણ વચ્ચે મરેલ જણમાં નીકળ્યાં.

□ નલિની માડગાંવકર

આંગણાના તુલસીને
આથમતા સૂર્યનું છેલ્લું કિરણ
"અલ્વિદા".... કહીને ગયું.
અને
મારી આસપાસના અનેક ચહેરા બની ગયા
આવતી કાલના સૂરજ જેવા
અકળ ...... અનિશ્ચિત.

હથેળીની રેખાઓમાં થથરતો
થર્મોમિટરનો પારો,

આંગળીને ટેરવે ટળવળતા શ્વાસોને
સોયની અણીએ પાછા ફેફસામાં ધકેલતા ડૉક્ટર...
હવે તો,
'લાંબુ જીવો'ના પોકળ આશીર્વાદ
પાછા ફરે છે – મારા બહેરા કાન સાથે અથડાઈને.
માથે ફરતો ધ્રૂજતો હાથ પણ
ભારેખમ સીસા જેવો થઈને
મારી ચામડી ઊતરડી રહ્યો છે

હવે મારી આંખ ફક્ત સફેદ ચાદરનો રંગ જ
ઓળખી શકે છે.
આજે બધી બંધ બારી ખોલી નાખો!
દક્ષિણના પવનને બદલે મને સંભળાય છે
દક્ષિણના દિશાનો પગરવ...
પાસે.... પાસે... પાસે.. પા... સે.. પા.. સ... ?...

હું તને જોતો નથી. હું બરાબર જાણું છું
કે તું અહીં જ છે, ઈંટ અને ચૂનાની
બટકણી દીવાલની પાછળ, સાદ પાડું ને
સંભળાય એટલી જ સરહદમાં
પણ હું નહીં બોલાવું
હું કાલે તને સાદ પાડીશ
જ્યારે તું મને સ્હેજ પણ નહીં દેખાય,
ત્યારે હું કલ્પીશ કે તું અહીં જ છે
હંમેશા મારી પડખે,
અને આજ પૂરતો (તારા નામનો) શબ્દ જ પૂરતો છે
જે ગઈ કાલે મેં ઉચ્ચાર્યો ન્હોતો
કાલે... જ્યારે તું છે
ત્યાં પવનની, આકાશોની અને
વર્ષોની બટકણી દીવાલ પાછળ

–પેડ્રો સાલિનાસ

જેમને કવિતા અને કાવ્યાનુવાદમાં નર્યો રસ હોય એમણે એક પુસ્તક તો પોતાની પડખે રાખવું જોઈએ અને એ પુસ્તક તે The Poem Itself, જેનું સંપાદન પ્રસ્તાવના સહિત સ્ટેન્લી બર્નશોએ કર્યું છે. અત્યારે તમારી સાથે જે કવિતાની વાત કરું છું એના કવિ પેડ્રો સાલિનાસ છે.

આ દેખાય છે સીધુંસાદું પ્રેમનું કાવ્ય અને દેખાય છે એવું છે પણ ખરું. પણ દેખાય છે એટલું જ નથી, એથી કંઈક વિશેષ છે. કાવ્યમાં કોઈ એવાં કલ્પન નથી, પણ બધાંયે કલ્પનોને ઓળંગી જાય એવી સચ્ચાઈનો રણકો છે. આ કાવ્યમાં પ્રેમની શ્રદ્ધા પણ છે અને પ્રેમની શંકા પણ છે. પ્રેમનું મૃત્યુ ક્યારે થશે, એનું કોઈ પંચાંગ નથી. કાવ્યના પ્રારંભમાં 'હું તને જોતો નથી' એટલું નિવેદન છે.જેને તમે ખૂબ પ્રેમ કરો છો એને ચર્મચક્ષુએ જોવાની જરૂર નથી હોતી, કારણ કે એ ન દેખાય તો પણ દેખાયા જ કરે છે અને એટલે જ કહે છે કે આ મારી પ્રતીતિ છે કે તું અહીં જ છે, મારી આસપાસ છે, મારે શ્વાસોચ્છ્વાસ છે, આપણને બંનેને અલગ રાખતી દીવાલ તો બટકણી છે. હું તારા નામનો સાદ પાડું અને તને સંભળાય એટલી સમીપતા છે.

નિરંજન ભગતના એક કાવ્યનો ઉપાડ અહીં યાદ આવે એવો છે, "સાંભળું તારો સૂર, સાંવરિયા એટલો જ રહેજે દૂર" દીવાલ બટકણી હોય એની ચિંતા નથી પણ પ્રેમ બટકણો હોય એની ચિંતા છે. આટલી બધી લાગણી હોવા છતાંયે એ લાગણીને વલોવાઈ જવાય એવા સંયમમાં કવિએ વીંટી લીધી છે અને કહ્યું છે કે હું તને તું મારી સરહદમાં છે છતાંયે અને મને અનહદ પ્રેમ છે એટલે જ કદાચ તારું નામ દઈને બોલાવતો નથી. હું તને કાલે બોલાવીશ. એ કઈ કાલની વાત કરે છે એ તો આપણને છેવટે સમજાય છે. જ્યારે તું મને સ્હેજ પણ નહીં દેખાય ત્યારે હું કલ્પી લઈશ કે તું અહીં જ છે, મારા સાન્નિધ્યમાં, મારી પડખે, મારી સોડમાં. હું તને આજે ન બોલાવું તો પણ મારે માટે તારું નામ જ પૂરતું છે. તારા નામનો શબ્દ જ પૂરતો છે, કારણ તારું નામ એ શબ્દ નથી, પણ જીવનનો પર્યાય છે. અંદરના સેતુઓ એ સાચો પ્રેમ હોય તો ક્યારેય તૂટતા નથી. કોઈક એવી કાલ ઊગશે કે જ્યારે તું કોઈક વિચિત્ર દીવાલની પાછળ, એટલે કે, મારી સરહદમાંથી નીકળીને અનહદની સરહદમાં અને એની દીવાલની પાછળ કાયમને માટે લપાઈ જશે ત્યારે પણ મારે માટે તું હશે જ હશે. દીવાલ બદલાશે, પણ તારા પ્રત્યેનો અભિગમ નહીં બદલાય. એ દીવાલ પવનની પણ હોઈ શકે, આકાશની પણ હોઈ શકે અને વર્ષોની પણ હોઈ શકે. પણ આ બધી જ દીવાલો પ્રેમ આગળ બટકણી જ પૂરવાર થવાની. આ બધું કાવ્યમાં કવિએ ઉઘાડી રીતે નથી કહ્યું એટલે તો કવિતા છે. પણ જે નથી કહ્યું એ પણ કવિતા દ્વારા, એની વ્યંજના દ્વારા, એના ધ્વનિ દ્વારા સંભળાય એ આ કાવ્યની સિદ્ધિ છે.

પ્રેમના જીવનનું, પ્રેમના મૃત્યુનું અને મૃત્યુના પરાજયનું અને પ્રેમના વિજયનું આ નાનકડું કાવ્ય પોતાના પિંડમાં આનંદપૂર્ણ વેદના અને વેદનાપૂર્ણ આનંદ સમાવીને બેઠું છે. આખું કાવ્ય અરીસા જેવું છે, જેમાં પ્રતિબિંબિત થાય છે શુદ્ધ પ્રેમનો કરચલી વિનાનો ચ્હેરો.



હર શ્વાસ તારો એક તાજો ભ્રમ હશે;
ઉચ્છ્વાસ તારો આખરી ઉપક્રમ હશે.

તરસ્યાં હરણને કંઈક તો બહાનું મળ્યું !
–દુષ્કાળમાંયે ઝાંઝવાં અણનમ હશે !

પર્ણો પછીથી કેમ પીળાં થઈ જતાં ?
ફિક્કાશમાં પણ કંઈક લીલુંછમ હશે !

લે, સ્વપ્ન અખબારી ખુશી જેવું હતું;
જાગી જવું તે આંસુની કોલમ હશે !



□ મદનકુમાર અંજારિયા 'ખ્વાબ'

મુ. સુરેશભાઈએ જ્યારે મને કહ્યું કે તારે 'કવિતા' (અંક ૧૨૩) ના શ્રેષ્ઠ કાવ્ય માટે નિર્ણય આપવાનો છે, ત્યારે તો મારું મન ખુશખુશાલ થઈ ગયું. જેમ જેમ એક પછી એક કવિતાઓ હું વાંચતી ગઈ –ના, ના, વાંચતી નહિ; એક એક કવિતાનો આસવ આસ્વાદતી ગઈ તેમ તેમ આ બધા કવિઓ ભેગા થઈને મારી જ પરીક્ષા ન કરતા હોય એમ લાગવા માંડયું. શ્રી પ્રવીણકુમાર રાઠોડ ફૂલને કહેવા જાય કે : "પાનખરમાં જિંદગીનો ખરો રંગ" –એમના એ રંગે રંગાઈએ ત્યાં તો પન્ના નાયક કહે : "પતંગિયાં ઠેર ઠેર આપણી વાતોનો રંગબેરંગી આસવ ઢોળે છે બસ, એટલું જ !" પન્નાબહેનની બસ એટલી જ વાત સાંભળીને મનન કરીએ ત્યાંતો મધુર સંગીતની મહેફિલ લઈને આવી ચડે હરીન્દ્રભાઈ :- "અધરાતે મધરાતે દ્વારકાના મહેલમહીં રાધાનું નામ યાદ" કરતા માધવ નજરે પડે. મનમાં મીરાં - દયારામ યાદ આવી જાય. કવિતાનો મારો નશો જ્યાં ચડતો જાય છે ત્યાં તો ટહુકી રહ્યા છે ભગવતીકુમાર મારા કાનમાં : "તૈયાર થઈ રહેજો કે ઝાઝો સમય નથી". ખરેખર નિર્ણય આપવામાં હવે વધારે સમય નહિ લઉં. મારા શબ્દોનો અવાજ હવે બંધ કરું છું. આ અંકનું શ્રેષ્ઠ કાવ્ય - મહેશ ભટ્ટનું "અવાજ... અવાજ... અવાજ" જે અવાજનાં અનેક રૂપોને માણવાની તક ઊભી કરી આપે છે. પછી તે બાળકના પહેલા રુદનથી માંડીને માતાના હાલરડાં, ઉત્સવના અવાજો, વિમાનોના ઘોંઘાટ, બંગડીના રણકાર કે પછી સ્વનો અવાજ હોય. આ મારા અંતરમાંથી ઊઠતો એવો મારો અવાજ છે. એમને મારા અભિનંદન !

ભારતી પંડયા

## આણે આવશે □ ભગવતીકુમાર શર્મા

કંઈ નથી એવું કે સૌ ઈચ્છા પ્રમાણે આવશે
કે હવે અવતાર પણ અહીં તો કટાણે આવશે

કાળાં બગલાંઓય ભેગાં થઈને કાણે આવશે
માછલીની આંખમાં આંસુ પરાણે આવશે

ક્રૉસવર્ડ પઝલો ઊગે છે ફૂલને બદલે હવે
વાત સાદી પણ ગૂંથાઈને ઉખાણે આવશે

આવતું હોતું નથી કોઈ, નથી કોઈ જતું
તે છતાં લાગ્યા કરે કે કોઈ જાણે આવશે

એ ક્ષણે રંગો હશે, સૌરભ હશે ને ઝળહળાટ
મૃત્યુ પણ કોઈ નવોઢા જેમ આણે આવશે

# એક દિવસ તને.... કલકત્તા (બંગાળી કાવ્યો)

રવીન્દ્રનાથને કારણે તો બંગાળી સાહિત્ય વિશ્વભરના સાહિત્યરસિકો સુધી પહોંચ્યું; ટાગોર તેમ જ અન્ય સાહિત્યકારોને ગુજરાતીમાં અવતારવાના પ્રયત્નો આપણે ત્યાં તુલનાત્મક સાહિત્યાભ્યાસની આજ જેટલી સજાગતા નહોતી ત્યારથી, દાયકાઓથી થઈ રહ્યા છે એ આનંદદાયક છે.

–બંગાળી કાવ્યોના નલિની માડગાંવકરે કરેલા અનુવાદનો આ બીજો સંગ્રહ છે. આ પહેલાં તેમણે આધુનિક બંગાળી કવિ સુનીલ ગંગોપાધ્યાયના કાવ્યાનુવાદનો એક સંગ્રહ આપ્યો છે. આ સંગ્રહમાં કોઈ એક કવિની નહીં પણ ૧૩મી સદીના વિદ્યાપતિથી માંડીને આજ સુધીના કેટલાક કવિઓની રચનાઓ છે. અલબત, એવો કોઈ ઐતિહાસિક ક્રમ અનુવાદકને અપેક્ષિત નથી. હાથવગાં થયાં તેમાંથી ગમ્યાં તે કાવ્યોના અનુવાદ એમણે આપ્યા છે.

આ સંગ્રહને સુરેશ દલાલની સંક્ષિપ્ત પ્રસ્તાવનાનો લાભ મળ્યો છે. ઉપરાંત અનુવાદિકાએ બધા કવિઓનો એકદમ ટૂંકમાં પરિચય પણ આપ્યો છે.

આ સંગ્રહનાં પાનાં ફેરવતાં આછો ખ્યાલ તો જરૂર આવે છે કે બંગાળી કવિતામાં કેવા કેવા નિરનિરાળા વિષયો ખેડાયા છે, જીવનની વિવિધ સંવેદનાઓ અને અનુભૂતિઓ અભિવ્યક્તિ પામી છે. અને કેવાં કેવાં અવનવીન કલ્પનો ને ઈન્દ્રિયવ્યત્યયોથી કવિઓએ ભાષાકર્મ કર્યું છે. થોડાંક ઉદાહરણો જોઈએ.

અહીં કવિઓને 'તડકાની ગંધ આવે છે', 'કવિતાનું શીર્ણવિશીર્ણ શબ' દેખાય છે, તો 'કવિતાનું સ્વસ્થ દેવદારું' પણ તે જુએ છે, 'ઓરડામાં કેદી બનેલો તડકો' છે અને 'આંખોમાં દિવસનું સોનું' છે, 'કોલસાની કણીની જેમ ઝરમર, ઝરે કાળીરાત' અને 'બારણામાંથી અનીશ આવે છે, રૂપા આવે છે/બારીમાંથી જેઠનો તડકો અને શ્રાવણનાં સરવડાં પ્રવેશે છે', 'પૃથ્વી પર ક્યાંય પણ સરળ રેખા નથી' અને છે 'ઓશીકે મૃત્યુનો હાથ, આખા ઓરડામાં ફિક્કા પ્રકાશનો સ્તબ્ધ ભય', તેમ જ 'પોતાની લાળના પાતળા તાર વડે બનારસી સેલું વણે છે કરોળિયો', અહીં 'જે ઓછું પડયું છે એ તો ખુલ્લું આકાશ', 'ભૂલી જવું એ સુગંધ જેવું છે, ક્યારેક તમને યાદ આવવાનું'... 'હિંસક પશુ જેવું અંધારું આવ્યું'... 'દરેક તાળાની પાસે હું ચાવીનો વિચાર કરું છું'... 'એક અર્થ છે પાળેલા પશુની આંખનો અને એક અર્થ છે જંગલના હિંસક પશુની આંખનો. આ બન્ને વચ્ચે સામ્ય શોધવું વ્યર્થ છે'... 'હું અદૃશ્ય આંસુઓનું નીલાકાશ'...

સાહિત્યને, તેમાંયે કાવ્યને એક ભાષામાંથી બીજી ભાષામાં અવતારવાનું, –કેવળ ઉતારવાનું નહીં,- કાર્ય કેટલું કપરું છે, કેટલી મથામણ ને કેટલો શ્રમ પણ માગી લે છે
અને એ બધાં કરતાંયે વધારે તો મૂળ રચનાના હાર્દ સુધી પહોંચીને તેને સ્વભાષામાં

અવતારવા માટે કેવી તો પ્રતિભા અનિવાર્ય છે, તે તો કદાચ અનુવાદ કરનાર જ સાચી રીતે સમજી શકે. નલિની માડગાંવકરે આ કાર્ય સરસતાથી પાર પાડયું છે.

**–જયા મહેતા**

**[નલિની માડગાંવકર, એક દિવસ તને... કલકત્તા, ૧૯૮૭, શ્રીમતી નાથીબાઈ દામોદર ઠાકરસી મહિલા વિદ્યાપીઠ, મુંબઈ, પૃ. ૯૪,** [કિં. રૂ. ૨૦/-]

## પારિજાત છીએ

**☐ ભગવતીકુમાર શર્મા**

અમે તો તત્ત્વની સાથેના તાલુક્કાત છીએ
અમે અમારાપણા અંગે અલ્પજ્ઞાત છીએ

અમે સુગંધનો સોના પે દૃષ્ટિપાત છીએ
ધરો જો મૂર્તિને ચરણે તો પારિજાત છીએ

ફળે જો સ્વપ્ન તો ઝળહળ અમે પ્રભાત છીએ
તૂટે છે સ્વપ્ન તો ફૂલોનો અશ્રુપાત છીએ

અમે ફલાણા ફલાણા નથી, ફલાણા નથી
અમે તો જે છીએ તેવા જ દૃષ્ટિપાત છીએ

છે વ્યર્થ શોધ અમારી સળંગ હસ્તીની
અમે આ વિશ્વમાં કેવળ પ્રસંગોપાત્ત છીએ

સમુદ્ર મોજું ધસે ત્યાં સુધી તો ક્ષેમકુશળ
અમે તો રેત પે ચીતરેલી રમ્ય ભાત છીએ

યમુના હો કે હો દરિયો –થઈ જશે રસ્તો
અમે પ્રભુના ચરણ પરનો પક્ષપાત છીએ

## ગઝલ □ હેમન્ત શાહ

જ્યારે હું તારા વિચારોમાં અછડતો હોઉં છું,
દૂરના જંગલપ્રદેશોમાં રખડતો હોઉં છું.

શાંત મનની ખીણમાં પડઘાય તારું નામ જ્યાં,
હું જ અસ્થિર ભેખડો માફક ગબડતો હોઉં છું.

રાતના ઊઘડી ગયેલી બારીની તું બહાર જો,
ક્યાંક જાગૃત પાંદડાંઓમાં ખખડતો હોઉં છું.

હું ઉલ્લંઘી કાળ ને સ્થળ, સ્વપ્ન તારું જોઉં છું,
પ્રાત:કાળે સૂર્યની સાથે ઝઘડતો હોઉં છું.

જાય છે ઑફિસ તરફ જે, એ જ રસ્તામાં કશે,
હું ખરેલી સૌ વસંતોને કચડતો હોઉં છું.

## □ हेमन्त शाह □ जशवंती दवे

(गुजराती काव्यम्)

तव विचारेषु यदाऽहं संचरन् अस्मि।
दूरस्थितेषु वनप्रदेशेषु अटन् अस्मि॥

शांतमनसः कंदरायां प्रतिध्वनति नाम ते।
तत्र अस्थिरशैलवत् अवपतन् अहम् अस्मि॥

पश्य रात्रौ अपावृतगवाक्षस्य बहिर।
कवचित् जागृतपल्लवेषु स्वनन् अहम् अस्मि॥

अतिक्रम्य कालं, स्थलं, पश्यामि तव स्वप्नं।
प्रभाते सह भानुना विवदन् अहम् अस्मि॥

गच्छति कार्यालयं मार्गे ननु तस्मिन् कवचित्।
अहं च्युतान् सर्ववसंतान् चूर्णयन् अस्मि॥

### ગીત □ ભગીરથ બ્રહ્મભટ્ટ

અમે સો મણ ઓસડ વાટ્યાં રાજ નવટાંક નીકળ્યું માણસડું
એ નવટાંકને સ્હેજ નાણ્યું રાજ અધોળ બચ્યું માણસડું

એ અધોળને આધારે રાજ અડધાપડધા જીવીએ રે
કે શ્વાસોની સગાયું રાજ બુઠ્ઠી સોયે સીવીએ રે

અમે સો સો માથાં રોપ્યાં રાજ અચ્છેર ઊગ્યું માણસડું
એ અચ્છેરને ઉછેર્યું રાજ પાશેર પામ્યા માણસડું

એ પાશેરને અજવાળે રાજ જમણું પડખું ધબકે રે
કે ઠીબમાં કોરાં પાણી રાજ જીવ જુએ ને ઝબકે રે

અમે અઢળક દરિયા ડ્હોળ્યા રાજ હાથ આવ્યું મૃત માછલડું
અમે સો સો પૂનમો કીધી રાજ માંડ માંડ પામ્યા બીજલડું

અમે દીવડાઓ લઈ ગોત્યાં રાજ ચપટી ચપટી અજવાળાં
એ ચપટીને સુંઘાડી સૂર નવલખ પ્રગટ્યાં અંધારાં

અમે સો મણ ખીચડું ઓર્યું રાજ સીજ્યું ના એક ચોખલડું
લ્યો સરગમ તોડી સરજ્યું રાજ ગાજરનું એક પિપૂડું.

### પ્રતીક્ષા □ હનીફ સાહિલ

ક્યાં સુધી ઊભા રહીશું
દ્વારના ટેકે હનીફ
આવનારા જે હતા
આવ્યા, અને ચાલ્યા ગયા

### □ ધનસુખલાલ પારેખ

ધન્ય ઊર્મિલા
ઓળંગી નહીં કદી
લક્ષ્મણરેખા

### □ હર્ષ બ્રહ્મભટ્ટ

ટહૂકે તારા,
ઘાસ પર આ કોણ
ગૂંથે ઝાકળ ?

તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૪
વર્ષ : ૨૧ : અંક : ૩ : એપ્રિલ, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ


# કવિતા

(દ્વૈમાસિક)


અજય પુરોહિત ૧૫
અદ્વૈત નાગર ૨૭
અમૃત ઘાયલ ૯
ઉશનસ્ ૫
એસ્થર ડેવિડ ૧૨, ૧૫
કરસનદાસ લુહાર ૬
કિશોરસિંહ સોલંકી ૧૯
જતીન્દ્ર આચાર્ય ૨૦
જયન્ત પાઠક ૬, ૮, ૨૩, ૩૬
જયસુખ જાવિયા ૧૬
જયા મહેતા ૪૩
જયેન્દ્ર શેખડીવાળા ૩૪
જશવંતી દવે ૪૫
તરુ કજારિયા ૩૬
દિલીપ જોશી ૧૦
દુષ્યંત પંડયા ૨૫
ધનસુખલાલ પારેખ ૪૬
નલિની માડગાંવકર ૩૯
નાથાલાલ જોશી કવર-૪
નીતા રામૈયા ૨૬
નીતિન વડગામા ૨૪
નૂતન જાની ૨૦
પન્ના નાયક ૩૭
પરમાનંદ શ્રીવાસ્તવ ૩૫
પરેશ દવે ૨૧
પેડ્રો સાલિનાસ ૪૦
પ્રફુલ્લ પંડયા ૭
ફિલિપ કર્લાક ૨, ૭, ૨૮
ભગવતીકુમાર શર્મા ૪૨, ૪૪
ભગીરથ બ્રહ્મભટ્ટ ૪૬
ભદ્રાયુ ધોળકિયા ૯, ૧૦
ભાનુપ્રસાદ પંડયા ૩૫
ભારતી પંડયા ૪૨
મદનકુમાર અંજારિયા ‘ખ્વાબ’ ૨૧
મનીષ પરમાર ૨૫
મરીઝ ૨
મંગલેશ ડબરાલ ૨૦
મંગળ રાઠોડ ૧૪, ૧૭
માધવ રામાનુજ ૧૮
માધુરી દેશપાંડે ૧૪, ૩૨
મેઘનાદ હ. ભટ્ટ ૧
મેઘબિંદુ ૮
મોહમ્મદ માંકડ ૧૩
યાનિસ રિતસોસ ૨૧
રમેશ પટેલ ૧૧, ૨૨
રમેશ પારેખ ૧૭
રાજવીર ૧૯
રાજેન્દ્ર શાહ ૧૧, ૨૪
રાજેશ પંડયા ૩૮
રિલ્કે ૨૫
શૈલ ૧૩
સર્વેશ્વર દયાલ સક્સેના ૩૩
સુરેશ દલાલ ૨, ૭, ૨૧, ૨૨, ૯, ૪૦
સુશી દલાલ ૧૯, ૩૩, ૩૫
સુશીલા ઝવેરી ૧૬
હનીફ સાહિલ ૪૬
હરીન્દ્ર દવે ૩
હર્ષ બ્રહ્મભટ્ટ ૪૬
હેમન્ત શાહ ૪૫


**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.


લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.
આ અંકના છૂટક ૬ રૂપિયા
બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઑર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બૉક્સ નં. ૬૨, મુંબઈ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

# કવિતા

(ત્રૈમાસિક)

ધી રજિસ્ટ્રેશન ઓફ ન્યૂઝ પેપર્સ (સેન્ટ્રલ) રૂલ
૧૯૫૬ અન્વયે 'કવિતા' પત્ર અંગેની માહિતી
ફોર્મ નં. ૪(જુઓ રૂલ નં. ૮),

| | | | |
|---|---|---|---|
| ૧. | પ્રકાશનનું સ્થળ | : | સ્ટેટ્સ પીપલ પ્રેસ જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, ફોર્ટ મુંબઇ-૪૦૦ ૦૦૧. |
| ૨. | તેના પ્રકાશનની સામયિકતા | : | ત્રૈમાસિક |
| ૩. | મુદ્રકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણાનગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઇ-૪૦૦ ૦૬૪. |
| ૪. | પ્રકાશકનું નામ | : | ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ, |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ડી-૨૦૬, વીણા નગર, એસ. વી. રોડ, મલાડ (પશ્ચિમ), મુંબઇ-૪૦૦ ૦૬૪. |
| ૫. | તંત્રીનું નામ | : | ડૉ. સુરેશ દલાલ |
| | રાષ્ટ્રીયતા | : | ભારતીય |
| | સરનામું | : | ૧૩૩, હસા મહાલ, દલામલ પાર્ક, કફ પરેડ, મુંબઇ-૪૦૦ ૦૦૫. |
| ૬. | જે વ્યકિતઓ આ અખબારના માલિક હોય અને કુલ થાપણના એક ટકાથી વધારે થાપણ રોકનાર ભાગીદારો અથવા શેરહોલ્ડર હોય તેમનાં નામ તથા સરનામાં | : | સૌરાષ્ટ્ર ટ્રસ્ટ (બૉમ્બે પબ્લિક ટ્રસ્ટ એક્ટ ૧૯૫૦ અન્વયે રજિસ્ટર્ડ) જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, મુંબઇ-૪૦૦ ૦૦૧. |

હું ધીરુભાઈ ઝીણાભાઈ દેસાઈ આથી જાહેર કરું છું કે ઉપર આપેલી વિગતો મારી વધુમાં વધુ જાણ અને માન્યતા મુજબ સાચી છે.

તા. ૨૦-૪-'૮૮

ધીરુભાઇ ઝીણાભાઇ દેસાઇ

પ્રકાશકની સહી


Vassar Miller


John Haines


Barbara Howes


David Ignatow


Jon Silkin


Donald Petersen


Marge Piercy


Philip Levine


Louis Simpson

KAVITA Regd. No. R.N. 16800/67

☐ નાથાલાલ જોશી

મધુપતિની સર્વત્ર મધુવર્ષા,
ગુલાલ અને ઉલ્લાસથી રંગાયેલ
માનવ અને સમસ્ત પ્રકૃતિ.

જીવન-ધારા મધુમય,
દિવસ મધુમય,
રાત્રિ મધુમય,
અંતરિક્ષ મધુસ્રાવી.

મધુર-અતિ-મધુર ફાલ્ગુની પૂર્ણિમાએ
રાધિકાની ભાવકાંતિ, દેહકાંતિ ધરી
શ્રીકૃષ્ણ ગૌરરૂપે આર્વિભૂત થયા.

સંકીર્તન-નૃત્યથી પ્રેમાભક્તિનું મહાપૂર વહ્યું,
જનમાનસ ભક્તિસલિલથી આકંઠ તૃપ્ત થયું,
વિશ્વને હરિનામનો નવસંદેશ પ્રાપ્ત થયો.




**Alexander Pushkin** □ જશવંતી દવે

હું તને પ્યાર કરતો'તો
અને મરવાનો ઈન્કાર કરતો એ પ્રેમ
હજુય કદાચ મારા હૈયામાં
ધૂંધવાતો હશે.
સાચું જ કહું છું,
મહેરબાની કરીને દુ:ખી ન થતી
જો મારા હાથમાં બધું હોત
તો તને કોઈ દિવસ ન તો
તકલીફ આપી હોત ન દુ:ખી કરી હોત.
મેં તો તને ચાહી,
ચૂપચાપ
કોઈ આશા વિના
સચ્ચાઈથી
શરમાળ પણ કોમળ મધુરતાથી,
મારો પ્રેમ તો અદેખો, વાસનાભર્યો અને બેફામ...
પ્રભુ તને અર્પે નવતર પ્રેમ !



Evgeni Evtushenko recites his poems in Moscow's Mayakovsky Square. 1961



Anna Akhmatova. 1964

## એક વખતની વસુધા □ MAXIM GORKY

□ ઉમાશંકર જોશી

[મૅકિસમ ગૉર્કીના 'બાસ્કા બુઝલેફ'માંથી]

અરે, જરીક જ માત્ર મને જો મળી હોત ને શકિત વધુ,
ઉષ્ણ કાઢી ઉચ્છ્વાસ પિગાળી તરત દેત હું બરફ બધું.
પૃથ્વીની ચોગદરમ ઘૂમી ખૂણેખૂણો ખેડી વળતે,
વરસોનાં વરસો લગ અણગણ નગરો હું બાંધ્યાં કરતે.
ઠેરોઠેર વિસામા સ્થાપી,
રચત બગીચા દિશ દિશ વ્યાપી.
પૃથ્વીને શણગારત જાણે હોય ન શું કો સુ-કુમારી,
બાહુ વિશે ભીડી રાખત, ના જાણે પ્રણય-વધૂ મારી.
ઉરસરસી ચાંપી રાખીને લઇ જાત હું પ્રભુ પાસે,
જો તો જરી ઓ ઈશ ! તાહરી એક વખતની વસુધાને.
જો એને મનુજે કેવી
શણગારી અનુપમ દેવી !
તેં તો એને ગગનબોડમાં ફેંકી'તી કો દગડ સમી,
મેં એમાંથી દેખ આજ શી ઘડિયલ રત્નકણી કીમતી.
[illegible]ખ અને થા ખુશ, ઈશ, જો સૂર્યકિરણેમાં શી ચળકે...
[illegible]પી દેત તને અબઘડીએ ભેટ ગણી ભરઉમળકે,
માત્ર... અરે ના.... નહીં બને એ
મને જ ખૂબ ગમી ગઇ છે એ.

[illegible]ગસ્ટ ૧૯૩૬

# પુશ્કિનનાં ત્રણ ઊર્મિ કાવ્યો □ સુન્દરમ્

**ALEXANDER PUSHKIN : રશિયાનો આદિ કવિ**
**જન્મ મોસ્કોમાં ૨૬ મે ૧૭૯૯,**
**મૃત્યુ ૨૯ જૂન ૧૮૩૭,**
**બૅરન જ્યોર્જિસ નામની એક વ્યક્તિ સાથેના દ્વંદ્વ યુદ્ધમાં.**

પુશ્કિન એ રશિયન કવિઓમાં સૌથી મહાન કવિ છે, અને રશિયન સાહિત્યનો આરંભ એનાથી થયો છે એમ કહેવાય છે તે સાચું છે. એની કવિતાએ સૌન્દર્યનું એક એવું ધોરણ બાંધી આપ્યું છે કે જેને કદી પણ અતિરિકત કહી શકાય તેમ નથી. કવિ તરીકે તેનો અનુવાદ કરી શકાય તેમ નથી, એની કવિતાની અનુપમ સુંદરતા અને કઠોર સરલતા કોઈ પણ વિદેશી ભાષામાં ઉતારી શકાય તેમ નથી.

– નાટાલિ ડડિંગટન
(પુશ્કિનના એક વાર્તાસંગ્રહની પ્રસ્તાવનામાં)

*

(પુશ્કિનના મૃત્યુની ૧૨૫મી સંવત્સરીએ ઍલેક્ઝાન્ડર ટ્વાડોવ્સ્કીએ આપેલા વ્યાખ્યાનમાંથી, ૧૯૬૨માં.)

એની છબી આપણી કલ્પનામાં હજી સભર બેઠેલી છે, કેમકે એ આપણી પ્રજાનો આત્મા છે, આપણા મનોજગતનો, આપણા જીવનનો પણ, એમ કહીશું કે એ અવિભાજ્ય એવો અંશ છે. પુશ્કિન આપણે માટે સદાયે એક જીવંત વ્યકિત છે.

એની કવિતા એ એક નિરાળો, બેશક ભવ્ય એવો પર્વત નથી, પણ એ એક પર્વતમાળા છે, એને ઘણાં શિખરો છે અને અનેકાનેક સપાટ શિખરપ્રદેશો છે.

આપણો પુશ્કિન એક જીવંત સક્રિય શક્તિ છે, આપણા સોવિયેત સાહિત્ય અને કળામાં, આપણી બહુવિધ સામાજિક સંસ્કૃતિમાં એક પ્રચંડ તત્ત્વ છે. એની કવિતા સારીયે સોવિયેટ પ્રજાનો માનીતો વારસો છે.

*

**મારી નોંધ**

પુશ્કિનના કવિતાસર્જનમાં ઊર્મિકાવ્યો, વર્ણનાત્મક કાવ્યો તેમ જ પદ્યનાટકો આવેલાં છે.

એમાંથી આ ત્રણ કાવ્યોનો અનુવાદ એનાં કાવ્યોના અંગ્રેજી અનુવાદ ઉપરથી કરેલો છે. ઉપર ડડિંગટને કહ્યા મુજબ એની અનુપમ સુંદરતા અને કઠોર સરલતાને બીજી ભાષામાં લઈ જવી અશક્ય છે, પણ આપણે તો, બધા કરે છે તેમ, અનુવાદપ્રવૃત્તિ કરતા રહ્યા જ છીએ.

અંગ્રેજી લયને અનુસરીને મેં આ કાવ્યોનો અનુવાદ રસળતા લાવણી - કટાવ જેવા છંદમાં કર્યો છે, એમાંનું તાલસ્થાન જરા વધુ એકાગ્રતા કરતાં હાથ આવી ગયા પછી આ અનુવાદ આસ્વાદ્ય બનશે. પણ અનુવાદમાં શબ્દોને કાવ્યોચિત સ્વરૂપ આપવા જતાં ઘણા

ઘણા વિકલ્પોને આધારે ગતિ કરવી પડી છે. એક સાદીસીધી માનેલી વસ્તુએ સારી એવી વિસ્તૃત પ્રવૃત્તિ કરાવી છે, એકાગ્ર અને સમર્પણ માગતી.

અને આ માત્રામેળ છંદને બદલે પૃથ્વી જેવા છંદમા પ્રથમ કાવ્યનો અનુવાદ ગોઠવ્યો ત્યારે તો એક પ્રખર અનુભૂતિ થઈ. છંદના એ સ્વરૂપે જ થોડીક વારમાં જ એક નવીન, સઘન, સુંદર, અનન્ય અર્થછટા પ્રગટાવી આપી. એ અનુવાદ આ ત્રણ કૃતિઓ પછી મૂક્યો છે.

૧૯-૫-૮૮

મેં પ્રેમ કર્યો તુજને, ને પ્રેમ એહ, ઇનકાર કરે મરવાને
હજીય રે એ - કો જાણે !- મુજ છાતીમાં હશે પ્રજળતો આછો
કૃપા કરી, ના થતો વ્યથિત તું - મને માન, જો મારું ચાલ્યું હત,
મેં તુજને તકલીફ હોત નવ દીધ, નહિ વા વ્યથા એહની.

મૂંગાં મૂંગાં પ્રેમ કીધ મેં તુજને, બિન આશા, સાચ્ચે સાચ્ચે રે,
એ લજ્જાળુ પણ કો નાજુક ભાવે દીપ્તિ ભરેલો;
ઃની મારી એ ઉગ્ર જ પ્રીત, ભરી ઈર્ષાથી અનિયંત્રિત રે....
પ્રભુ કરે કો અન્ય તને બસ આવો પ્રણય કરે હા !
૧૮૨૯

મુજ નામ તણો તુજને શું અર્થ ખરે કૈં... એ મરી જશે
જેમ તે દૂર દૂરનાં મોજાંકરી ઉદાસ મર્મર મરી જતી વા,
ગ્રીષ્મ વિષે, એ વનનો નિઃશ્વાસ
અરણ્યકેરો રાત્રિમાં ગુપચુપ સરક્યો બાહર.

એ આવ્યું મળી ઝાંખા પાના પર આલ્બમ કેરા,
ઃખાશે એ ઝાંખું ઝાંખું અને સંશયપાદક,
ઃબર ઉપર આલેખ્યા શબ્દો જેવું, ઘણા સમયથી
ત્યુંગત મૃત ને અદૃશ્ય બનિયા યુગના કો અવશેપસમું હા.

! છે મારા નામ વિષે !.... વિસ્મૃત ઘણા સમયથી,
ભૂસી નખાયું નવીન, કોઈ ઉગ્ર ધબકતી ઊર્મિ દ્વારા,
દજુતાની એ નહિ દેશે તમને રે લેશ જ
દ મંદ ગતિ કરત અને કો મધુરી હા છાયા.

વેના

કિંતુ વ્યથાની કોઈ ઘડીમાં,
કૃપા કરી, બોલો એ, અને સ્મરી લો મુજ છબિને રે.
અને વદો, "એ હજી મને છે સ્મરતો,
હૈયું એકલું એનું મુજને હજી દિયે અભિનંદન."
૧૮૩૦

સમય થયો છે, અહો મિત્ર મુજ, સમય થયો છે ! હૃદય અભીપ્સા કરે શાંતિની:
દિન પર દિન આવંતા, પ્રહરો તણું વહંતું ધસમસ ઝરણું
મમ જીવનના ભાંગી રહ્યું જ કિનારા, અને મળીને તેં ને મેં હા,
હતું વિચાર્યું રહ્યું છે જીવતા, ને પેખો, છતાં મૃત્યુ અમ થાતું.
હર્ષ સદા યદ્યપિ વેગે છે વહતો, શાંતિ એકાગ્રસ્થિતિ બેઠી હ્યાં
કૈંક કાળથી મુજ આશ્વાસન એમ રહ્યું છે,
હું ગુલામ હંકાતો રહેતો, યોજિત કરવું કો ઉડ્ડયન ઉદ્દંડિત,
કાર્ય અને કો પુનિત મુદ્દાના દૂર દૂરના કોઈ સુરક્ષા - સ્થળમાં.
૧૮૩૪

[પ્રથમ કૃતિનો સહેજ વિસ્તૃત પૃથ્વી છંદમાં અનુવાદ. બંને અનુવાદ સાથે લઈને વાંચી શકાય.]

કર્યો પ્રણય મેં તને, પ્રણય એ અને, નિજ મૃત્યુ ઈન્કારતો
હજી પણ હશે - કશી ખબર - આછું જલતો ઉરે.
ન થા વ્યથિત, પ્રાર્થું, માન મુજ, ધાર્યું મુજ જો બને,
તને ન તકલીફ મેં કરી હતી, વ્યથા રે ય ના.
કર્યો પ્રણય મેં સુમૂક, વિણ આશ, સાચ્ચા દિલે,
સલજ્જ પણ તીવ્ર કોઈ ઋજુતાની દીપ્તિભર્યો;
હતો જ મુજ એ પ્રકાંડ ઈર્ષાળુ અનિયંત્રિત...
કરે પ્રભુ, તને ચહે અવર કોઈ એવું ખરે !
૧૮૨૯

# અદેખા થવાનો એક પ્રયાસ ☐ Marina Tsvetayeva
☐ હરીન્દ્ર દવે

એ બીજી સાથેની તારી જિંદગી કેવી છે,
વધુ સરળ, ખરું ને? એકાદ હલેસું,
પછી લાંબી કિનારે કિનારે થતી સફર, અને તરત
મારી યાદ પણ

થઈ જશે એક તરતો ટાપુ
(આકાશમાં, નહીં કે જળમાં):
જરા હિંમતથી, તમે રહેશો
ભાંડરડા જેવા, પ્રેમીઓ કદી નહીં.

સાવ સાધારણ સ્રી સાથેની તારી જિંદગી
કેવી છે? દૈવત વિનાની?
હવે જ્યારે તારી સામ્રાજ્ઞી પદભ્રષ્ટ
છે (અને તું સત્તા પરથી ઊતરી ગયો છે)

ત્યારે તારી જિંદગી કેવી છે? તું હજી કટકટ કરે છે?
હેબતાઈ જાય છે? તું કઈ રીતે ઊઠે છે?
અમર્ત્ય અશ્લિલતાનો બોજ:
એને પહોંચી વળે છે, તું બિચારો?

"તમાશાઓ અને ઉન્માદ, બસ હવે
બહુ થયું! હું મારું પોતાનું ઘર કરી લઈશ."
જેને મેં મારા માટે પસંદ કર્યો હતો એવો તું
હવે બીજી સાથે કઈ રીતે જીવે છે?

તારું ભોજન હવે તને વધુ ભાવતું,
વધુ સ્વાદિષ્ટ છે? ન ગમે તો નિસાસો ન મૂકતો.
તું એક વાર હિમગિરિ પર પગલાં પાડતો હતો,
હવે પ્રતિબિમ્બ સાથેની તારી જિંદગી કેવી છે?

આ દુનિયાથી તદ્દન અજાણી સાથેની
તારી જિંદગી કેવી છે ! (સાચ્ચું કહે,) તું એને
ચાહી શકે છે ? કે પછી ઇન્દ્રનો વાસનાખંડ
તારા લલાટે દેખાતો હોય એવી લજ્જા અનુભવે છે ?

તારી જિંદગી કેવી છે ? તું
નિરામય છે ? તું હવે કઈ રીતે ગાય છે ?
કદી મૃત્યુ ન પામતા અંતરાત્માની પીડા
સાથે કઈ રીતે કામ પાડે છે, તું બિચારો ?

ઊંચા દામથી ખરીદેલી બજારુ ચીજ વડે
તારી જિંદગી કેવી જાય છે ?
કારારાના+ આરસ સાથે રહ્યા પછી
હવે પ્લાસ્ટરની ધૂળ સાથે

તારી જિંદગી કેમ વીતે છે ? (પથ્થરમાંથી કંડારાયો
હતો ઈશ્વર, હવે એના ભાંગીને ભુક્કા કરાયા છે)
લિલિથ* સાથે રહ્યા પછી હવે
હજારો સ્ત્રીઓમાંની એક સાથે તું કઈ રીતે જીવે છે ?

નવીનતાથી ઊભરાયેલો છે તું ?
હવે તું જાદુ આગળ ઠંડોગાર થઈ ગયો છે,
[illegible]ઠ્ઠી ઇન્દ્રિય વિનાની દુન્યવી
[illegible]ી સાથે તું કઈ રીતે જીવે છે ?

ખરું કહે : તું સુખી છે ?
નહીં ? છીછરા ખાડામાં ? તારી
જિંદગી કેવી છે, મારા વહાલા ? મારી
બીજા પુરુષ સાથે વીતે છે એટલી જ એ કઠણ છે ?

---

+ કારારા - ઇટલીના વિખ્યાત આરસ માટેનું જાણીતું ગામ
* આદમ સાથે રહેલી સૌ પ્રથમ સ્ત્રીનું વિશેષ નામ

## લોકો □ Yevtushenko □ ધીરુ પરીખ

કોઇ લોક અરસિક નથી.
એમનું નસીબ તો ગ્રહોની તવારીખ જેવું છે.

એમનામાં વિશિષ્ટ ન હોય તેવું કંઇ પણ નથી,
અને એક ગ્રહ તો બીજા ગ્રહથી ભિન્ન છે.

વળી માણસ જો સંદિગ્ધતામાં જીવ્યો હોય
સંદિગ્ધતામાં મૈત્રી બાંધી હોય તો
સંદિગ્ધતા પણ કંઇ અરસિક નથી.

પ્રત્યેકને એનું અંગત વિશ્વ છે,
અને એ વિશ્વમાં છે એક સુખદ પળ.

વળી એ વિશ્વમાં છે એક દુ:ખદ પળ.
આ બધી અંગત છે.

કોઇ પણ મરનાર વ્યકિત સાથે લય પામે છે
એનો પ્રથમ હિમ અને ચૂમી અને સંઘર્ષ.
એ તો એની સાથ ચાલ્યું જાય છે.

પોતાની પાછળ એઓ મૂકી જાય છે પુસ્તકો અને પુલો
અને ચીતરેલું કૅનવાસ અને યંત્રો.

આ બધાંના નસીબમાં તો ટકી રહેવાનું છે.
પરંતુ જે કંઇ ચાલ્યું ગયું છે તે કંઇ જ નહોતું એમ નહિ :
રમતના નિયમ પ્રમાણે તો કંઇક ચાલ્યું ગયું છે.

લોકો નથી મરતાં પણ એમનામાં નાશ પામે છે વિશ્વો.
એમને તો આપણે દોષિત તરીકે, માટીના માનવી તરીકે
ઓળખ્યાં હતાં.

એમના વિષે તાત્ત્વિક રીતે આપણે શું જાણતા હતા ?
કોઇનો ભાઇ ? કોઇનો મિત્ર ?

કવિતા

કોઈનું પ્રેમીજન ?

આપણા પૂર્વજોને પ્રત્યેક બાબતમાં ઓળખનારા આપણે
એમના વિષે કશું જ જાણતા નથી.
એઓ નાશ પામે છે. એમને પાછા આણી શકાતા નથી.
ગૂઢ વિશ્વો તો પુનર્નિર્મિત થઈ શકતાં નથી.

અને પ્રત્યેક પળે હું વારંવાર
વિનાશ સામે મારો વિલાપ ગાયા કરું છું.

## હૅમ્લેટ □ Boris Posternak □ દિનેશ દલાલ

ખળભળાટ શમી ગયો છે.
હું રંગમંચ પર ઊભો છું દરવાજાની બારસાખને અઢેલીને
અને મારી શેષ જિંદગી કેવા કેવા રંગ દેખાડશે એની
દૂર દૂરથી ઊઠતા પડઘાઓના અણસારથી ઊઠતી
ઝાંખી ઝાંખી રેખાઓ ઓળખવા મથી રહ્યો છું.

હજારોની સંખ્યામાં મારા ઉપર મંડાયેલી
નાજુક દૂરબીનોની દૃષ્ટિમાંથી કાળીમસ રાત ધોધમાર વરસે છે.
પણ અબ્બા, હે પિતા જો તારી એવી જ ઇચ્છા હોય
તો દયા ન કર, ને હઠાવી લે આ નકશીદાર પ્યાલી.

તારી અફર યોજનાએ ધારણ કર્યો છે મારો પ્રેમ,
તેં આપેલો પાઠ ભજવવા હું રાજી છું;
પણ હમણાં તો ભળતા જ ખેલનું દૃશ્ય ચાલી રહ્યું છે :
મને તારા માર્ગની અકળ ગતિમાંથી એક વાર ઉગારી લે.

અને છતાં અંકોનો ક્રમ ગોઠવાઈ ચૂકયો છે,
નજર સામે જ છે મુકરર કરેલી મંઝિલ.
હું સાવ એકલો ! હવે તો જમાનો છે કર્મકાંડી ધર્મગુરુઓનો.
જીવવું એટલે મેદાનમાં ટહેલવું એમ નહિ.

## ઘસાઇ ગયેલા સિક્કાની જેમ □ Alexander Timosesky

□ ભોળાભાઇ પટેલ

ઘસાઇ ગયેલા સિક્કાની જેમ દડી પડયો શબ્દ.
હું તેને નવેસરથી ઊંચકવા ચાહું છું !
દુનિયાને તેની ઊજળી ધાતુની ચમક બતાવવા
એક જિંદગી તો ઓછી પડે !
સત્ય જેવો અનાવૃત હતો શબ્દ જન્મ્યો ત્યારે
પ્રભાતે આભમાં ઊડતાં પારેવાં જેમ કંપ્યો હતો,
કેટલાક તેની પાછળ પડયા
ભૂખની પરવા કર્યા વિના, મોતની પરવા કર્યા વિના.
હૈયાના ધબકારમાં તે ઝલાયો, શ્વાસમાં પડઘાયો
અને આવી પડયો હત્યારાના હાથમાં
બધા સાક્ષી-પુરાવા સાથે શબ્દ પકડાયો.
ત્યાં ચોર પિત્તળની ખોળી પહેરતો હતો.
તેણે ચોરી કરતી ચીલઝડપ ઢાંકી દીધી
અને પોતાને લોહી અને ગંદકીથી ઢાંકી દીધો
પછી ચોરે દુનિયા પર ઠગાઈનો આરોપ મૂકયો
અને પોતાની ઠગાઇનો ન્યાય્ય ઠેરવવા
કેટલાક સરખા શબ્દો ઉપજાવી કાઢયા.
દંભીઓએ આ વિચાર ઝડપી લીધો
અને તેમની લાખો પ્રતો પ્રગટ કરી
સમૃદ્ધ દ્રવ્યોમાં શબ્દને ભર્યો
અને સસ્તા બ્રોડકાસ્ટો પર (જ્યાંથી તે સંભળાયો)
ચીકણાં ભાષણોમાં
રોજના વપરાશમાં
રજાઓના વિશિષ્ટ કાર્યક્રમમાં
રજૂ કરવામાં આવ્યો.

શબ્દ ફૂલીફૂલીને મોટો દુંદાળો બની ગયો,
લોકો કંટાળી ગયા... અને તે ચત્તોપાટ પડયો.
ઘસાઇ ગયેલા સિક્કાની જેમ દડી પડયો શબ્દ
આપણા વિના હવે નવેસરથી તેને કોણ ઊંચકી શકશે ?

## નેરુદા માટે □ MARGARITA ALIGER
□ દિનેશ દલાલ

કદાવર, વજનદાર, સાથે એક નાની લશ્કરી ટોપી
એના મોટા માથા પર, પહેરેલો
એક સરસ સીવેલો સૂટ, (સરસ બનાવેલો, ઓછામાં ઓછું
એના માલિકને તો હલકો ફુલ લાગે)
હા : તે છે કદાવર, વજનદાર, જોરાવર,
એક સ્વસ્થ માનવી અને ભરોસાપાત્ર,
જે કોઇ પણ જગાએ રહીને જીવી જાણે છે
એના શરીરના એકે એક કોષમાં, એકે એક ક્ષણ,
એ વિચારે છે, વર્તે છે, ચાલે છે અને શ્વસે છે જાણે
એક ખલાસી અથવા કે એક ખાણિયા અથવા કે એક કઠિયારા જેમ
અથવા કદાચ એક ધનિક જેમ.
એનું સરખાપણું બહુ મળતું આવે છે
એક પથ્થર સાથે, જે એના વતનના કિનારાનો હોય, એક પથ્થર
જે કોરડીલ્લેરાથી ગબડતો ગબડતો આવ્યો હોય
દરિયા અને રેતીની એક રેખા પર;
એક પથ્થર, જે સમય અને પવન અને
મહાસમુદ્રના મોજાઓએ આપ્યો હોય
એક જટિલ આકાર જે અસંભવિત હોય
હૃદયમાં અને છતાં પણ સંપૂર્ણપણે એક માનવી.

## છેવટે આવશે મારી પ્રિયા ! □ Yvetusenko
### □ હનીફ સાહિલ

છેવટે આવશે તો ખરી જ મારી પ્રિયા !
અને મને બાહુપાશમાં જકડી લેશે.
તે મારામાં થયેલા સૂક્ષ્મ ફેરફારોને જોશે
મારી બધી જ શંકાકુશંકાઓને પરમાણશે
કળાભમ્મર વરસાદ અને કાળી ઉદાસીમાં
મોટરનો દરવાજો બંધ કરવાનું વીસરી જઈને
તે જીર્ણ ઘસાયેલાં પગથિયાં પર દોડીને આવશે
હર્ષ અને ઝંખનાથી સભર નિર્ઝરતી
બારણે ટકોરા દીધા વિના દોડી આવશે
અને પોતાના હાથમાં ભરી લેશે મારો ચહેરો !
અને ખુરશીમાંથી સરી જશે
હળવેથી તેનો ફરનો કોટ

## બે □ Margarita Aliger □ અદ્રેશ નાગર

ફરી એક વાર તેમણે ટ્રામમાં ઝઘડો કર્યો,
અજાણ્યાઓ પ્રત્યે નિર્લજ્જ બેપરવાહીથી,
મને તેમની કેટલી બધી ઈર્ષ્યા આવે છે એ વાત હું છુપાવી શકતી નથી.
હું તેમના વર્તન પરથી નજર ફેરવી લઇ શકતી નથી.

તેમને પોતાના સદ્ભાગ્યની ખબર પણ નથી,
અને ન જાણવું એ તેમના નસીબનો એક ભાગ છે.
'વિચાર તો કરો. તેઓ સાથે છે. જીવતાં.
અને વાતનો નિવેડો આણવાનો ને સુમેળ કરી લેવાનો તેમને
સમય છે.

## ઉઘાડા દ્વારનું ગીત □ **Bulat Okudjava**

□ મંગળ રાઠોડ

જ્યારે હિમવર્ષાનું તોફાન
ઘૂરકતું હોય રાની પશુની જેમ રાતે
એક ધારો હોય તેનો ભયંકર કુધ્ધ અવાજ
તોય કદી પણ દ્વાર તમારાં,
ભીડશો નહિ સખત—
રહેવા દેજો, ઉઘાડાં અફાટ,
દૂર સફરે કયાંક તમારે જવાનું જ હોય,
જ્યાં મુશ્કેલીઓ તમને શોધી કાઢવાની જ છે
નક્કી કરીને જજો એ દિવસે કે,
તમારી પીઠ પાછળ દરવાજો ઉઘાડો જ હશે.
શાંત રાત્રિએ તમારું ગમન,
હોય નહિ પાછા ફરવાનો વિચાર;
એટલું નિશ્ચિતરૂપે મૂકીને જજો કે,
તમારા આત્માનો પ્રકાશ પ્રજવળતો હોય
પાઇનવૃક્ષોના લાકડાના ટુકડાઓમાં.
દરેક દીવાલોમાં હોવી જોઇએ ઉષ્મા,
અને જરૂરી સુખસગવડ.
બંધ દરવાજો એ કંઇ સારી વાત નથી
અને તાળાં ઘડવાં તો જરાય યોગ્ય નથી.

## ભાગીદાર □ Yevtushenko □ હનીફ સાહિલ

ના મને કશુંયે અડધું ના જોઇએ
ના મને કશાયનું પણ અડધું ના જોઇએ
મને આપો સમગ્ર આકાશ,
દૂર સુદૂર સુધી પથરાયેલી ધરા !
સમુદ્રો અને હિમાચ્છાદિત પર્વતો
એ સઘળુંય મારું છે !
એથી અલ્પ મને કંઈ ના જોઇએ !
ના, ના જીવન ! તું મને
ત્રુટક ત્રુટક કટકાઓથી નહીં સંતોષી શકે
મળે તો બધું યે નહિતર કશુંય નહીં !
એ હું સહી લઇશ.
મને અડધું સુખ ના જોઇએ
કે અડધું દુ:ખ પણ ના જોઇએ
તારી આંગળીઓમાં ખરતા તારા જેવી લાચાર
મુદ્રિકા ઝળાહળ થાય છે
જેના પર તારા સુકોમળ ગાલ ટેકવાયેલા હોય
તેવા ઓસીકાનો હું ભાગીદાર બનીશ !

## તને ચાહી છે મેં □ Pushkin □ પ્રજારામ રાવળ

તને ચાહી છે મેં : હજી પણ કહું એ જ તુજને.
તિખારા ધીખે છે, હજી પણ જૂના એ પ્રણયના.
ન હો કિન્તુ એથી જરી વધુ અ-શાતા તુજ ઉરે :
ન ઇચ્છું હું તુંને પુનરપિ વિષાદોથી ભરવા.
તને મૂંગા મૂંગા ચહી હતી અપેક્ષા વગર મેં,
સહેતાં ઇર્ષ્યાળુ-અ-ધીટ પ્રણયી-પીડ વસમી.
તને ચાહી એવી, મૃદુ મૃદુલ કે અંતરાતરે,
મળો એવી પ્રીતિ અવરથી તને; પ્રાર્થું પ્રભુને

## નવલકથાએ મારો જાન બચાવ્યો □ Maxim Gorky
□ મેઘનાદ હ. ભટ્ટ

હું મરતાં મરતાં બચ્યો છું. યમદૂત મારી પાસે આવ્યા.
એ જ ત્રણ યમદૂતો જે હંમેશાં આવતા હોય છે – એમણે
પૂછ્યું : "કેમ તૈયાર છે ?"
મેં કહ્યું : "ના. મારી નવલકથા હજી પૂરી થઇ નથી."
એમણે કહ્યું : "કાંઇ હરકત નહીં. અમને જરાય ઉતાવળ નથી.
નવલકથા અમારું બગાડી નહીં શકે. અમે વાંચતા જ નથી."
"તો તો તમે અભણ હશો ?"
"ના. અમે શિક્ષિત વ્યક્તિઓ છીએ. અમે આલોચનાઓ
લખીએ છીએ. અને વાંચવાનો તો અમને સમય જ
મળતો નથી. અને આમ જુઓ તો જ્યાં અમે
જાતે જ લખતા હોઇએ ત્યાં અન્યનું વાંચવાનો
ફાયદો ય શું ?"
તેઓ થોડી વાર થોભ્યા, પછી ચાલી ગયા. એમાંથી
એક મારી દવાની બાટલી ઉઠાવીને લઇ ગયો. બીજો
મારું એક ચમ્પલ લઇ ગયો, ત્યાર બાદ મારી
હાલત સુધરવા માંડી અને હું સ્વસ્થ થઇ ગયો.

## દ્રાક્ષ □ Alexander Puskin □ સુરેશ દલાલ

જે ગુલાબો પસાર થતી ચંચળ વસંતની સાથે કરમાઇ ગયાં છે એને માટે મને કશો વસવસો નહીં રહે. વેલા પરની દ્રાક્ષોને પણ હું ચાહું છું, જેના ગુચ્છેગુચ્છા પર્વતની તળેટીમાં પરિપક્વ થાય છે—મારી ફળદ્રુપ ખીણનું સૌંદર્ય, સોનેરી પાનખરની રમણીયતા, એનો વિસ્તાર અને એની પારદર્શકતા, જુવાન કન્યાની આંગળીઓ જેવાં.

## રશિયન ભૂમિ □ Anna Akhmatova
### □ જયા મહેતા

સમગ્ર દુનિયામાં અમારી જેવા લોકો નથી,
આંસુવિહીન, ગર્વીલા, સાદા.

૧૯૨૨

જંતરમંતર માટે માદળિયામાં અમે તેને પહેરતા નથી,
એના દુઃખ વિશેની કવિતામાં અમે રડતા નથી,
ઈડનની અતિરમણીય ખીણો સાથે એને સરખાવતા નથી,
અમારી કડવી નિદ્રાથી એને ખલેલ પહોંચતી નથી.
અમારા હૃદયમાં, અજાણપણેય કદીયે મૂળ ઘાલતો નથી
એને વેચવાનો નિર્લજ્જ વિચાર.
અમે જ્યારે કંગાળ, માંદા, હતાશ, ચૂપ હોઇએ ત્યારે,
અમારી આંખ સામે એની પ્રતિમાઓ ચકરાવા લેતી નથી,
એ અમારા બુટ પર કાદવ છે, એ ઇંટપથ્થરની કરચો છે,
એ અમારા દાંત પર રેતી છે, એ કીચડ છે,
એ શુદ્ધ, પવિત્ર ધૂળ છે જેને અમે તોડીએફોડીએ છીએ,
જેનો અમે ભાંગીને ભુક્કો કરીએ છીએ, જેની અમે સેળભેળ કરીએ
છીએ,
જેને અમે કચડીએ છીએ.
પણ એ અમારી છે, આ ભૂમિ, એ અમારી પોતાની છે, અને
એ અમને આવકારશે અને ભેટશે અને માટીમાં ફેરવી નાખશે.

## મિત્રતા □ Vasili Zhukovsky □ નૂતન જાની

એ ટોચ પરથી ફેંકાઇ ગયું છે જ્યાં એ ઊગ્યું હતું
ઓકવૃક્ષ ઢળી પડયું ધૂળમાં વીજળીના દેવતાના પ્રહારથી;
એનું ઈર્ષ્યાનું પહેરણ પણ એને ચપોચપ ચોંટીને પડયું હતું...
ઓ મિત્રતા, તું આ છે!

## ભારતીય ઉનાળો* □ Olga Bergholtz □ ઉષા પટેલ

પોતાની મેળે, વિલક્ષણ ઉજાસવાળી ઋતુ અહીં ઊતરી આવી છે
ધુમ્મસ છાયેલા સૂર્યથી, અતિશય સુંવાળી હૂંફથી
લોકો કહે છે એને

ભારતીય ઉનાળો

અને એ વસંતની હરીફાઇ કરે છે પોતાની મોહિનીથી.

ઊડતા કરોળિયાનું જાળું કાયમ બાઝેલું જ રહે છે
ધીમેથી, ચિંતાગ્રસ્ત ચહેરો...
પેલા ગાતા પંખીનો અવાજ કેટલો ભર્યોભર્યો હતો !
ફૂલોની પથારી કેટલી ઝળહળતી, ઓચ્છવી અને ઉત્કટ છે !
ધોધમાર ગરજતો વરસાદ હજી ઘણે દૂર છે,
કાળી, એકાંત ખેતરોએ એ બધાંને નમતું જોખ્યું હતું...
અવારનવાર નજર સામે છે વિસ્મયના તણખાઓ.
કયારેક જ, પણ કાળી ઈર્ષ્યા પડવાલાયક છે.

હે ઉદાર, શાણપણભર્યા ભારતીય ઉનાળા,
હું તને હૃદયથી આવકારું છું, પણ : તું સાંભળે છે,
મારો ખોવાયેલો પ્રેમ, તું કયાં છે ? તું કયાં છે ? આવ, જવાબ આપ !
પણ જંગલો ચુપચાપ થઇ ગયાં, તારાઓ વધુ કઠોર અને નઠોર...
હવે તું જો- તારા-રજકણની મોસમ પૂરી થઇ.
હું ધારું છું કે આ એ જ સમય છે જ્યારે આપણે છૂટા પડયા.
અને છતાં પણ મેં હજી હમણાં જ પામવાનો પ્રારંભ કર્યો
કે કેવી રીતે ચાહવું અને આનંદવું, માફ કરવું- અને ભૂલી જવું.

---

* રશિયન લોકો ભારતીય ઉનાળાને 'સ્રીઓનો ઉનાળો' કહે છે.

## શ્વસવું □ Alexander Solzhenitsyn

□ અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ

રાતે વરસાદ પડયો હતો. ઉપર આકાશમાં વાદળ ધીરે ધીરે ચાલ્યાં જાય છે. અને હજુ પણ કયાંક કયાંક ફરફર પડી જાય છે. પોતાનું પલ્લવન ગુમાવી રહેલા એક સફરજનવૃક્ષ નીચે હું ઊભો છું- અને હું શ્વસું છું. સફરજનવૃક્ષ અને તેની આજુબાજુનું ઘાસ વર્ષા પછી સુકાવા લાગ્યાં છે;અને હવાને ઉત્તેજિત કરનાર મીઠી અને માદક ગંધને માટે તો કોઇ જ નામ નથી. હું એને ઊંડે સુધી ઉતારું છું, મારાં ફેફસાંમાં ઊંડે ઊંડે; અને મારી આખી
છાતી સુવાસથી ઝણઝણી ઊઠે છે. હું શ્વસું છું અને ફરી વાર શ્વસું છું. મારી આંખો ખોલીને શ્વસું છું અને બંધ કરીને શ્વસું છું-મને ખબર નથી કે કઇ રીત ઉત્તમ છે.

કદાચ આ જ તો સ્વાતંત્ર્ય છે, એકમાત્ર સ્વાતંત્ર્ય છે. જે બીજાં સ્વાતંત્ર્યોમાં સૌથી વધુ કીમતી છે. આ રીતે શ્વસવું, આ જગાએ શ્વસવું-જેલ આપણી પાસેથી એ ઝૂંટવી લે છે. પૃથ્વી પરનું કોઇ ખાદ્ય, કોઇ મદ્ય કે કામિનીનું કોઇ ચુંબન પણ મારે માટે આ હવા-આ માદક, પલ્લવસુવાસિત, વર્ષાધૌત હવા-કરતાં વધુ મધુર નથી. સંગ્રહસ્થાનમાંનાં પિંજરાની પેઠે, પાંચ પાંચ માળનાં મકાનોથી ઘેરાયેલો એક નાનકડો બાગ હોય તોય શું? પાછળ ધુમાડો ઓકતી મોટર-સાઇકલો, ચિત્કારતાં રેડિયોગ્રામ અને બબડતાં લાઉડસ્પીકરને હવે હું સાંભળતો નથી. જ્યાં સુધી હું વર્ષા પછી સફરજનવૃક્ષ નીચે ઊભો રહી શકું છું અને માત્ર શ્વસું છું-જીવવું શક્ય છે.

## □ Setpan Shchipachev □ હર્ષિદા પંડિત

હું મરું તો કેવું ?
ઝડપી વર્ષો ઊડે તોય શું ?
હું રજ બનું તો કેવું ?
હું જાણું કે મારે મરવું જ રહ્યું.
પણ ખેતરની સામે પારથી જો એક યુવતી આવતી હોય,
તો હું મૃત્યુને ખંખેરીને, સૂર્યના તાપમાં રજકણને
હૂંફાવીને વગડાઉ ફૂલોની સુગંધથી
એના પાતળા પગને ચૂમીશ.

## □ Mikhail Dudin □ જશવંતી દવે

મારી બેચેન, અસ્થિર અને કપરી નિયતિમાં
તું હંમેશા મારી સાથે રહી છે.
કેટલીએ રેલગાડીઓએ મને ત્યાં પહોંચાડયો જ્યાં તું પ્રતીક્ષા કરતી,
અને હું દરેક રેલગાડી સાથે પ્રેમમાં પડી ગયો.
પાટાઓ ફંટાતા ગયા અને ઉપર
સિગ્નલના અજવાળાના ધોધમાં પવન જોરથી ફૂંકાયો.
અને આપણી વહાલી પૃથ્વીને હું હંમેશ ચાહું છું
કારણ તું ય એના પર ચાલે છે.
અતિ ગાઢ ધુમાડામાં પણ તું મારી સાથે હતી, સતત
મારું બખ્તર, મારી ભાવી આશા,
અને હું મારા જ પ્રેમમાં પડી ગયો, કદાચ
તું મારા પ્રેમમાં પડી હતી એટલે.

## એક બર્ચ વૃક્ષ □ Sergei Gorodetsky

□ ઉષા પટેલ

એક સુંદર દિવસે હું તારા પ્રેમમાં પડી
ઘટાદાર, રસાળ સબળ ચળકતી ડાળીઓથી
ઉનાળામાં આકાશની આસમાની હૂંફ
વહે છે ધીમેથી, મંદ મસ્તીથી વહે છે.

તારું શરીર મોજાંના ફીણ જેવું શ્વેત છે.
જ્યારે પવન સરોવરને લાડ લડાવે છે ત્યારે
ઘેટાંના ટોળાને લઇ ભટકતો ભરવાડનો છોકરો હસે છે,
એ ખેંચે છે તારા લાંબા કાળ વાળની લટ.

યહૂદીઓના સૂર્યની ચળકતી આંખો ભલે ભટકયા કરે
નીલમ જડેલા મુગટ સાથે એણે તને મુગટધારી કર્યો
એણે વાળ ઓળ્યા, વીંટાળ્યા અને ગૂંથ્યા
તારા આસપાસના આસમાની રંગ સાથે એ બધુંય લીલુંછમ

## □ Afanasy Fet □ હર્ષિદા પંડિત

દેવદાર, બુચ જેવાં વૃક્ષો પાસેથી ધીરજ અને
સહિષ્ણુતા શીખો, દુનિયા ધુમ્મસમાં પુરાયેલી,
રડવું સાવ નકામું, આંસુઓં થીજતાં
ઠંડીથી છાલ સંકોચાતી, તરડાતી અને ફાટતી.

બરફની આંધીનો ઝપાટો પળેપળે વધતો
રડયાંખડયાં પર્ણોને ક્રોધથી ખંખેરતો
દિલ ઠંડીની પકકડમાં, પણ એ તો સાવ મૂંગા ઊભાં
એમની જેમ, મૌન રહીને તારું દર્દ તું સહે

પણ વસંતમાં શ્રદ્ધા રાખ! એની પ્રતિભાનો જાદુ
નવી હૂંફ, નવજીવન, નવો આનંદ, નવી પ્રેરણા લહેરાવશે,
વસંતમાં તારો માંદો આત્મા યશસ્વી દિવસો
અને અદ્દભુત ચમત્કાર માટે નરવો થશે.

## મારાં કાવ્યોને □ Vasili Fyodorov

□ નલિન રાવળ

નરી વેદનાથી
નીરખી રહ્યો છું,
નિરાશાને ઢૂંકવા ન દેતી માતા જાણે છે –
તેનાં વ્હાલસોયાં બાળકો બ્હેરાં અને મૂંગાં છે –
નસીબ જ એવું લઈને આવ્યાં છે,
દોષ કોનો –
ઝંઝાવાતી સમયનો ? ક્ષતિયુક્ત સંસ્કારનો ?
કે જેના પર મારો અધિકાર તે મારા ચિત્તનો ?
મારાં છો તમે મારાં
તમારા એકેએક શબ્દને મેં ગ્રહ્યો છે
પણ
બધા સમજી શકે તેવું તમારે બોલવું જ રહ્યું.
તમારી સામે છે આંખોનો દરિયો
અધીર, કઠોર, નિર્દય આંખો
જે આત્માને ચીરી નાખે
આંખો જે તમને ઉઘાડા બારણા પાસે અટકાવે
અન્ય હૈયાના ઉંબરે જ
પણ
જાણી લો
વિશ્વ છે વિશાળ અને ઉદાર
હિમશિશિર કે હેમંતવર્ષાથી થડકયા વગર
ચાલો
આગળ અને આગળ બેધડક લોકહૈયે ટકોરા મારો –
જો
તમારી કોઈ પરવા ન કરે
તો ફરી પ્રયત્ન કરો.

□ **Alexander Pushkin** □ જશવંતી દવે

મારી સમક્ષ પ્રિય ! જ્યોર્જિયાનાં ગીત ન ગા !
આ મારી પ્રાર્થના છે તને,
કારણ, એના દર્દીલા અવાજથી
ઊભરાય છે યાદ
જીવનના દૂરના ભૂતકાળની અને સાગરતટની;
એ ગીતો ક્રૂરતાપૂર્વક, જાણે વેર વાળતાં હોય
તેમ યાદ અપાવે છે
ચાંદની રાતો
અને એ ચહેરો
જેને ચાહ્યો'તો અને જે ખોઇ બેઠો છું હું.
જ્યારે તું નજીક હોય છે
ત્યારે તને નીરખી રહું છું
ઓહ ! કોઇ જીવલેણ પડછાયાનો મને આભાસ થતો, નથી.
પણ તારા ગીતના પહેલા સૂરથી
એ સજીવન થાય છે અને મને ડસે છે, ડંખે છે !
ના, પ્રાર્થું છું હું પ્રિય !
જ્યોર્જિયાનાં ગીતો ન ગા મારી સમક્ષ,
કારણ, એના દર્દીલા અવાજથી
સળવળે છે સ્મૃતિ
જીવનના દૂર દૂરના ભૂતકાળની અને સાગરતટની.

□ **Afanasy Fet** □ હર્ષિદા પંડિત

શબ્દો કેવા અશક્ત ! હું કહી ન શકું
મારા વિચારો મિત્રને કે વેરીને
મારી છાતીને મોજાંની જેમ ગૂંચવાડામાં નાખી શકે.
હૃદયો વૃથા વ્યથિત કાયમ આંસુ વહાવવાં
શાણો માનવી પણ એનું સન્માનીય માથું
આ પ્રાણઘાતક ગંભીર મતિભ્રમને નમાવે છે

તું, કવિ, માત્ર તું જ મીઠા શબ્દોના અવાજથી
ઊડતી પાંખમાં પકડી શકે, જેથી તે દૂર સુધી સંભળાય
આત્માની ઉદંડતા, ઘાસની સુગંધ બોલાવતી;
જેમ જંગલી કાગડા અનંત આકાશને પામવા માછલીને છોડતા,
જોવાનું ગરૂડ ગર્વથી વાદળોથી પર ઊંચે ઊડતું
અને વિશ્વાસુ પંજાથી વીજળીના અચાનક લીસોટાને ગ્રસતું.

કાર્લ માકર્સના મૃત્યુ વખતે એના પરમ મિત્ર અને ભાષ્યકાર ઍંગેલ્સની અંજલિના સંદર્ભે

## સામ્યવાદી સાહિત્યિક અભિગમ □ મેઘનાદ હ. ભટ્ટ

"માણસ રાજકારણ, વિજ્ઞાન, સાહિત્ય કલા, જેવી, કોઈ પણ સંસ્કારી અને સંસ્કૃત પ્રવૃત્તિમાં લવલીન થાય તે પહેલાં, એક પૂર્વશરતરૂપે એને ખોરાક, કપડાં અને રહેઠાણની ચિંતાથી મુક્ત કરવો જ રહ્યો. આનો અર્થ એટલો જ કે જીવનનિર્વાહના પૂરતાં સાધનો અને રાષ્ટ્ર યા સમાજના આર્થિક ઢાંચા ઉપર જ માણસની કલાત્મક, રાજકીય યા ધાર્મિક સંપત્તિનો પાયો મંડાય."

## રાતના એક વાગ્યા પછી □ Vladimir Mayakovsky
□ ઉશનસ્

એક વાગી ગયો છે, અત્યારે તું ઊંઘમાં હોઈશ,
રાતના એક છેડેથી તે આ છેડે દૂધગંગા
રૂપેરી પ્રવાહે વહી રહી છે,
મને જરાય ઉતાવળ નથી
લાઈટનિંગ કોલ કરીને તને જગાડવા
કે તને આમ પરેશાન કરવા, વગર કારણે જ;
અને-એ સૌ કહે છે તેમ. વાત ઉપર તો પડદો પડી ગયો છે;
પ્રેમની નૌકા રોજિંદા ઘટમાળ સાથે ટકરાઈને
તૂટી પડી છે;
હવે તો તું અને હું કાટમાળના ભંગાળ જેવાં
વેરવિખેર પડી ગયાં છીએ.
તો પછી નાહક શું કામ આમ આપસનાં
વિષાદ, દર્દ અને ઈજાઓને સરભર કરવાને તસ્દી લેવી ?
જો તો કેવો પ્રશમ આ વિશ્વ ઉપર ઠરી રહ્યો છે !
તારકોની અંજલિ ઉધરાવીને રાત્રિ
આકાશને આવૃત્ત કરી રહી છે !
આવી પળે તો કોઈ પણ ઉત્કંઠ તત્પર થઈ જાય
યુગો, ઈતિહાસ અને આ અખિલ સર્ગને
ઉદ્‌બોધવા માટે.*

* આ કૃતિ કવિએ પોતે ગોળી ખાઈને આપઘાત કર્યો તે પછી કવિના ખિસ્સામાંથી મળી આવી હતી જે, કવિએ ત્યારે માંડેલી કોઈ દીર્ઘ કૃતિના ભાગરૂપ છે.

## યાદ □ Vasili Zhukovsky □ ઉષા પટેલ

ઉદાસ પળોમાં યાદ આવે છે સાથીની
જેની હાજરીએ આપણા વિશ્વને જીવંત આશ્ચર્યની ભૂમિ બનાવી હોત,
એવું તો કહેશો જ નહીં : ''અરે ! એ તો મૃત્યુ પામ્યો અને ચાલી ગયો !''
આભાર સાથે એટલું જ : ''એ આપણી વચ્ચે જીવ્યો હતો !''

વાંદરો (એની સાવચેતીની યુક્તિ),<br>
બકરી,<br>
ગધેડો<br>
અને રીંછ<br>
ચારે જણે નક્કી કર્યું રમવું,<br>
લીધા બે વાયોલિન, વાયોલા, સિલો<br>
અને બેઠા છાયાદાર જગ્યાએ<br>
શ્રોતાઓનાં હૃદય જીતવા.<br>
કામઠાં લીધાં હાથમાં, કરવત જેમ ફરે...પણ આ શો ઘોંઘાટ !<br>
"થોભો, થોભો, મિત્રો !" વાનરે કહ્યું. "થોભો એક પળ !"<br>
આપણે નથી બેસવું આમ. ફરીથી શરૂ કરીએ<br>
તારી સાથે રીંછ, વાયોલા સામે બેસ...<br>
અને હું, સારંગી વગાડું બીજા સામે.<br>
અને હવે, મારા મિત્રો, સાંભળશે ખરું સંગીત સરતું<br>
ટેકરીઓ ડોલશે, ને જંગલો ઝૂમશે<br>
ફરી જગ્યા બદલી ફરી પ્રયત્ન કરી જોયો...<br>
છતાં પહેલાં જેવો જ ખરાબ. ત્યારે<br>
ગધેડો ભૂંકયો : 'જુઓ મહાનુભાવો,<br>
આનું રહસ્ય (તમે જલદી જ શોધી શકશો)<br>
બેસવું એક બીજાની પડખે !<br>
સાંભળી ગધેડાનું ઊભા સહુ એક કતારમાં<br>
પણ-છતાં સંગીત ન જ વહ્યું.<br>
ઉશ્કેરાયા વધુ તેઓ ને વિવાદ ચાલુ રહ્યો<br>
વચ્ચે ધાંધલ ધમાલ<br>
કઈ જગા વધુ યોગ્ય ?<br>
આવ્યું બુલબુલ કુતૂહલથી પ્રેરાઈને<br>
તે જ ઘડીએ ચારેયે વિષય મૂકયો વિવાદનો

વિનંતી કરી તેને, "આપો સમય તમારો હોંશિયાર થઈ
જેથી અમારું સંગીત સુંદર બને!
અમારી પાસે છે સંગીતનાં અગત્યનાં સાધનો
ફક્ત એટલું જ કહો ક્યાં બેસવું!"
"સંગીતનું કામ છે સમજણ અને કસબનું
અને કાન તમારા છે તેના કરતાં વધુ સંવેદનશીલ,"
પક્ષીએ જવાબ આપ્યો, "આ એક કુદરતનો ક્રમ છે:
તમે ગમે તેટલી જગ્યા બદલો,
મારા મિત્રો, તમે ક્યારેય સંગીતકાર નહીં બની શકો!"

## પાનખરની સાંજ □ Fyodor Tyutchev
□ હર્ષિદા પંડિત

પાનખરની સાંજ સુંવાળી ને મર્માળી
ઉત્કંઠિત મોહિની જેવી, નજાકતવાળી
વૃક્ષો વિચિત્ર અને ચમકતાં પોષાકમાં સજ્જ
ઘાયલ પર્ણો ઘૂસપૂસ કરતાં,
ઉદાસ અને અનાથ થઈ ભોંય પડતાં
આકાશો પર્દેનશીન અને ઠંડાં, સૂર્યની વિલાયતી વિદાય,
અને તોફાની પવનના અચાનક સપાટા ધસતા
અનિર્ણિત તોફાનોની ઠંડી અને ક્રોધિત ચીમકીઓ...
થાક, નાશ અને એકંદરે શ્રમિત
અને ચેતનનું હાસ્ય વેડફતા, તત્કાળ લુપ્ત થવા સર્જાયેલાં,
જે અભિમાનથી અને દુઃખના ઊંચા વિનય થકી જન્મેલ એવા
સહેનારના ચહેરાને અજવાળતાં.

## સૂર્યોદય પહેલાં ફરી બધું જ પૂર્વવત્ થઇ ગયું...

□ **Mikhail Isakovsky** □ **નૂતન જાની**

સૂર્યોદય પહેલાં ફરી બધું જ પૂર્વવત્ થઇ ગયું -
નથી બારણાના કિચૂડાટ, કે નથી ઘરોમાં ઉજાસ.
ફક્ત ત્યાં, બહાર ખુલ્લામાં
ભટકે છે વાદ્યના સૂર.

એ દરવાજાથી ખુલ્લા મેદાનો સુધી આગળ ધપે છે
અને પાછા ફરે છે, મેદાનોને પાછળ મૂકીને,
એવી વ્યક્તિ જે કદી મળવાની નથી
એવા પડછાયાને શોધવા જાણે કે એ આગળ વધે છે.

બગીચામાં ગીચોગીચ સફરજનો
ફેંકાઇ જાય છે કાતીલ ઠંડી રાતની લહરથી...
જુવાન વાદક મને કહે, તું કોને શોધે છે,
કોને માટે તું આ સૂર તારી આંગળીએથી રેલાવી રહ્યો છે ?

કદાચ એવું પણ હોય,
તું એને શોધે છે એની જાણ વિના...
એ અહીં જ કશે ખૂણામાં ઊભી હોય,
મને કહે, શા માટે આખી રાત તું દૂર સુધી ભટકયા કરે છે,
અને કન્યાઓને સ્હેજ પણ સૂવા દેતો નથી.

□ **Anna Akhmatova** □ **સુરેશ દલાલ**

જીવનમાં એણે ત્રણ વસ્તુઓને સૌથી વિશેષ ચાહી
શ્વેત મોર, દેવળ- સંગીત સમારોહ
અને અમેરિકાના ચીંથરેહાલ નકશાઓ
બાળકો રડે એ એને ગમે નહીં
અને ગમે નહીં ચા સાથે રાસબેરી મુરબ્બો
અથવા બૅરેક હિસ્ટેરિયા
...અને હું, ગમે કે ન ગમે, એની પત્ની હતી.

## એકલતા □ Ivan Bunin □ ભારતી પંડ્યા

પવન અંધકાર અને વરસાદ
ઠંડા તળાવને ખળભળાવી મૂકે છે,
બીજી વસંત સુધી રહેશે બધું ચૈતન્યહીન,
અને બગીચો પણ કેટલો નિ:સ્તેજ દેખાય છે.
અને ઘર પણ પવનના તોફાનમાં સપડાયેલું
અને એકલું છે,
અને સંધ્યાના આછા પ્રકાશમાં હું ચિત્ર પણ
કરી શકતો નથી...

ગઈ કાલે તું અહીં હતી મારી સાથે,
પણ હું હતો નિ:રસ સંગાથી,
પેલા ભયાનક દિવસને અંતે,
જાણે આપણા લગ્નને વર્ષો વીત્યાં ન હોય...
અચ્છા ત્યારે, અલવિદા ! હું જીવીશ
બીજા વસંત સુધી પણ હે પ્રિયે તારા વિનાનો,

ફરી વાર આકાશ એનાં એ જ વાદળોથી આચ્છાદિત છે.
મારા દરવાજાની સામે પડેલી તારી પગલી
વરસાદના ભરાયેલા પાણીથી ધોવાઇ ગઇ.
મારા ઘરની આસપાસ રચાતી ધૂળની આંધીને
સ્તબ્ધ બનીને હું એકલો જોઉં છું એનું મને દુ:ખ છે...
'પાછી આવ !' મારે ચીસ પાડીને કહેવું હતું
'મને તારી જરૂર છે, આપણે પ્રેમીઓ કરતાં
પણ વધારે ગાઢ છીએ !'

પણ સ્ત્રીઓને ભૂતકાળમાં રસ નથી,
એક વાર પ્રેમ પૂરો થઇ ગયો,
પછી તું અપરિચિત બની ગઇ,
હું તાપણું કરીશ, હું પીશ...
ઓહ અચ્છા !
અને મને લાગે છે, મારા માટે હું કૂતરો ખરીદીશ.

# ખલાસી □ Nikolai Yaz.ykov

□ હર્ષિદા પંડિત

રાતદિવસ ખિન્ન સમુદ્ર
આકાશને આંબવા ઊછળે છે
એના વિઘાતક, શેહવાળા વિસ્તારમાં
અનેક વિષાદો દટાયેલા પડયા છે

વીર બનો બંધુઓ ! સબળ
હાથોથી મેં સઢ ચઢાવ્યો છે, પવનને જીતવા,
એને ફરફરવા દો, આગળ ગતિ કરવા
વાવંટોળથી મોટી છોળો માથે ફટકારાય છે

આસમાનમાં વાદળાં વેગથી દોડતાં
પવનમાં ઘસડાતાં, સમુદ્રો રાત્રી જેવાં કાળાં ઝળૂંબતાં
તોફાનને તૂટવા દો- વીરતાથી, દક્ષતાથી
એને આપણે બળથી મક્કમ પકડીશું !

વીર બનો ભાઈઓ ! ગર્જનાને આફત અને મોતની
ધમકીઓને અફાળવા દો,
મોટી છોળો ભલે આપણને ઊંચે ઉછાળતી
અને ગહનતર ઊંડાણોમાં નીચે ફેંકતી

વાવાઝોડાં ન પહોંચી શકે ત્યાં
એક સુખદ શાંત જગ્યા છે,
ત્યાં આસમાન અંધારાતું નથી,
ત્યાં નિરંતર શાંતિ હોય છે.

પણ ત્યાં મોટી છોળો ભયમુકત
આત્માઓને લઈ જાય છે.
વીર ભાઈઓ ! તોફાની પવનનો સામનો કરો,
મજબૂત અને ટટાર રહીને, હું મારો સઢ ચઢાવું છું.

## ઘરની યાદ □ Marina Tsvetayeva
□ સુશી દલાલ

ઘરની યાદ ! એક લાંબા સમય સુધી
યાતનાઓ સહન કરીશ !
મને કોઇ ઓછી ચિંતા નથી કે
કયાં, બિલકુલ એકલી રહીશ.
જીવવા માટે કેવી કેવી ઠોકરો ખાવાની છે
ઘસડાતા જતા બજારમાંથી પાછા ફરતાં થેલો પકડીને લાદી લીધેલો થાક
એક હૉસ્પિટલ અથવા ફૌજી બરાકની જેમ,
એ ઘરને પણ હું નથી જાણતી કે એ મારું છે
ઓછી ચિંતા નથી કે કયા ચહેરાની વચ્ચે
ગિરફ્તાર સિંહની જેમ ગરજવું છે મારે
અથવા કયા માનવીય પરિવેશથી અનિવાર્યપણે
ઊખડી જવાનું છે મારે -
ધકેલી દેવી છે પોતાને પોતાની અંદર, પોતાની ભાવનાઓની વિશિષ્ટતાની
અંદર,
કમચાત્કાના રીંછની જેમ જેના પગ નીચે નથી બરફની ચાદર,
અને કયાં કયાં મારે નિભાવવો છે બીજા લોકોનો સાથ
(આશા વ્યર્થ નથી)
અને કયાં મારે વિનમ્રતા બતાવવાની છે, મારે માટે બધું સરખું છે !
અને નહીં મને બાંધી શકે મારી માતૃભાષાની
દૂધિયા મીઠાશ
મને ચિંતા નથી કે કઇ ભાષાને કારણે
સમજ નહીં પડશે કોઇ મુસાફરને મારો બકવાસ !
(શું ફરક પડે છે જ્યારે વાચક ચાવી જાય છે
લાખો ટન કાગળ, અને ખાલી તમામ ગપસપ...)
તે છે વીસમી સદીનો ઇન્સાન
અને હું છું કોઇ પણ સદીમાં નકામી !

તે ઠૂંઠાની જેમ
જે ઊભું રહી ગયું છે ગલીમાં નિર્જીવ,
બધા માણસો, બધી ચીજો એકસરખી છે,
પણ કદાચ બધાથી વિશેષ –
અને બધાથી વધારે ને વધારે પોતાનો છે-મારો ભૂતકાળ !
બધાં ચિહ્નો, બધી ઓળખાણો અને બધી તારીખોની શ્રેષ્ઠતા
મારાથી દૂર થઇ ગઇ છે માનો કે છૂટી ગઈ છે હાથથી:
મારો આત્મા પુર્નજન્મ લે છે કોઇ બીજી જગાએ.

મારી સુરક્ષા કરવા માટે અસમર્થ રહ્યું છે મારું વતન એટલું
કે અત્યંત તીખી નજરવાળો જાસૂસ જો આવશે
અને ફંફોસ્યા કરશે મારો આત્મા એક હદથી બીજી હદ સુધી
તો પણ મારું કોઇ જન્મજાત ચિહ્ન શોધી નહીં શકે !

દરેક ઘર મારે માટે છે અજાણ્યું, દરેક મંદિર છે વેરાન,
અને હવે કોઇ પણ વાતથી કોઈ ફરક નથી પડતો, બધું જ છે બરાબર
તો પણ જ્યારે હું મારા રસ્તા પર ચાલું છું,
હું પ્રવેશ કરું છું
કોઇ ઝાડીમાં, વિશેષ કરીને કોઇ એક વૃક્ષની અંદર...

□ **Anna Akhmatova**
□ **હસમુખ દવે**

જ્યારે માણસ મરી જાય છે ત્યારે
એની છબી બદલાઇ જાય છે.
એની આંખો જુએ છે કંઇક જુદું
એનો ચહેરો હસે છે જુદાં જ સ્મિતો.
આની પ્રતીતિ થઇ મને
એક કવિના મૃત્યુ પછી
અને ત્યાર બાદ તો અનેક વાર
મારી દૃષ્ટિને મેં માંજી છે આનાથી.

## □ Marina Tsvetayeva □ તરુ કજારિયા

આ નજાકત કયાંથી આવી છે ?
મેં હળવેથી પંપાળ્યા હોય
એવાં આ કંઇ પ્રથમ ઝૂલ્ફાં નથી.
અને મેં ચૂમ્યા હતા
એ હોઠ તો આથી પણ વધુ ઘેરા હતા
સિતારાઓ શી નિખરતી ને ફરી ઢળી જતી
આ મુલાયમતા કયાંથી આવી છે ?
કંઇ કેટલીય નજરો ઊઠી અને ઢળી છે
અમારા નેત્રોની સમક્ષ
અને છતાં
રાત્રિના નિબિડ અંધકારમાં
આવું કોઇ ગીત
પહેલાં કદી સાંભળ્યું નથી
(કયાંથી આવી છે આ મૃદુતા ?)
અહીં, આ ગાનારની પાંસળીઓ પર
કયાંથી આવી છે આ ઋજુતા ?
ને હું એનું શું કરીશ ?
જરા અમથી આવી
મધુર સ્વર રેલીને ચાલી જતી તરુણી
તારા જેવાં ચિરસ્થાયી આંદોલનો કોઇનાંય નથી !

## કવિતાને □ Anna Akhmatova □ સુરેશ દલાલ

તેં અમને દોર્યા પંથવિહીનતામાંથી
અંધકારમાં ખરતા તારાની જેમ
તું કડવાશ અને જુઠ્ઠાણું
અને તું આસાયેશ કયારેય નહીં

કીર્તિ તરતી રહી હંસની જેમ
સોનેરી ધુમ્મસમાં
અને તું, પ્રિયતમા
હંમેશાં મારી હતાશા.

* *

## છેલ્લો પ્રેમ □ Fyodor Tyutchev
□ હર્ષિદા પંડિત

આપણે કેવી અંધશ્રદ્ધાથી ચાહીએ છીએ,
આપણા દિવસો કેવી નાજુકાઈથી ઢળતા જાય છે.....
ચકચકિત, ઝળહળ તેજકિરણો ઝળકે,
પ્રેમના પ્રકાશને છેલ્લા પ્રેમને અલવિદા !

સાંજે અંતરિક્ષો ઝળહળે છે.
હવે અર્ધું આકાશ, રાત્રિના ઝભ્ભામાં આવૃત્ત
માત્ર પશ્ચિમમાં એક ચંચળ ઝબકારો
હજુય સાંજના અજવાળાને પકડી રાખતો....
આહ... લંબા હજુ રઝળ મોહક સાંજ

રગોમાં લોહી ઓછું વહે તો શું ?
નાજુકતામાં હૃદય કાંઈ ઓછું સમૃદ્ધ નથી...
આહ... મારા છેલ્લા પ્રેમ ! તું સુખદુ:ખ બંને છે
અને આનંદ... અને હતાશા પણ.

□ Marina Tsvetayeva
□ તરુ કજારિયા

ચિંતાથી બેવડ વળી ગયેલો ઈશ્વર
થોભ્યો જરીક સ્મિત વેરવા

અને જુઓ તો ખરા
ત્યાં કેટલા બધા ફરિશ્તાઓ હતા,
તેણે જ આપેલા તેજસ્વી દેહધારી.
કોઈ વિરાટ પાંખોવાળા
તો કોઈ પંખવિહોણાં

એટલે જ હું આટલું બધું રડું છું
કેમકે ઈશ્વર કરતાંય વધું
હું એના ફરિશ્તાઓને ચાહું છું

## વૃદ્ધાવસ્થા □ Alexei Zhemchuzhnikov
### □ ભારતી પંડ્યા

હું કેટલું જીવીશ! કોઈ કહેતું નથી
મારા હૃદયમાં જીવનની પ્રખર જ્યોત
હજી પ્રજ્વલિત રહી છે;
જોકે આ નાજૂક મર્ત્ય કાયામાં
શક્તિ હવે ઓછી છે,
મારું જાગેલું ચૈતન્ય તો હજી પણ
ધબકે છે ને ઝંખે છે.

મૃત્યુ પૂર્વેનાં વર્ષો કેટલાં કરુણ
છતાં કેટલાં મધુર!
આ રોજનું અસ્તિત્વ, કેટલું રોજિંદું
આ કુદરત, ધરતી પરનાં સુંદર દૃશ્યો
મારા હૃદયની કેટલાં લગોલગ છે
છતાં કેટલાં અપરિચિત, જાણે
એ હવે મારાં રહ્યાં નથી

મારા આત્મા પર શરીરનું વર્ચસ્વ
હવે રહ્યું નથી.
જ્યારે આ સુંદર જગતમાંથી વિદાયની
પ્રતીક્ષા કરતું ઊભું છે ત્યારે
જ્યારે આ પ્રિય ધરતી સાથે તેના તાણાવાણા
તોડી રહ્યું છે ત્યારે
મારો આત્મા દરેક નવા દિવસે ઊંચે અને ઊંચે
જઈ રહ્યો છે.

વ્યાધિની વેદના અને દુ:ખમાંથી મુક્તિ પામેલ
મારું હૃદય સતત શાંતિ અને શાંત આનંદની
અનુભૂતિ કરે છે.
હું પૂરબહાર ખીલેલા ખેતરોમાંથી પસાર થઈ રહ્યો છું,
ફૂલ અને ઘાસને ચૂંટ્યા વગર.

## □ Sergei Orlov □ જયા મહેતા

સ્ત્રી હસી-આવું મોહક હાસ્ય
મેં આ પહેલાં કે પછી કયારેય સાંભળ્યું નથી.
તેનો અવાજ પ્રકાશ અને છાયાની રમતમાં
રણકતો રહ્યો.

પવને તેના સ્કર્ટ સાથે તોફાન મચાવ્યું
તે પોતાના હાથથી તેને જાળવવા મથી
અને એવા તો ધ્રૂજાવી દેતા આનંદથી તે હસી
કે કોઇ પણ મનુષ્ય એની સામે ટક્કર ન ઝીલી શકે.

અને સહજ આનંદના આવેશથી
આસપાસનું બધું જ બદલાઇ ગયું
દુનિયા સંઘર્ષયુકત, પાગલ,
યુવાન અને નવી અને તેજસ્વી પ્રગટ થતી જતી.

અને આ બધું ખાસ કોઇ કારણે નહીં,
કોઇ જાદુઇ સ્પર્શથી નહીં -
સ્ત્રી હસતી, એવું હસતી
શબ્દ વહી ન શકે કહી ન શકે
એ બધું વ્યકત થતું.

## □ Stepan Shchipachev
## □ હર્ષિદા પંડિત

વર્ષો વીતે તેમ શાણા બનો અને
પ્રેમના ખજાનાને સાચવતાં શીખો.

પ્રેમ કોઇ આકાશમાં ઊડતાં વાદળો નથી,
કે જ્યાં પ્રેમીઓ નિસાસે છે એ ચાંદની બાગ

જીંદગી કાદવ અને બરફ બંનેની છે.
હું પૂછું છું, શું આમ જ પૂરી થવાની ?
કેમ કે પ્રેમ તો ભવ્ય ગીત જેવો છે
એને લખવો એ જેવું તેવું કામ નથી.

## મારી આંખોથી □ Yevgeni Vinokurov
□ જયા મહેતા

હું મૃત્યુ પામીશ સંપૂર્ણપણે. અફર રીતે. મજાક પૂરતો નહીં.
હું સાચેસાચ મૃત્યુ પામીશ.
હું નહીં પલટાઇ જાઉં ઘાસમાં, ફૂલોમાં અને જીવડાંમાં.
મારો કાંઇ પણ અવશેષ નહીં રહે.
હું ભાગ નહીં લઉં
કુદરતની ઘટમાળમાં.
આભાસોને શું કામ ઉછેરવા ?
મારી પાછળ રહેલી માટી તે હું નહીં હોઉં
બધા કવિઓ જૂઠું બોલે છે ! માણસે કઠોર થવું જોઇએ.
કાંઇ જ નહીં-એ જ
શાંત કબરમાં, ચોતરા નીચે રહેશે.
તમે ત્યાં આવશો, તમારી છત્રીમાં નીચા નમશો
અને ચોતરા પાસે, જેની નીચે કાંઇ જ નહીં હોય ત્યાં,
જરાક વાર ઊભા રહેશો અને એક આંસુ લૂછી નાખશો...
અને છતાંયે મારી કવિતા વાંચનાર નાનો છોકરો
ગ્રહ તરફ જોશે મારી આંખોથી.

□ Alexei Tolstoy
□ શકુંતલા મહેતા

સ્વદેશ, સુંદર ભૂમિ મારી !
જ્યાં અશ્વો સ્વતંત્રતાથી દોડે છે
ગરુડ ચિચિયારી પાડે છે વિશાળ આકાશમાં
વરુઓ કિકિયારે છે મેદાનમાં
જય હો માતૃભૂમિ, તારો જય હો !
જય હો તારાં બરછટ જંગલોનો
તારાં બુલબુલોના ટહુકારોનો
તારા પવનનો, ઢોળાવનો, વાદળોનો !

## નહીં કરતા પ્રેમ □ Marina Tsvetayeva
### □ સુશી દલાલ

એક શ્રીમંત માણસ લટ્ટુ થયો એક ગરીબ છોકરી પર,
એક વિદ્વાન મૂર્ખ છોકરી પર,
એક ગુલાબી ગાલવાળો એક પીળા ચહેરાવાળી પર,
એક સહૃદય કોઇ દુષ્ટ પર
અને એક રૂપિયો તાંબાના પૈસા પર.

ઓ સોદાગર કયાં છે તારી ધન-દોલત ?
'સો-સો છિદ્રોવાળી તંબની ઝોળીમાં !'

ઓ દંભી કયાં છે તારો વિવેક ?
''છોકરીના તકિયાની નીચે !''

ઓ ખૂબસૂરત મર્દ, તારા ગાલ ગુલાબી કેમ ન રહ્યા ?
'ને એક કાળી રાત પર ઓવારી જઇને કરમાઇ ગયા !'

અને કયાં છે જંજીરમાં લટકેલો ચાંદીનો ક્રોસ ?
' છોકરીએ દબાવી રાખ્યો છે પોતાના સેંડલની નીચે !''

ઓ શ્રીમંત ન કરતો પ્રેમ એક ગરીબ છોકરીને,
ઓ વિદ્વાન ન કરતો પ્રેમ એક મૂર્ખ છોકરીને
ઓ ગુલાબી ગાલવાળા મર્દ ન કરતો પ્રેમ એક પીળી છોકરીને,
ઓ સહૃદય ન કરતો પ્રેમ એક દુષ્ટ છોકરીને
અને ઓ ચાંદીના રૂપિયા-તાંબાના પૈસાને !

### □ Anna Akhmatova □ સુરેશ દલાલ

સોનું કટાય છે
અને પોલાદ ઘસાય છે
આરસની ક્ચ્ચર ક્ચ્ચર થાય છે
બધું જ સુજ્જ છે મૃત્યુ માટે
આ પૃથ્વી પર જો કંઇ પણ વધુ કાયમ હોય
તો તે ઉદાસી,
અને સવિશેષ ચિરંજીવ છે ગૌરવશીલ શબ્દ.

## તેને □ Vasili Zhukovsky □ સુરેશ દલાલ

તારે માટે ક્યાં છે કોઈ નામ ?
મર્ત્યોની કલા અસમર્થ છે
તારી મોહિનીને વ્યક્ત કરવા માટે.
નથી કોઈ વીણા તારે માટે
અને આ ગીતો પણ વળી શું ?
તારા વિશેના એક કંટાળાજનક અહેવાલનો જુઠ્ઠો પડઘો
જે તે લોકો સાંભળી શકે મારા હૃદયમાં જે કાંઈ છે તેને
તો પ્રત્યેક લાગણી તારે માટેનું સ્તોત્ર થઈજાય.
તારા જીવનની મોહિની આ શુદ્ધ અને પવિત્ર પ્રતિમા-
એને હું મારા હૃદયમાં વહું છું એક રહસ્ય તરીકે
હું તો કરી શકું કેવળ પ્રેમ
શાશ્વતી એકલી જ કહી શકે કે તું કેટલો બધો પ્રેમ પામી છે.

## વિદાય, મારા દોસ્ત □ Sergey Esenin*
### □ સુશી દલાલ

વિદાય, મારા દોસ્ત, ફરી પાછા આપણે મળીએ ત્યાં લગી,
તું મારા હૃદયમાં જ છે.
આપણી લાંબી મુકરર થયેલી વિદાય
આગાહી આપે છે આપણા ત્યાંના પુનર્મિલનની.

ન શબ્દ, ન હસ્તધૂનન, મુલાકાત સુધી
નિસાસતો નહીં, મારા દોસ્ત, અકળાઈને તપી જઈને દુ:ખી ન થતો -
જીવનમાં મરવું કંઈ નવું નથી,
અને જીવવું પણ, અલબત્ત, નવીનતર નથી.

---

* લોહીથી લખાયેલું કવિનું આ છેલ્લું વિદાય કાવ્ય છે, જે એમણે લેનિનગ્રાડની હોટલમાં ફાંસો ખાઈને આત્મહત્યા કરી એ પહેલાં લખેલું.

□ Alexander Sumarokov □ ભારતી પંડ્યા

અલવિદા, મારી જીવન-જ્યોત, મારી મૃદુ પ્રિયે, અલવિદા,
કાલે જવું પડશે યુદ્ધમાં મારે અને કહી ન શકાય
કે કયારે ત્યાંથી પાછા ફરીને થશે પુનર્મિલન...
તેથી, છેલ્લી વાર, મારી સાથે થોડુંક તો રહે.
હવે વેદનાને ખંખેરી નાખ – શું ખરેખર વિધાતા મારા
મૃત્યુને ઇચ્છે છે !

મારી પાછળ આંસુ નહિ સારતી નકામાં,
ઓ મારી સૌંદર્યમૂર્તિ, રડ નહિ,
પણ મનમાં એવા સુભગ અને ઉલ્લાસમય વિચાર કર
કે કાલે વિજયી થઈને તારી પાસે પાછો ફરું.

અને જો કદાચ મૃત્યુ પામીશ હું ત્યાં,
તો મરીશ હું હાથમાં શસ્ત્ર સાથે,
યુદ્ધભૂમિમાં નીડરતાથી છેલ્લી ક્ષણ સુધી લડતો,
અને તું સાંભળીશ કે હું ભીરુ સૈનિક નહોતો
જે ઉત્કટ પ્રેમથી તને ચાહી હતી
તેવી જ ઉત્કટતાથી લડયો પણ ખરો.

આ મારી 'પાઇપ', યાદગીરી મારો આ વારસો તને અર્પું છું.
આ રહ્યો મારો જામ, જે હજી પણ સુરાથી છલોછલ છે, ચિક્કાર
પીજે !

તારો અનેક સૌંદર્યને નામે પીને પરિતૃપ્ત થજે,
અને આ મારી અંતિમ ઇચ્છા છે કે ફકત તને જ મળે.

રણમાં જીતીને મારી ઇનામની યોગ્યતા પુરવાર કરીને,
કેટલા ઉલ્લાસથી હું તારી નજરે પડીશ !
હું લાવીશ સોગાદો એ તારે માટે જ હશે, એ હશે
સુંદર મોજડી, સુંદર પંખા, અને મન હરી લે એવાં મોજાંઓ.



A. Pushkin
Portrait by O. Kiprensky. 1827



Olga Berggolts. 1946



Mikhail Svetlov. 1920



Alexander Bezymensky. 1929



Nikolai Zabolotsky. 1937



*Alexei Surkov, 1943.*
By Georgi Vereisky

□ Marina Tsvetaeva □ તરુ કજારિયા

કોઈએ કશું લૂંટી લીધું નથી
મારે માટે તો આ જુદાઈમાં પણ મીઠાશ
હવે, આપણને વિખૂટાં પાડતાં
આ શત-શત જોજન વીંધી હું તને ચૂમું છું
હું જાણું છું કે આપણાં વરદાનોમાં મેળ નથી
અને, એટલે જ, આજે પહેલી વાર મારો અવાજ શાંત છે
ઓ તરુણ રાજકવિ,
મારી અબુધ કવિતાની તને શું પડી હોય ?
તારી આ ભયાનક ઉડાનમાં મારા તને આશિષ
તો, ઊડ, તરુણ શાહબાઝ !
તેં તો સૂરજ સામેય, મટકું માર્યા વિના જોયા કર્યું છે
મારી આ કૂણી નજર – તારે – માટે ભારરૂપ થઈ શકે ?
તારી રાહમાં આનાથી વધુ નજાકતથી કે એકાગ્રતાથી
કોઈએ મીટ માંડી નથી
વિખૂટાં પાડતાં શત શત વરસો વીંધી તને હું ચૂમું છું.

ચુંબન □ Marina Tsvetaeva
□ જગદીશ જોષી

શિર ઉપરની ચૂમી-યાતનાને લૂછી નાખે છે.
હું તારા શિરને ચૂમું છું.
લોચન પરની ચૂમી- અનિદ્રાને હરી લે છે.
હું તારી આંખ ચૂમું છું.
હોઠ ઉપરની ચૂમી-ગહન તરસને ઠારે છે.
હું તારા હોઠ ચૂમું છું.
શિર ઉપરની ચૂમી–સ્મૃતિને ભૂંસી નાખે છે.
હું તારું શિર ચૂમું છું.

## સ્વીકૃતિ □ Alexander Blok □ સુશી દલાલ

ઓ સીમાહીન અન્તહીન વસન્ત –
ઓ અનન્ત અને અસીમ સ્વપ્ન !
હું તમને જાણું છું, ઓ મારા જીવન ! હું તમારો સ્વીકાર કરું છું
અને કવચ ખણખણાવીને તમારું સ્વાગત કરુ છું.

હું તમારો સ્વીકાર કરુ છું, ઓ અસફળતા !
સફળતા, હું તમારું અભિવાદન કરું છું
રુદનના દૂરચક્રમાં
હાસ્યના રહસ્યલોકમાં કંઇ પણ શરમજનક નથી હોતું !
હું સ્વીકાર કરું છું નિદ્રાહીન તર્કનો
બારીઓના અંધારા પરદાઓમાં છૂપાયેલી સવારને,
ભરવા દો વસંતને આગ અને ગૌરવ
મારી ધૂ-ધૂ કરતી આંખોમાં !
હું તમારો સ્વીકાર કરું છું ઓ ઉજ્જડ ગામડાંઓ !
અને તમારો પણ, ઓ ધરતીનો શહેરોના કૂવાઓ !
ઓ આકાશના ઉજળા વિસ્તાર,
ઓ ચાકરિયા મજૂરોની યંત્રણા !
હું તમને દેવળ પર મળું છું
આંધીના લહેરાતા ઘુંઘરિયાળા વાળની સાથે
પોતાના ઠંડા અને ભીંજાયેલા હોઠો પર
પરમાત્માનો અજાણ્યા નામ લઇને...
આ અશુભ મિલનમાં
હું પોતાનું કવચ કદી પણ નહીં ઉતારું
ન તમે પોતાનો ખભો કદી ઉઘાડના
પરંતુ અમારા પર છવાયેલું રહેશે એક નશીલું સપનું.

હું જોઇ રહ્યો છું, માપી રહ્યો છું દુશ્મનીને,
ઘૃણાથી, ગાળથી, પ્રેમથી
યંત્રણાઓની સુગંધ, મૃત્યુની સુગંધ-હું જાણું છું—
છતાં પણ હું તમારો સ્વીકાર કરું છું.

## બારણે ટકોરો □ Yvetushenko □ સુરેશ દલાલ

"કોણ છે ?"
"હું વૃદ્ધાવસ્થા.
હું તારી પાસે આવી છું."
"પછીથી !
હમણાં હું કામમાં છું
કેટલાય કામ કરવાનાં બાકી છે !"
"અચ્છા ત્યારે, મારા દીકરા,
પણ એટલું ધ્યાન રાખજે
કે હું આ બારણાની પાછળ જ ઊભી છું."
મેં લખ્યું.
ફોન પર ફોન કર્યા.
તળેલું ઈંડુ લાસલુસ કરતાં ગળી ગયો
પછીથી મેં બારણું ખોલ્યું,
પણ ત્યાં કોઈ નહોતું.
કદાચ હશે મારા મિત્રો
મારો ટાંટિયો ખેંચતા ?
અથવા કદાચ
મેં નામ સાચ્ચે સાંભળ્યું પણ ન હોય.
મને જે બોલાવતી હતી એ વૃદ્ધાવસ્થા નહોતી,
પણ પરિપકવતા હતી.
એ રાહ ન જોઈ શકી
અને નિસાસો નાખતી
વિદાય થઈ.

# હું આઝાદ થયેલા પૂર્વનો છું

□ Mirzo Tursun–Zadeh □ ઉત્પલ ભાયાણી

(પ્રસ્તાવનાના વિકલ્પે)

પ્રિય વાચક,

હું તમારા વિષે, તમારા વ્યવસાય વિષે, ઉંમર કે રહેઠાણ વિષે કંઈ જાણતો નથી. પણ તમે કામદાર, એન્જિનિયર, ખેડૂત, માછીમાર, ડૉક્ટર કે કારીગર કોઈ પણ હોય અને ભારત, ઈંગ્લેન્ડ, પૂર્વ અરબસ્તાન કે અમેરિકા ગમે ત્યાં રહેતા હોય, હું તમારા સુખની, જીવનના આનંદની, ચોખ્ખા આકાશ, સૂર્યપ્રકાશ અને શાંતિની શુભેચ્છા પાઠવું છું.

કવિતાનો આ નાનકડો સંગ્રહ વાંચીને અને મારી તસ્વીર પર એક નજર નાખીને, તમારે મારા વિષે જે કંઈ જાણવું જોઈએ, હું કેવો લાગું છું, મારી ઉંમર કેટલી છે, હું ક્યાં રહું છું, હું શું સ્વીકારું છું અને શું નકારું છું એ વિષે લગભગ બધું જ જાણી જશો. તમે મારા વિચારો અને લાગણીઓથી, મારા આનંદ અને ક્રોધથી, મારા દુ:ખ અને સપનાંઓથી પરિચિત થઈ જશો, કારણ હું જેના માટે જીવું છું, હું જે કંઈ ચાહું છું અને માણું છું અને હું જે કંઈ ધિક્કારું છું અને તિરસ્કારું છું એ બધું જ મારી કવિતામાંથી મળી જશે. આમાં હું શું ઉમેરી શકવાનો ?

માયકોવ્સ્કીની સાથે હું પણ કહી શકું કે "હું કવિ છું અને એમાં મને રસ છે." પરંતુ એમ પણ કહેવાયું છે કે તમારે કવિને ખરેખર ઓળખવા હોય તો તમારે એની જન્મભૂમિની મુલાકાત લેવી જોઈએ.

જો કે તમે બધાં જ મારા ગામ તાજીકિસ્તાનની મુલાકાતે આવો એવી હું અપેક્ષા નથી રાખતો. એટલે હું તમને મારા દેશ વિષે "મારા દિવસ અને યુગ" (આ પ્રસ્તાવના જેમાં મૂકી છે એ કાવ્યસંગ્રહનું આ શીર્ષક છે) વિષે થોડોક અંદાજ આપીશ.

પામિર્સનાં બરફથી આચ્છાદિત શાહી શિખરો, ખીણોની હરીભરી ઝાડીઓ, કપાસનાં વિશાળ ખેતરો, ખળખળતાં ઝરણાં, આ મારો દેશ, મારું તાજીકિસ્તાન છે. એ દેશ છે એવા મંત્રમુગ્ધ સૌન્દર્યનો, જે ચિંતનને નિમંત્રે છે અને કવિતા તરફ વાળે છે.

એટલે કોઈ એમ પણ વિચારે કે તાજીકિસ્તાનમાં કવિ બનવું બહુ સહેલું છે, પણ ના, તાજીકિસ્તાન સદીઓથી પ્રતિષ્ઠિત એવી સાહિત્યિક પરંપરા ધરાવતો દેશ છે. એના મહાન કવિઓ, રૂદાકી, ફિરદૌસી, ખફીઝ, ઉમર ખૈયામ અને જામીનાં નામ દુનિયાભરમાં જાણીતાં છે. પ્રશિષ્ટ કવિતા અને લોકગીતો વચ્ચે કોઈ ભેદ ન રાખતા તાજીકો એમની કૃતિઓને ચાહે છે. નિરક્ષર તાજીકો સદીઓથી, સતત અમારા પ્રશિષ્ટ પદ્યને કંઠસ્થ કરતા આવ્યા છે અને પેઢી દર પેઢીએ, પછીની પેઢીને સોંપી દેતા આવ્યા છે, જ્યારે તમારી ખૂબીઓ વીતેલા યુગના મહાન ભાટચારણો સામે સતત મપાતી હોય ત્યારે કવિ તરીકે તમારી પ્રતિભા ઉપસાવવી મુશ્કેલ હોય છે.

હું ૧૯૧૧માં જન્મ્યો. મારા પિતા કારીગર હતા. મારું શૈશવ દક્ષિણ તાજીકિસ્તાનમાં આવેલા કરતાગ નામના પહાડી ગામમાં વીત્યું. અમારા જ પ્રદેશમાં, કોઈ પણ રીતે આંબી ન

શકાય એવા એક ખડક પર કોઈક સાહસિકે કોતરી કાઢેલું : 'મુસાફર, સાવધાન. પહાડોમાં તમારી જિંદગી પાંપણ પરનાં આંસુ જેવી છે...' અમારું ગામ ઘેરા રાખોડી પર્વતોથી ચોમેર ઘેરાયેલું છે. એમની પાછળ ઊંટ છે, અલિયાળી પર્વતમાળા અને એથી પણ દૂર હિસ્સારના ઘાટ પર કાયમ ચળકતા બરફ.

કંઈ કેટલાય વખતથી અમારું ગામ કારીગરોનું ગામ રહ્યું હતું. ઘણાખરા રેશમી કાપડ વણતા, બાકીના વાસણો બનાવતા. એમાંથી પણ બચેલા ચમારકામ કે સુતારી કામ કરતા.

મારા નામ, મિરઝોનો અર્થ થાય છે: "લહિયો." ભણેલા લોકોને આ પદવી આપવામાં આવતી. લખી-વાંચી ન શકતા મારા પિતાનું સપનું મને ભણાવવાનું હતું. હું છ વર્ષનો થયો ત્યારે મને એ મુલ્લા પાસે લઈ ગયા અને કહ્યું, "મારા દીકરાનાં ચામડી અને લોહી તમારાં છે, એના હાડકાં મારાં છે". હું નાનો હતો છતાં એનો અર્થ સમજી ગયો કે. યોગ્ય લાગે તો મુલ્લાને સજા કરવાનો, મારવાનો હક હતો. વધારામાં મારા પિતાએ એની આછી-પાતળી કમાણીનો અડધો ભાગ મારા શિક્ષણ માટે આપી દીધો. મારું બાળપણ ખૂબ મુશ્કેલીઓમાં વીત્યું. હું ખૂબ નાનો હતો ત્યારે જ મારી મા મૃત્યુ પામી હતી. મારા પિતાને કામની શોધમાં ઘણી વખત ગામ બહાર ભટકવું પડતું. એ દુશાન્બેમાં સુતાર તરીકે કામ કરતા હતા.

ત્યાં એકાએક અમારા પ્રાચીન દેશમાં નવચેતન આવ્યું. હું દશ વર્ષનો નહોતો થયો ત્યારે લોકોએ બોખારાના અમીરને ઉથલાવી દીધો અને રશિયન સત્તા સ્થાપી દીધી.

જો કે જૂની દુનિયા શરણે થવાની નહોતી. વિદેશી વિપ્લવવાદીઓની સહાય મેળવતા બાસમાચીઓની ટુકડીઓ અમારા પહાડોમાં પ્રસરી ગઈ. એમનો હેતુ મધ્ય એશિયાની પ્રજાને સોવિયત રશિયામાંથી કોઈ પણ હિસાબે હાંકી કાઢવાનો હતો અને ત્યારે લાલ લશ્કર અમારી મદદે આવ્યું.

૧૯૨૦ની સાલ હતી. સૈન્યના અધિકારીની પત્ની અમારા ગામમાં રહી હતી. એ સ્નેહાળ રશિયન માતા મારી પ્રત્યે ખૂબ ભલી હતી. એની પાસેથી હું પ્રથમ રશિયન શબ્દ શીખ્યો- "ખ્લેબ" (પાઉં). મેં એ પહેલાં કદી પાઉં મોટા મોટા ટુકડાઓમાં જોયો જ નહોતો. નાની સપાટ કેક જ મેં જોઈ હતી. રશિયન પાઉંના મોટા ટુકડાને કાપી એની એક ચીરી મને આપતાં એણે કહ્યું, "લે આ તારા માટે -ખ્લેબ." "ખ્લેબ". ખચકાતાં મેં દોહરાવ્યું. "બરાબર, ખ્લેબ." એણે રાજી થતાં પુષ્ટિ કરી.

હું ભૂખ્યો હતો અને રશિયન પાઉં પણ સ્વાદિષ્ટ હતો. એ પછી ઘણી વખત હું એના ઘરે ગયો. એણે મને રશિયન બોલતાં શીખવ્યું. ધીમે ધીમે મારો સંકોચ દૂર થતો ગયો_મેં એક વાર એને પૂછ્યું કે એ ક્યાંથી આવી હતી.

મોસ્કોથી, એણે કહ્યું હતું. લેનિને એમને મોકલ્યાં હતાં. મેં કહ્યું કે મારે હમણાં જ મોસ્કો જવું છે.

બાસમચીઓ સાથે પતાવી દઈએ ત્યાં સુધી થોભી જા. પછી તું મોસ્કો ભણવા માટે જઈશ.

મારા બાળપણનાં એ દૂર દૂરનાં વર્ષો અને મારું મોસ્કો અને લેનિનને જોવાનું સ્વપ્ન,

ઘણા વખત પછી મારી દીર્ઘ રચના ''ગંગાથી ક્રેમલીન''માં પ્રતિબિંબિત થયાં.

મને બહુ ઝડપથી ખ્યાલ આવી ગયો કે મૂળ વાત શીખવાની તૈયારી છે. મેં ભણવામાં ખૂબ મહેનત કરી. મારું ખરું શિક્ષણ દુશ્નાબનાં બાળકોની શાળામાં શરૂ થયું. સદ્ભાગ્યે મારા શિક્ષકોમાં એક અદ્ભુત વ્યક્તિ પણ સામેલ હતી, અબુલકાસીમ લખુટી. એક અગ્રગણ્ય ક્રાંતિકારી કવિ.

તાજીક રશિયન સાહિત્યના સ્થાપક સદ્રુદ્દીન આઈની, જે ઊભરતી કલમોને ઉછેરતા હતા, એનો મારી જિંદગી પર ઘણો પ્રભાવ પડ્યો. પણ એ પછીની વાત છે. મારી આઈની સાથેની મુલાકાત પહેલાં હું શિક્ષણ તાલીમ કૉલેજમાંથી સ્નાતક થયો અને ત્યાંથી મને તાજીક ઇન્સ્ટિટયૂટ ઑફ્ એજ્યુકેશનમાં વધુ અભ્યાસ અર્થે મોકલવામાં આવ્યો.

બે પૈડાંવાળા અરોબામાં (એક પ્રકારનું વાહન) તરમીઝ શહેરમાં પહોંચતાં મને અઠવાડિયું થયું. ત્યાંથી મારી મુસાફરી આગગાડી વાટે થઈ. જિંદગીમાં પહેલી વખત એન્જિનને જોઈને મારા પર જે છાપ પડી એ મેં પછીથી મારા કાવ્ય, ''ખસન-અર્બાકાશ'માં વર્ણવી છે.

ઇન્સ્ટિટયૂટમાં મારા નિવાસ દરમિયાન મારી જિંદગી માટે મહત્ત્વની બે ઘટનાઓ બની. હું કૉમ્સૉમોલમાં જોડાયો અને મેં પદ્યમાં લખવાનું શરૂ કર્યું. ૧૯૩૦માં પદવી લીધા પછી હું દુશાન્બે પાછો આવ્યો અને યુવાનોના સામયિકોમાં કવિતા, નિબંધ અને વાર્તાઓ મોકલતો થયો. આ રીતે મારી સાહિત્યિક કારકિર્દીની શરૂઆત થઈ.

મારો પ્રથમ કાવ્યસંગ્રહ 'ધ બેનર ઑફ્ વિક્ટરી' (વિજય પતાકા) ૧૯૩૩માં પ્રકાશિત થયો. ત્યારથી કવિતા મારી જીવનસાથી છે.

મેં મારા પ્રશિષ્ટ સાહિત્યિક વારસાનો ઊંડો અભ્યાસ કર્યો અને રૂદાકી, ફિરદૌસી, ખદ્દીઝ, બેદિલ, ખૈય્યામ અને જામીને આધારે મારી કૃતિઓ રચી. એ જ રીતે મારા મુરબ્બી સમકાલીનોના અનુભવથી પણ હું, સમૃધ્ધ થયો, જેનો પ્રારંભ આઈનીના 'ધ માર્ચ ઑફ્ ફ્રીડમ' (સ્વાતંત્ર્યની કૂચ)થી થયો. તાજીક સાહિત્યના એક નવા પ્રકરણની અહીંથી શરૂઆત થઈ.

૧૯૧૭ની ક્રાંતિથી તાજીકોને વિશ્વસાહિત્યનો અને અન્ય સર્જકોના કાવ્યાનુભવનો ખજાનો લાધ્યો. સોવિયત વર્ષોમાં તાજીક સાહિત્ય અને કલા રાષ્ટ્રીય જાગૃતિની મર્યાદામાંથી મુક્ત થયાં, પરસ્પર બૌધ્ધિક આદાનપ્રદાન અને પ્રત્યેક રાષ્ટ્રની સંસ્કૃતિને ખીલવા માટે એકબીજાની અસરની જરૂરિયાત પ્રત્યે સભાન થયાં.

હું ફરીથી કહું છું કે તાજીકિસ્તાનમાં, પરંપરાગત સાહિત્યિક સંસ્કૃતિના દેશમાં, કવિ બનવું સહેલું નથી, તાજીક કવિતાના છંદોની રચના ઘણી ચુસ્ત, પ્રમાણિત થયેલી છે પણ આખરે મને લાગ્યું કે આજના જમાનામાં અને આજના સમયમાં કવિને આંખ મીંચીને ગઈ પેઢીના રાજકવિઓને અનુસરવાનો કોઈ અધિકાર નથી.

સમય જતાં આધુનિક પૌરસ્ત્ય કવિતામાં અઝેરબાઈજાનના રસુલ રઝા, ઉઝબેકિસ્તાનના ગફુર ગુલ્યામ, તાજીકિસ્તાનના એઈની, લખુટી અને દૈરવ સુલાઈમોની જેવા નવા કવિઓના પ્રયાસોને કારણે નવી પરંપરા ઊભી થઈ છે.

રશિયન ભાષાની સારી જાણકારીને કારણે હું પ્રગતિશીલ રશિયન અને વિશ્વ સંસ્કૃતિના પરિચયમાં આવ્યો.

મારા નજીકના મિત્ર અને એક મહાન કવિ નિકોલાઈ તિખોનોવે એક વાર કહ્યું હતું કે રશિયન સત્તાએ બીજાં બધાં આશ્ચર્યો સર કરવાની સાથે અતિ મૂલ્યવાન ધાતુઓનું અદ્ભુત મિશ્રણ પણ સર્જ્યું છે. એ મિશ્રણ છે આંતરરાષ્ટ્રીય સોવિયત સાહિત્યનું.

લેખકોના જૂથમાં હું પણ ૧૯૪૦માં દુશાન્બે-ખોરોગ ધોરી માર્ગ બંધાતો હતો ત્યાં ગયો હતો. એનું પરિણામ સ્થપતિ વિષેની મારી કવિતા હતી. મારી યુધ્ધ પહેલાંની અન્ય એક કવિતા "હિસ્સાર વેલી" (હિસ્સારની ખીણ) ઘણે અંશે આત્મકથાનક છે અને એ તાજીકના ગ્રામ્ય પ્રદેશમાં નવજીવન કેવી રીતે આવ્યું એની વાત કરે છે.

ચાળીસીની શરૂઆતમાં યુવાન રશિયન લેખકોની પરિષદમાં મેં હાજરી આપી હતી. અહીં હું એલેક્સી તોલ્સ્તોય, એલેક્ઝાન્ડર ફૂડેયેવ, નિકોલાઈ તિખોનોવ, વિશ્નેવ્સ્કી અને અન્ય અસાધારણ લેખકોને મળ્યો. મારી નિકોલાઈ તિખોનોવ સાથેની મૈત્રીની શરૂઆત આ મિલનથી થઈ. હું આનો ફરીથી ઉલ્લેખ કરું છું કારણ કે એનો સર્જનાત્મક અનુભવ, એનું પૂર્વનું કોશ જેવું જ્ઞાન અને એના વ્યકિતત્વે મારી જીવનકથામાં મહત્ત્વનો ભાગ ભજવ્યો છે.

બીજા વિશ્વયુધ્ધ દરમિયાન મેં "એ સન ઑફ હીઝ કન્ટ્રી" (એના દેશનો સપૂત) જેવી દીર્ઘ રચનાઓ સહિત ઘણી કવિતાઓ અને "તાખીર અને ઝુબારા" ઑપેરાની સ્ક્રીપ્ટ લખી.

૧૯૪૭માં મારી પસંદગી યુ.એસ.એસ.આર.ના સુપ્રીમ સોવિયતના નાયબ અધિકારી તરીકે થઈ. એ જ વર્ષમાં ભારતમાં ભરાયેલી આફ્રો એશિયન દેશોની પ્રથમ પરિષદના સોવિયત પ્રતિનિધિમંડળમાં પણ હું ગયો.

નાનપણમાં મેં ભારત વિષે અનેક દંતકથાઓ સાંભળેલી, કારણ કે તિઆન-શાન હિમાલયની પડખે જ ઊભો છે અને અમારા ગામમાં હિંદુઓ પણ હતા. બાળક તરીકે મેં મંત્રમુગ્ધ બનીને તેમના મૌલિક, અત્યંત લયબધ્ધ ઊર્મિ ગીતો સાંભળ્યાં હતાં. ભારતના પ્રવાસની મારા ચિત્ત પર જે છાપ પડી એ 'ધ ઈન્ડિયન બેલાડ' (ભારતીય લોકગીત) નામના કાવ્યસંપુટમાં અભિવ્યકિત પામી છે. આ માટે મને રાજ્ય પારિતોષિક પણ મળ્યું.

તાજેતરમાં જ લખાયેલી મારી કવિતા "ગંગાથી ક્રેમલિન" ઐતિહાસિક હકીકત પર આધારિત છે. પ્રતાપ નામનો ભારતનો એક મહારાજા, જેણે એના જીવન દરમિયાન સંન્યાસ લીધેલો. એ ક્રાંતિના શરૂઆતના વર્ષોમાં કઠિન પ્રવાસ કરી મૉસ્કો આવેલો અને ત્યાં લેનિનને મળી એની સાથે એણે વાતચીત પણ કરેલી. મને આ રાજાના વ્યકિતત્વમાં ઘણો રસ પડયો હતો. મારા ભારતના રોકાણ દરમિયાન એણે મને એના ઘેર આમંત્ર્યો હતો, અને આ મુલાકાતે કવિતા માટે મને ઘણી સામગ્રી પૂરી પાડી હતી.

ભારતના પ્રવાસ પછી આઝાદ થયેલા પૂર્વનો વિષય મારી રચનાઓમાં મુખ્ય બની ગયો. અને આવું માત્ર મારા સર્જનાત્મક લખાણોમાં જ બન્યું એવું નહોતું, મારા જાહેર જીવનમાં પણ એમ જ થયું હતું. ઘણાં વર્ષો સુધી હું આફ્રો-એશિયન એકતાની સોવિયત સમિતિનો અધ્યક્ષ હતો.

પૂર્વના દેશોમાં જતાં ઘણાં પ્રતિનિધિ મંડળોમાં હું ગયો છું. અને દરેક વખતે મને એમ લાગ્યું છે કે હું સંપૂર્ણ સત્તા ધરાવતો પ્રતિનિધિ, સોવિયત રાજ્ય અને સોવિયત કવિતા બંનેનો હતો.

પાકિસ્તાનની સરહદ પરની ચોકી પરનો એક પ્રસંગ મને યાદ આવે છે. હું તાજીક કવિ છું એમ જાણી એ ચોકીનો અધિકારી મને એની ઑફિસે નાસ્તાપાણી માટે લઈ ગયો. પણ એણે પાકિસ્તાનના મહાન કવિ ઇકબાલનો કાવ્યસંગ્રહ મંગાવ્યો. હું ઇકબાલની રચનાઓથી સારી પેઠે વાકેફ હતો. અને મેં મારી સ્મૃતિને આધારે ઇકબાલની કવિતાઓનો પાઠ કરવા માંડ્યો. આની એ અધિકારી પર એવી તો અસર થઈ કે એણે અમારા પાસપોર્ટ તપાસવાની પણ ના પાડી -કવિતા અમારો સાંકેતિક શબ્દ હતો.

મને ઘણી વાર પૂછવામાં આવે છે કે આફ્રો-એશિયન એકતાની સોવિયત સમિતિનું કામ મારી કાવ્યપ્રવૃત્તિને નડતું નથી ? આખરે મારો ઘણોબધો સમય દેખીતી રીતે બાહ્ય લાગતી બાબતો પાછળ આપવો પડે છે, ઘણી વાર એલચી તરીકે અને ઘણી વાર રાજકારણી કે પ્રવક્તા તરીકે. એકતાની વિભાવના માટે રસ્તો કાઢવો એ ભવ્ય પ્રયાસ માગી લે એવું છે.

છતાં મારો જવાબ એ છે કે શાંતિ ચળવળ અને મારી જાહેર પ્રવૃત્તિઓમાં ભાગ લેવાને કારણે જ મને મારી કાવ્યપ્રવૃત્તિ માટે ભાથું મળી રહે છે અને એને જ કારણ મને આ ગ્રહના બધા જ નિર્વાસિતો સાથે ઐક્ય અનુભવાય છે. તદઉપરાંત જે કવિ કેવળ પોતાના અંગત વિષયો પૂરતો જ મર્યાદિત રહેતો નથી એને માટે આવી ભાવના રાખવી અનિવાર્ય છે. મને શંકા છે કે આ બધું કર્યા વિના હું 'ધ ઇન્ડિયન બેલાડ' (ભારતીય લોકગીત), 'ધ વોઈસ ઑફ એશિયા' (એશિયાનો અવાજ), 'ધ ઇટરનલ લાઈટ' (શાશ્વત પ્રકાશ), 'માય ડીયર વન' (મારા પ્રિયજન), 'ફ્રૉમ ધ ગૅન્જીસ ટુ ક્રેમલિન' (ગંગા થી ક્રેમલિન સુધી) અને અન્ય રચનાઓ હું કઈ રીતે લખી શક્યો હોત ?

**(કવિતા સંગ્રહ My Day And Ageની પ્રસ્તાવનાનો એક અંશ)**

## લેનિનગ્રાડને ઘેરો □ **Yuri Voronov**

**□ જયા મહેતા**

પત્રિકાઓનો વર્ષાવ
રસ્તાઓ પર વેરવિખેર
"કૉમિસાર્સને+ હાંકી કાઢો !
તાબે થઇ જાઓ ! ગભરાઓ નહીં"
નાઝીઓ વચન આપે છે
ભૂખમરો નહીં રહે
અને નાકાબંધીના ઑથારનું
સ્થાન લેશે શાંત વાતાવરણ
તેઓ કેમ જાણી શકે
કે ઘેરો શરૂ થયો ત્યારથી
અમારામાંથી દરેકે દરેક
છે કૉમિસાર,
છે સૈનિક.

+ કૉમિસાર્સ – સરકારી ખાતાના ઉપરીઓ.

## ઇચ્છા □ Alexander Pushkin □ ભારતી પંડયા

દિવસો ઘસડાતા જાય છે,
દરેક ક્ષણ અનેક ગણી થતી જાય છે
મારા જખમી હૃદયમાં છે
અભાગી પ્રેમની હતાશા અને વેદના,
નિદ્રાહીન રાત્રે શરૂ થાય છે સ્વપ્નાંઓ
પાગલપનના સ્વપ્નોની ભૂતાવળ
પણ તેની મને કોઇ રાવફરિયાદ નથી
– હું રડું છું;
આંસુ મને શાંતિ આપે છે,
ધીરજ આપે છે,
હું સાચું કહું છું,
દુ:ખથી ઘેરાયેલા મારા આત્માને
એમાંથી મધુર-કડવો પરમ આનંદ
મળે છે
જીવન વીતી જશે! રહેશે ખાલી આભાસ,
આગળ ઊડીને શાંત-સૂના અંધકારમાં
થઇ જશે અદૃશ્ય
મારા પ્રેમની ચિરંજીવ વેદના
મને પ્રિય છે
જો હું પ્રેમ કરતાં મરું તો પ્રાર્થું છું
મને મરવા દો!

# ક્રાંતિ પહેલાંના બે કૌતુકરાગી કવિઓ

□ મેઘનાદ હ. ભટ્ટ

□ **Pushkin and Lermontov** યાદ રહે કે ક્રાંતિ પહેલાંના કૌતુકરાગી (Romantic Poets) કવિઓની આ વાત છે. છતાં મૂળભૂત એ કોઇ પણ દેશના કોઇ પણ કવિની હોઇ શકે એવી ચિરંજીવી છે અને એથી જ પ્રારંભમાં પરિચય તરીકે Dobrolioubov (ડોબ્રોલિયોબોઉ)ની એક ઓળખપત્રિકા આપું છું : "THERE IS NOT A SINGLE MODERN RUSSIAN POET OF NOTE WHO DOES NOT CELEBRATE HIS OWN FUNERAL RITES." પોતાના મૃતદેહની રાખમાંથી પુનર્જન્મ લેવાનો અધિકાર માત્ર ફીનિક્સ પંખીનો જ થોડો છે?

પુશ્કિન અને લેરમોન્ટોવ- બન્ને વિષાદઘેરી સહિષ્ણુ ફિલસૂફીના ગાયક. બન્ને રશિયાના લાડકવાયા કવિઓ. આ સમર્થ કવિઓ વિશે વાત કરું છું ત્યારે મને સુરેશ જોષીની એક મહત્ત્વની ઉક્તિ તરત યાદ આવે છે : 'મહાન કલાને કે મહાન સાહિત્યને ભૌગોલિક સીમાઓ કયારેય અવરોધી શકે નહીં.' પુશ્કિન અને લેરમોન્ટોવ ભૌગોલિક કે ભાષાકીય સીમાડાઓને કયારેય નહીં ગાંઠે એવા કવિઓ. બન્ને સમકાલીનો- બન્ને તદ્દન નાની ઉંમરે અકાળ મૃત્યુનો ભોગ બન્યા. બન્ને તલવારયુદ્ધમાં, પોતાના હરીફ પ્રણયી સાથેના તલવારયુદ્ધમાં પુશ્કિન બલિ બન્યો તો એકહથ્થુ રાજ્ય શાસનના કાવાદાવાના ભોગ બની લેરમોન્ટોવે જાન ગુમાવ્યો. પુશ્કિન રશિયાનો કદાચ સર્વશ્રેષ્ઠ કવિ કહી શકાય. એનાં ઊર્મિગીતોનો લય, સંગીત અને લાક્ષણિક સૌન્દર્યાનુભવ એને સહજ રીતે પ્રથમ હરોળનો કવિ બનાવે. એના જીવન દરમિયાન એણે વડીલ છતાં અસંસ્કારી રાજાશાહી અને સમાજના શ્રેષ્ઠીઓના કાવાદાવાના ભોગ બનવું પડયું. મૃત્યુ પણ આવા કાવાદાવાને કારણે જ થયું. એના મૃત્યુ વખતે સમગ્ર રશિયામાં શોક અને કાલિમાની લાગણી છવાઇ ગઇ. સમસ્ત રાષ્ટ્રે એકી અવાજે પુશ્કિનને રાષ્ટ્રીય કવિ તરીકે નવાજ્યો. અલબત્ત લેરમોન્ટોવના તે વખતનાં શોકપ્રશિસ્ત કાવ્યોએ બન્ને સમકાલીનો સમગોત્રી પણ હતા એ પુરવાર કર્યું. ઓગણીસમી સદીના પૂર્વાધના આ કવિઓ રશિયાના બૌદ્ધિક અને વૈચારિક અન્વેષણાના અગ્નિહોત્રી હતા. તુર્ગેનેવ, દોસ્તેએવસ્કી અને તોલ્સ્તોયની (TOURGENIEV, DOSTOIEVSKY, TOLSTOY) નવલકથાઓના વિશ્વવ્યાપી વ્યાપની નીંવ નાખનાર આ સમર્થ કર્મયોગીઓ હતા. સમાજ, રાજ્ય, અર્થશાસ્ત્ર એ બધા પરિબળોથી પર પણ એક જે આદર્શની જીવંત જ્યોત પ્રજ્વળે છે તેના આ કવિઓ મશાલચી હતા. પુશ્કિનની કવિતા એક એવી મુક્તિખોજ છે જે એના ભાવકોને ઉન્નયન કવિયુક્તિ અને યતિવૃત્તિના સુખદ અનુભવો કરાવે છે. મહાન સર્જક ગોગોલે (GOGOL) પુશ્કિન માટે વાપરેલા શબ્દો ખૂબ સૂચક છે. પુશ્કિનનું નામ સાંભળતાં જ આપણે આપણા રાષ્ટ્રીય કવિને યાદ કરતાં હોઇએ એવું અનુભવાય છે- કારણ બીજો કોઇ પણ રશિયન કવિ આ પદ માટે વધુ લાયક નથી. પુશ્કિન રશિયન આત્માની સમર્થ જ નહી પણ અદ્વિતીય ઘટના છે. આજે જ નહીં પણ આજથી બસો વર્ષ પછી પણ મૂળભૂત રશિયન જીવનનો એ પ્રતિનિધિ મનાશે. રશિયાનો

આત્મા, રશિયાનો મિજાજ, રશિયાની ભાષા બધું જ એના વ્યક્તિત્વમાં પારદર્શક રીતે પડઘાય છે." જેને દોસ્તોએવસ્કી જેવા સાહિત્યસ્વામીએ "AN EXILE IN HIS OWN LAND" (પોતાના જ દેશમાં નિરાશ્રિત) કહ્યો છે તેને એની કૃતિઓ દ્વારા જ સુયોગ્ય સંદર્ભે માણી શકાય.

વિચાર અને કાર્યના દરેક પ્રકારના શોષણનો વિરોધ જેના શબ્દેશબ્દમાં ટપકે છે તે લોરમોન્ટોવે જીવનમાં શબ્દાતીત પ્રેમ કર્યો છે, કલ્પનાતીત સહ્યું છે. જેટલું મેળવ્યું છે એનાથી અનેકગણું ગુમાવ્યું છે. અનવરત અનહદ અનુભવ્યું છે અને અનુભવના સાગરમાં વિચારની નાવને હંકાર્યા કરી છે. જીવનમાં દરેક ક્ષણને કવિના સંગીતથી ભીંજવ્યા કરી છે. હકીકતમાં જે રીતે એના કાવ્યોમાં હૃદય હૃદયની સંવાદિતા સધાય છે તે જ સાચી કવિતાની જન્મોત્રી બની રહે છે. ઉમાશંકર જોશી જેને "આત્માની માતૃભાષા" કહીને નવાજે છે તે જીવતા લયની કવિતા લોરમોન્ટોવના દરેક શબ્દેશબ્દમાં સંભળાય છે. તેના જમાનાનો, બલ્કે દરેક સ્થળ અને સમયનો તે ચિરંજીવ કવિ છે. તેના જમાનાના અભૂતપૂર્વ વિષાદ અને ગહનતમ નિરાશાને તે વાચા આપે છે.

લોરમોન્ટોવ ખૂબ નાની વયમાં અવસાન પામ્યો, પણ કેટલું ભર્યુંભર્યું હતું આ જીવન ! સંવેદનની સચ્ચાઇ, અનુભૂતિનું ઊંડાણ અને મહત્ત્વના શબ્દો અને લય સહજ રીતે પકડવાની સ્વાભાવિક સૂઝ રશિયાના બન્ને કવિને કવિતાના સાહિત્યાકાશમાં કાયમનું સ્થાન આપે છે- અને કોઇ પણ દૃષ્ટિએ આ નાનીસૂની પ્રાપ્તિ નથી.

પુશ્કિને સમર્થ રીતે પ્રારંભેલી સાહિત્યિક પ્રણાલી લોરમોન્ટોવે એટલી સમર્થ રીતે આગળ વધારી. પુશ્કિનના અણધાર્યા મોતથી આ પ્રણાલી જે તદ્દન નોધારી થઇ ગઇ તેને લોરમોન્ટોવે આશરો આપ્યો અને એ પ્રભાવક પ્રણાલીની ફરી છડી પોકારી. પુશ્કિનની જેમ ખૂબ નાની વયમાં મૃત્યુ પામનાર લોરમોન્ટોવ કોઇ અકળ કારણે થોડો ફિલસૂફ પણ હતો. એક ફિલસૂફનો વિષાદ તેની આ પંક્તિમાં સ્પષ્ટ તરી આવે છે :

"કોઇ અગમ્ય દર્દથી પીડાઇ પીડાઇને મને વિચાર આવ્યા કરે છે. કેટલો કમનસીબ છે આ માનવી ? શેની કમી છે એને ? નિરભ્ર આકાશ આપે છે આશિષ સમગ્ર ધરાને-ઉજમાળે છે સારી પૃથ્વીને દરેક જીવ માટે અહીં જગ્યા છે.

છતાં

આ માનવી... ?

એ તો યુદ્ધની પરંપરા જ સર્જ્યા કરે છે ! કેમ ? પણ કેમ ?"

આ "કેમ ?" પ્રશ્ને કેટકેટલા કવિ ફિલસૂફોને વિહ્વળ કર્યા છે દુનિયાભરમાં ?

ટોલ્સ્ટોય અને ગાંધીની જેમ લોરમોન્ટોવ પણ માણસાઇથી સભર એક મહાનુભાવ હતો. યુદ્ધ જ નહિ પણ માનવમાત્ર વચ્ચેના ધિક્કાર અને દુશ્મનાવટનો એણે અંત ચાહ્યો. રશિયાના અન્ય સમર્થ સર્જકોની જેમ લોરમોન્ટોવનાં લખાણોમાં પણ તાજગી, સંવેદનની પ્રામાણિકતા, નિર્ભીક દર્શન, સત્યને સુયોગ્ય પાશ્વાદભૂમાં જોવાની તાલાવેલી, બૌદ્ધિક પક્વતા, સહિષ્ણુતા અને કદાચ થોડી ફિલસૂફની દૃષ્ટિ ભારોભાર વરતાયા વિના રહેતાં નથી. પણ લોરમોન્ટોવને મહાન સર્જક બનાવનાર એની સંવેદનાની નકરી સચ્ચાઇ છે. આ

સંવેદના, આ સમભાવ એનાં પદ્ય, ગદ્ય અને બેનમૂન ચિત્રોમાં પણ જોવા મળે છે. એકહથ્થુ રાજ્યે તલવારયુદ્ધ દ્વારા માત્ર સત્તાવીસ વર્ષના એ યુવાન કવિના બુલંદ અવાજને શાંત કર્યો. પણ, પુશ્કિનની જેમ મૃત્યુ પણ જેને શાંત ન કરી શકે એવો અવાજ હતો આ ચિર યુવા કવિનો.

અહીં પુશ્કિનની એક અને લેરમોન્ટોવની બે કાવ્યકૃતિના ભાવાનુવાદો કર્યા છે. સાચી કવિતાના શબ્દશ: અનુવાદ શક્ય નથી, યોગ્ય પણ નથી. મેં પસંદ કરેલાં ત્રણે કાવ્યો પ્રણય - કાવ્યો છે. પ્રણયની નિષ્ફળતા, એ કારણે જીવનમાં વ્યાપેલો વિષાદ અને બધા અમથાનુભાવો પછી પણ જીવનમાં વ્યાપતી સહિષ્ણુ ફિલસૂફી (અલબત્ત ભારોભાર ઉદાસીનતાય ખરી) આ કાવ્યોનો વિષય છે. કાવ્યોને જ કવિની વાત કરવા દઈએ :

(૧)

## શ્યામલ શાલ □ Pushkin

વિષાદના કાતિલ હિમખંડથી ઠરી ગયું છે આ હૈયું
લકવાગ્રસ્ત થયાં છે આ અંગો
જોઉં છું, જોઉં છું હું માત્ર શ્યામલ આ શાલ.
મદમસ્ત યૌવનના સ્વપ્નઘેલા એ દિવસો -
મારી ગ્રીક પ્રેયસી માટેની આસક્ત-અસીમ મારી એ પ્રણયઘેલછા
અસત્ય કે અનાસક્તિના આવરણ વિનાનો
મારો નિર્મમ-નિર્મળ પ્રેમ.
કેટલી તો સુંદર, સૌમ્ય, સુમધુર હતી એ મારી પ્રેયસી -
રે, વિષાદના કાતિલ ઓ હિમખંડ !
કેમ ખૂંચવી લીધો મારો અનર્ગળ અવિરામ એ આનંદ ?
મારા યારો, મારા મિત્રો સાથેની મારી એ મોજ-મિજબાની.
હજી તો એ પૂરીય ન થઈ ત્યાં તો આવ્યો એ જ્યુ-
- એ શાપિત દુશ્મનદૂત.
"મિજબાનીની મોજમાં ભાન ભૂલેલા મારા યાર, મારા મિત્ર
તારી ગ્રીક પ્રેયસી તો તને ભૂલી ગઈ છે
- બેવફાઈમાં બેકદર બની છે તારી બેફિકર એ પ્રેયસી."
"વિનાશની શતમુખી આગમાં પ્રજળાવનાર મારા મિત્ર, મારા યાર
લે આ સુવર્ણમુદ્રિકા- તારું આ 'ઇનામ.'
પણ, તું જ થા મારો સાથી, તું જ તો હવે મારો સારથિ."

– પળ વિપળમાં તો માર્ગને પીંખી નાખતા, વીંખી નાખતા દોડયા
  પવનવેગી તોખારના તોરીલા બે અશ્વારોહીઓ.
દયા-માયા બધુંય દફનાવી દીધું છે મેં
                    મારા હૈયાની કબરભોમમાં
મારી ગ્રીક પ્રેયસીનું ઘર ?
કયાંથી દેખાય મારી દાવાગ્નિથી ઊકળતી મારી આંખોને એ ?
મારી આંખોનાં અંધારાં
મારાં પીગળતાં-નીગળતાં અંગો
એકલો, અટૂલો, તૂટેલો, ભાંગેલો ગયો હું મારી પ્રેયસીના ઘરે
એના પ્રેમીની ચુંબનવર્ષામાં તરબોળ થઇ રહી'તી મારી પ્રેયસી
  અંધારા-અજવાળાની અવગણના કરી
  ઝાલી મારી મેં તલવાર, મારી અણિયાળી એ કટારી.
ને...
બેવફા પ્રેમીનું દગલબાજ એ ચુંબન જીવતું મરી ગયું –
                    – મોતનું એ દગલબાજ ચુંબન.
ધડ વિનાના એના મૃતદેહને મેં રોળ્યો, રગદોળ્યો,
                    રોદ્યો, ભુંજી નાંખ્યો.
ને પછી શાંતિથી ઊભો મારી પ્રેયસીની સામે.
એની યાચના, એની પ્રાર્થના, લોહીલથબથ મારી પ્રેયસીની
                    પ્રેમાર્દ્ર એ કાકલૂદી- એ બધાયની
મારી ગ્રીક પ્રેયસીની, એના પ્રેમીની
                    રચી દીધી મેં હિંસક શોકાંતિકા.
એના માથા પરની શ્યામલ શાલ મેં ખેંચી લીધી –
બાંધી દીધાં એમાં લોહીથી લથબથ મારાં શસ્ત્રો
                    અલવિદાની મારી અંતિમ એ યાત્રા.
સાંજના એ વિષાદગ્રસ્ત અંધારામાં મારા સાથી સારથિએ, મારા યારે
ડેન્યુબના વહી જતાં વારિમાં પધરાવી દીધાં
                    મારા પ્રેમના છેવટના એ અસ્થિકુંભો–
– ભૂલવાને સરજાયેલી મારી એ પ્રણયસ્મૃતિઓ.

ના –
ત્યાર પછી કયારેય આનંદો'ર્મિમાં ખોવાઇ નથી આ આંખો
મિજબાનીની મોજ માણી નથી મારી રાત્રીઓએ
વિષાદના કાતિલ હિમખંડથી ઠરી ગયું છે આ હૈયું
લકવાગ્રસ્ત થયાં છે આ અંગો –
જોઉં છું, જોઉં છું હું માત્ર શ્યામલ આ શાલ.

(૨)

□ Lermontov

**(અ) તને**

ના, હવે હું તારા પ્રેમીનો ભાગ નથી ભજવવાનો–
હવે તારા સ્મિતમાં કે ગુસ્સામાં
મારા હૃદયને સ્પર્શવાની તાકાત નથી !
જાણી લે તું ?
હવે આ ક્ષણથી આપણે અજાણ્યા થઇ ગયાં છીએ.
તું તો બધું જ ભૂલી ગઇ લાગે છે.
હુંય મારી સ્વતંત્રતાને ટૂંપાવા નહીં દઉં !
કેવી મોટ્ટી ભૂલ ! બબ્બે વર્ષોનાં વ્હાણાં !
કદાચ, એથીય વધુ
હું થયો'તો ઘેલો તારી આંખો અને સ્મિત પાછળ
યૌવનની કેટકેટલી આશાઓને
આસકત થઇ
તારા પ્રાંગણમાં વાવી'તી મેં
તારા સિવાયની સમગ્ર દુનિયાની એટલે તો અવગણના કરી'તી મેં–
કદાચ,
તારી તહેનાતમાં વેડફેલી ક્ષણો
એ કવિતાદેવીનો મોટામાં મોટો અપરાધ પણ હોય, કો જાને ?
અને તેં શું આપ્યું મને બદલામાં ?
હા, કદાચ કવિતાના આકાશમાં

મારું અસ્તિત્વ તરબોળ થયું હોય એ વર્ષોમાં
મારી અમર કાવ્યપંક્તિઓ મેં રચી હોય.
– શું એ જ મારો કીર્તિધ્વજ હતો ?
અને કીર્તિધ્વજ કરતાંય અદકેરો મુગટ પહેરાવવાનું તારું વચન
– એનું શું ?
પછીથી જે તું થવાની હતી તે પહેલેથી જ કેમ ન થઇ તું ?
હું કાંઇ કાકલૂદી કરવા કે મારી વકીલાત કરવા નથી ઇચ્છતો !
તારે જેને પ્રેમ કરવો હોય તેને પ્રેમ કર
અથવા તો, જેણે તને પ્રેમ કર્યો હોય તેનાં સ્વપ્નોમાં તરબોળ થયા કર
હવે આ પૃથ્વી પર એવું કશું જ નથી
જે મારા ગર્વને હણી શકે, જે મને જંજીરોમાં બાંધી શકે
દૂર ગગનની છાંયમાં કે ખોવાયેલા પર્વતોમાં
હું મારો માર્ગ કરીશ, અને તોય
આપણી વચ્ચેની સ્નેહની અતૂટ સાંકળ
કેવી રીતે ભૂલવા દેશે આપણા સ્નેહસંબંધને ?
હવેથી
જ્યાં બે હૃદયનું મિલન થશે
ત્યાં હું અવશ્ય હઇશ
બધા સાથે હું હસીશ
પણ, આંસુ તો એકાંતમાં જ સારીશ."
હવે મને સંભોગ-સંબંધમાં પણ રસ ન હોય
જેવી રીતે પ્રેમ કર્યો છે મેં અત્યાર સુધી
બસ, એવી જ રીતે હું મારી પ્રણય-વિરહની રમત ચાલુ રાખીશ.
દેવદૂત જેવી પ્રેરણામૂર્તિ જ જેને દગો દે
કેવી રીતે વિશ્વાસ કરે કોઇ એ સ્ત્રી પર ?
કેવી રીતે માન આપે કોઇ સ્ત્રીને ?
દુ:ખના ડુંગરો, મૃત્યુ ઘેલછા બધી –
તારા હાથોનો યૌવન સ્પર્શ માણવા તો
સમગ્ર દુનિયા સાથે યુદ્ધની નોબતો વગાડીશ હું

મારું સમગ્ર અસ્તિત્વ જરા પણ માનભાન વિના
મેં તને સમર્પિત કર્યું'તું
તને મારા ભીના ભીના અસ્તિત્વનો ખ્યાલ હતો ?
હા, તને એનો ખ્યાલ તો હતો જ
માત્ર હું જ તને ઓળખી ના શકયો.
(બ)...
આપણે છૂટાં પડયાં છીએ, તોય...
આપણી વચ્ચે દૂરતાનો પડદો પડયો છે, છતાં
મારા અસ્તિત્વ સાથે તારી મૂર્તિ પહેલાંની જેમ વણાઇ ગઇ છે
મારા જીવનને ઉલ્લાસ અને આનંદનો સ્પર્શ આપે છે
ગત વર્ષોની સુખદ આભાસી એ છાયા.
બીજી અનેક સ્મૃતિ મને સ્પર્શે છે
પણ, પ્રેમ ? એની તો વાત જ ન્યારી છે
અતીતમાં અટવાયેલી, છતાં એકમેવ મારી પ્રેરણામૂર્તિ
વિલીન થયેલા ભૂતકાળમાં ખોવાયેલી એક માત્ર મૂર્તિ
– અનહદ પ્યારી મારી પ્રેરણામૂર્તિ.

## પ્રાર્થના □ Anna Akhmatova □ હસમુખ દવે

ભલે આપ માંદગી લાંબી,
ટૂંકા પડતા શ્વાસની, અનિદ્રાની, તાવની.
લઇ લે મારા બાળકને અને મિત્રને પણ,
છીનવી લે ગીતની સોગાદને મારા છેવટના અનુયાયીને પણ.
પ્રાર્થું હું તો અટલ શ્રદ્ધાથી એટલું,
ભલે દિવસો ઘણાં કષ્ટમય કાપું,
પરંતુ દેશ પર મારા ઝઝૂમતાં
ઝંઝાવાતોનાં વાદળાં કાળાં
જાય હટી,
અને આનંદે દેશ મારો
સૂર્યનાં સોનેરી કિરણોમાં.

## કેદી □ Alexander Pushkin □ જશવંતી દવે

એક કેદીની જેમ, એકાકી
હું રહું છું કબર જેવી
શાંત અને ભેંકાર એવી
કોટડીમાં.
બહાર, પરશાળમાં, જંગલી
ઝનૂની ખેલમાં,
મારો મિત્ર, એક બાજ એના
શિકાર પર તૂટી પડયો છે
અને પછી, એના લોહી નીગળતા કોળિયાને
બાજુએ મૂકીને એ મારા તરફ તાકે છે
અને ચિત્કાર કરે છે કે
પછી આજીજી ?
"આ જ સમય છે," એ કહે છે,
"આ જ સમય છે ચાલ ભાગી છૂટીએ !
આપણે બન્ને વર્યા છીએ સ્વતંત્રતાને
તેથી ભાગી જઇએ આપણે
જ્યાં તોફાનગ્રસ્ત વાદળાં હિંમતભેર ફરી રહ્યાં છે,
જ્યાં ગર્જતા સાગરો આકાશ સાથે ભળી જવા ધસી રહ્યા છો,
જ્યાં જવાની હિંમત માત્ર હવા જ કરી શકે છે
અને હું !..."

□ **Olga Bergholts**

હંમેશાં મુક્તપણે મેં આપ્યું છે મારું હૃદય
પ્રિયને, ગીતને, વ્યથાને...

માફ કરી દો

મારે કારણે તમને થતા દુ:ખને, પ્રિય, પણ આપણે છૂટા પડીએ તોયે
ભલે મારી આંતરડી કકળે,

આ સુખ છે.

ભીતિ મને ક્ષીણ કરે છે, ભયંકર ધાસ્તી
ભાવિની કસોટીઓની, અને ખાલીપણાની
અતીતના પડછાયા મારો પીછો કરે છે,

અને છતાં

હું જાણું છું.

આ સુખ છે.

હું રૂંધી રાખું છું આંસુઓને, વાવાઝોડામાં વૃક્ષોની જેમ
તમારાં ઠપકાભર્યાં વચનો મારી પર કોરડા વીંઝે છે

યાતના ? હા !

પણ ઉદાસીન ન થાઓ, માફ કરવું કે શાંત પાડવું
પ્રેમ ક્યારેય માફ કરતો નથી –

આવું છે સુખ.

સર્વોપરી શાસક, પ્રેમ મર્મવચન કહેશે અને નાશ કરશે,
તે સહાનુભૂતિ શોધતો નથી, પોતે જ છે દયાહીન.
પ્રેમ જ્યારે હોય છે ત્યારે એ રમવાની વસ્તુ નથી, રમકડું નથી...
પ્રેમ બંને છે : દુ:ખ અને સુખ !

# શાપ છે મારો તને ! □ Andrei Voznesensky
□ બકુલ રાવલ

(પાબ્લો નેરુદાની સ્મૃતિમાં)
હે કવિ બંધુ,
તમે સૂતા છો ચિલીની કબરમાં !
– તેમણે નેરુદાની હત્યા કરી હતી !
કૃત્રિમ પુષ્પમાળાઓ ઊંચકીને
ઊપસેલી નસોવાળા
હત્યારાઓના હાથ નિકટ આવી રહ્યા છે !
સૈનિકો તમારું દ્વાર છોડી ગયા હતા.
તમારી ધરપકડ પૂરી થઇ છે
ફેરી જિતાઇ ગયો છે !
કવિ મરી રહ્યા છે
અને –
સ્વાતંત્ર્યનું મોત થયું છે,
સ્વતંત્રતા મરી ગઇ છે,
કવિ મરી રહ્યા છે !
યુવાન અને હણાયેલા લોકોની જેમ
ફૂલોમાં વીંટાઇને તમે
ચત્તાપાટ સૂતા છો !
રૂપાળી, સ્વસ્થ માટિલ્ડાની
આંખ શ્રાવણ ભાદરવો વરસાવી રહી છે,
તે તમારા મૃત શરીર પર
ઝૂકી ગઇ છે !
સિતમગારો કદી પણ
વખાણતા નથી કવિઓને
અને –
જ્યારે વખાણે ત્યારે જાણવું

કે –
મોત નિકટ આવ્યું છે કવિઓનું !
જાંબુડી આંખવાળા
ઓલિવના ફળ જેવી ચામડીવાળા
પાલ્લો;
ખિતાબધારીઓમાં અજોડ એવા
હે ગીતપંખી,
તમને
તેઓ બોલાવશે જન્મદિને
વહાણના તૂતક પર !
હે કવિબંધુ,
મને કાવ્યપઠન કરવા તમે નોતર્યો હતો
સ્ટેડિયમ ખાતે !
બધા કેદીઓ પોકારી ઊઠયા હતા :
તેમણે કવિની હત્યા કરી હતી !
મહાન વ્યકિત; મહાન કેદી !
તમે,
નેરુદાના ભાઇઓ;
તમારી બંદૂકો નીચે કરીને,
એક વખત જેમ પેલા
છાપેમાર સૈનિકોએ
કસુંબી વસ્ત્રો ધાર્યાં હતાં
તેમ કાળી પટ્ટીઓ ધારણ કરો !
એક ક્ષણનું મૌન ?
ભલે એકાદ શાપ
કોઇ મૃત્યુલેખ અને સ્મૃતિલેખનું
સ્થાન ગ્રહણ કરે !
હે સૈનિક માફિયા
મારો શાપ છે તને !

કેટલાક લોકો ભાગી છૂટયા હતા
કદાચ 'ઇલ્યુશિન' નામના
હવાઇજહાજ દ્વારા !

હે મારી લોકતાંત્રિક ભ્રમણાઓ,
હું તમને શાપ આપું છું !

હત્યા કરવાની યાદી લઇને ફરતા
તમને પણ
હું શાપ આપું છું !
હું શાપ આપું છું!
હું શાપ આપું છું !

મને જવા દો -
નેરુદાની કબર પાસે !
હું લઇ આવીશ
મુઠ્ઠીભર રશિયન માટી !
થોડીક ક્ષણો સુધી
હું ગળી જઇશ વિષાદ અને લજ્જાને
પછી -
ખંડિત સ્વતંત્રતાના
આ અંતિમ કવિને
હું કહી ઊઠીશ
અલવિદા ! અલવિદા ! અલવિદા !

## પ્રેમ □ Vyacheslav Ivanov □ નલિની માડગાંવકર

આપણે બે ગાજવીજ કરતાં બળતાં થડ,
મધરાતે ઝળહળતી ચીડવૃક્ષના લાકડાની બે મશાલો;
આપણે બે સ્વર્ગને એક છેડેથી બીજે છેડે સ્પર્શ કરતી ઉલ્કાઓ,
એક નિયતિના, અને એક સંકલ્પના, આપણે જોડિયા બાણ.

આપણે બે પ્રકાશ કિરણ જેવી ચમકતી લગામવાળા લડાઇના પાણીદાર ઘોડા.
એક હાથમાં સજ્જડ લગામનો કાબૂ અને બીજે હાથ ચાબૂક મારી દોડાવી રહ્યો છે.
આપણે, એક જ દૃશ્ય જોનારી બે આંખો,
એક જ સ્વપ્નનું વહન કરનારી બે ફફડતી પાંખો

ઉદાસ આંખોવાળા બે આત્માઓ
જેની ઉપર આરસપહાણની એક દિવ્ય કબર છે.
એક સમાધિ, જ્યાં અનંત સૌંદર્ય સૂતું છે.

આપણે બે, યુગલ-હોઠોથી એક જ રહસ્યને સાચવનારા,
આપણે એક સ્ફિંક્સ- એકબીજાની સમસ્યા,
આપણે એક વધસ્તંભ પર ખીલે જડાયેલા બે હાથ.

# દરિયો ☐ Vasili Zhukovsky ☐ નૂતન જાની

(શોકાંતિકા)

ઊંચા આકાશની જેમ દરિયો પ્રકાશે છે, દરિયો અવાક્ અને મૌન છે,
તારા અતળ ઊંડાણ પાસે હું મંત્રમુગ્ધ થઈને ઊભો છું.
તું જીવંત છે, શ્વાસ લે છે અને લાગણીથી સભરસભર છે,
ગમતી મૂંઝવણો અને મુશ્કેલીભર્યા ખયાલો.
ઊંચા આકાશની જેમ દરિયો પ્રકાશે છે, દરિયો અવાક અને મૌન છે,
મારી આગળ બધું છતું કરે છે, કહે છે મને તારું ગૂઢ-રહસ્ય
કહે હવે તારા અસીમને કઈ ચહલપહલ ઉશ્કેરે છે ?
કઈ વાસના તારી છાતીને વ્યથાથી વલોવી નાખે છે ?
કે પછી એ આંજી નાખનારી આકાશની આભા છે.
શું એ તને ખેંચી જાય છે પૃથ્વીના બંધનથી પોતા સુધી ?....
હે રહસ્યમય સમુદ્ર, તારી શક્તિ અમૃતસભર છે;
સ્વર્ગના સાન્નિધ્ય જેટલો જ તું કેટલો બધો પવિત્ર છે !
તું વહે છે ખળભળાટ સાથે, આંજી નાખનાર આસમાની રંગ સાથે,
સવાર અને સાંજના વૈભવ સાથે તું ચાલ્યો જાય છે,
એના સોનેરી ચળકતાં વાદળો તું હેતથી ચૂમે છે,
તું આનંદથી રાતે એના તારા સાથે પ્રકાશે છે.
પણ જ્યારે ગમગીન ગરજતાં વાદળાં ગંભીરતાથી જમા થાય છે
તારી પાસેથી પારદર્શક આકાશને છીનવવા માટે,
તું ઝૂઝે છે, ઝઝૂમે છે, ઘૂઘવે છે અને તારાં મોટાં મોટાં મોજાંઓને
ઉછાળે છે,
તું ગર્જે છે અને તું અંધકારને ધિક્કારે છે અંધકારનાં ચીંથરેચીંથરાં કરી
નાખે છે...
જો, હવે વિષાદ શમે છે, વાદળો વીખરાય છે,
પણ તું રહે છે પહેલાં જેવો જ ભીતરથી સાવધાન
અને તું તારા ચોંકેલા મોજા સાથે ઊછળતો રહે છે પ્રલંબિત સાતત્યથી
અને છતાંયે આકાશના મીઠા ચમકારાને ફરીથી ધારણ કરે છે

એનો અર્થ એવો તો નહીં જ કે તું ફરીથી ધારણ કરે છે તારું એનું એ જ
જૂનું મૌન :
એટલું તો નક્કી કે તારી દેખીતી શાંતિ છેતરામણી છે !
તારા ભીતરના ઠેઠ તળિયે તેં સંતાડી છે તારી વિમાસણો
અને, આકાશ વખાણે છે, અને કંપે છે તારા વતી.

□ **Yevgeni Vinokurov** □ જયા મહેતા

મેં એક ખ્યાલનો પીછો કર્યો...
મેં એનો પીછો કર્યો એને પકડવા માટે
અને એને એક નવા કાવ્યના પીંજરામાં પૂરી દેવા માટે
મેં એનો પીછો કર્યો
હું છુપાઇને પ્રતીક્ષા કરતો તાકી રહ્યો
હથેળીથી મારું મોઢું બંધ રાખીને
શ્વાસ રોકીને
ચોરપગલે સરકીને
મારા હાથથી એને ઢાંકી દેવાનો પ્રયત્ન કરતાં કરતાં
મેં એનું પગેરું કાઢયું,
પણ તે ઊડી ગયો.
અને ફક્ત કેટલીયે વાર
એક ચમકદાર રંગનું પીંછું મારી આંગળીઓ વચ્ચે રહ્યું
પુરાવા તરીકે
કે તે સાચેસાચ
એક ઘટના હતી, દિવાસ્વપ્ન નહોતું.

## રશિયા □ Ivan Nikitin □ શકુંતલા મહેતા

ભૂરા આકાશના
તંબૂ નીચે
હું જોઈ શકું છું દૂર દૂર સુધી પથરાયેલ
લીલાછમ ઢાળને

વાદળોની ઉપર ઊંચે
તેની ધારે ધારે ઝૂકયા છે
રાક્ષસી પર્વતોની હારમાળા
નિસ્તેજ અને ગતિહીન

ઢાળમાં થઈ વહે છે
સમુદ્ર તરફ સમર્થ નદીઓ
અને લાંબા રસ્તાઓ ધસે છે
ઉત્તર, દક્ષિણ, પૂર્વ, પશ્ચિમ

દક્ષિણે દેખું છું
ખેતરો સોનેરી ઘઉંના
નદીના ગીચોગીચ બરુ જેવા
મંદ મંદ ફરકતા

મેદાન પર ઘાસ
પથરાય છે ગાલીચા જેમ
મંડપમાં દ્રાક્ષ ઝૂલે છે
ધીમે ધીમે પાકતી

હું ઉત્તર તરફ જોઉં છું
પેલા વેરાન પ્રદેશો
બરફ જેવી રુંવાટી
અનંત ચકરાવા લે છે

અને વિશાળ ભૂરો સમુદ્ર
તેની પ્રચંડ છાતીથી ધબકે છે;
હિમખંડો, મોટા પર્વતો જેવા,
તેની સપાટી પર તરે છે.

અને મળસ્કાનું આકાશ
પોતાના તેજસ્વી પાવકથી
ભારેખમ વિષાદને અજવાળે છે
પથરાઈને સર્વે સ્થળે...

એક વાર લોકો
મારી ત્વચા
હેઠળ આવે છે,
પછી એમને માટે બહાર નીકળવાનો
કોઈ રસ્તો રહેતો નથી.
એ લોકો આસપાસ દોડાદોડી,
કૂદમકૂદ કરતા હોય છે.
અને મારા ભીતરને ગીત
અને નર્તનથી
ભરતા હોય છે.
ખૂબ ઘોંઘાટ કરે છે, ધાંધલ ધમાલ
કરે છે અને મારા
મૂંગાપણાને વાપરે છે આચ્છાદન
રૂપે.
હું પૂરેપૂરો છલકાતો હોઉં છું
શાણા માણસો
અને મૂર્ખાથી–
એ લોકોએ મને
સાવ થકવી નાખ્યો છે!
એટલે સુધી કે મારી ચામડી ખાસ્સી
ફાટફાટ
અને ચીંથરેહાલ થઈ
ગઈ છે
એમની એડીઓથી, જે મારી ભીતર
ઘસાય છે!
થોડો શ્વાસ લેવાની મને તક
આપો!

આ બધું સાવ અશક્ય છે!
હું ગળે આવી ગયો
છું
એમનાથી, જેમણે મને અઢળક
આનંદ આપ્યો છે.
અને જેમણે મને અત્યંત આઘાત
આપ્યો છે.
મારા પર આ બધું શું આવી ગયું
છે?
મારા નાનકડા હૃદયમાં વળગેલી
છે—
એવી આ મોટીમસ્સ મેદનીનું કરું
શું?
ત્યાં વ્યવસ્થા જાળવવા માટે હવે
પોલીસની જરૂર છે!
હું થોડોક પાગલ થઈ ગયેલો છું,
કારણ કે, હવે ત્યાં એની એકાન્ત
છાયામાં,
મેં કોઈ પણ સ્ત્રીને પડતી મૂકી નથી
અને કોઈ પણ સ્ત્રીએ મને પડતો
મૂક્યો નથી!
મરેલી મૈત્રીઓને સજીવન કરવી એ
ઘણું
ત્રાસદાયક છે.
એના પ્રયત્નોમાં તમે ગમે એટલા
કંટાળો તો પણ.

જે મિત્રો મેં ગુમાવ્યા છે
એ બધા માત્ર
બહાર જ હતા,
પણ જે લોકો ભીતર હતા એમાંથી
એકને
પણ મેં ગુમાવ્યો
નથી.
મારી જિંદગીમાં આવેલા બધા
માણસો સાથે
હું ઝઘડયો છું,
અથવા મેં મિત્રો કર્યા
છે.
અથવા મેં ફકત એમની સાથે હાથ
મેળવ્યો છે,
જૂનીપુરાણી ચામડી હેઠળ હું નવી
જિંદગીમાં
ડૂબ્યો છું-
એક છૂપી પ્રચંડ આગ જ્યોતિ
વિનાની,
જે પોતાના નથી એને ફરી પાછાં
પોતાનાં કરવાં
એ નીચે પડતા પાણીના ધોધને ઉપર
ઉડાવવા જેવી વાત છે.
જે લોકો મૃત્યુ પામ્યા છે
એ ફરી પાછા મારામાં
જન્મ્યા છે,
અને જે લોકો હજી જન્મ્યા નથી
એ હજી પણ આક્રંદે છે.
મારી વસ્તી ખાસ્સી મોટી છે,
એક માણસ જીરવી શકે એના કરતાં
ઘણી બધી મોટી-
પણ માણસ અપૂર્ણ જ રહેવાનો
જો એ પોતામાં કોઈને ન સમાવે તો.

□ યેવતુશેન્કો

યેવતુશેન્કો મારો પ્રિય કવિ છે. મને એનાં કાવ્યો ગમે છે. એ કાવ્ય દ્વારા વાત નહીં પણ વાતચીત કરતો હોય એવું લાગે છે. માણસોનો ઘાયલ છે અને માણસોથી પણ ઘાયલ છે. માણસો માટેનો ચિક્કાર પ્રેમ એ એની કવિતાનું કેન્દ્ર છે. પણ ચિક્કાર માણસોએ આનંદથી કે વેદનાથી એને ગૂંગળાવ્યો હોય, એની વાત પણ એની કવિતામાં ધિક્કાર અને પ્રેમ સાથે પ્રગટ થાય છે, અને છતાંયે માણસ માટેની, માણસ જાત માટેની એની ચાહનામાં અછત નથી આવતી, ઓટ નથી આવતી. કયારેક કવિ અને કાવ્યનાયક એક હોઈ શકે.

અહીં મને એમ લાગે છે કે કવિ પોતાની જ વાત કરે છે. કેટલાક માણસોનું વ્યકિતત્વ એવું હોય છે કે એને મળો કે મૈત્રી થાય. અને મૈત્રી ન થાય તો સામો માણસ એની મૈત્રીને ઝંખ્યા કરે, એની મૈત્રી માટે ઝૂર્યા કરે. જીવનમાં આસપાસ કેટલાયે ગમતા, ન ગમતા, શરૂઆતમાં ન ગમતા પછીથી ગમતા, પછીથી ન ગમતા એવા કેટલાયે માણસોનો મેળો છે. તમારી આસપાસ મેળો ભરાય ત્યારે એનો આનંદ પણ હોય, એનો થાક પણ હોય, ગીત પણ હોય અને નર્તન પણ હોય, ઘોંઘાટ અને ધાંધલધમાલ પણ હોય; આવું બધું હોય ત્યારે, જેના

હૃદયમાં મેળો ઊભરાયો છે એ મૂંગો થઈ જાય અને એનું મૌન આ પોસ્ટસ્ક્રિપ્ટ પર કફનની જેમ પથરાઈ જાય. પણ એક માણસ માણસોથી છલકાય છે એ મોટી વાત છે. આનંદને સામે પક્ષે એટલો જ થાક અને કંટાળો હોય છે. શાણાની સાથે મૂર્ખ અને ધૂર્ત પણ હોય છે. એ બધા એટલા ટોળે વળે છે કે મૂંઝવાઈ જવાય છે. શ્વાસ લેવાની પણ તક નથી મળતી. પણ આપણે ઘણી વાર એવા Point of no return પર હોઈએ છીએ કે પછી બહાર નીકળવું પણ અશક્ય હોય છે. આ અશક્યતા આપણે માટે પણ એટલી જ સાચી છે અને જે લોકો આપણામાં પ્રવેશ્યા છે એમને માટે પણ એટલી જ સાચી છે. હૃદય તો કેટલું નાનું અમથું, અને એમાં હકડેઠઠ ભીડ. વૈકુંઠ નાનું ને વૈષ્ણવ ઝાઝા કોઈ ઝાંપટિયો પણ નથી કે મેદનીને અટકાવે. આ ટ્રાફિકજામને અટકાવવા માટે હવે તો પોલીસની જ જરૂર છે. પછી આવે છે એક નિખાલસ એકરાર. ''મેં કોઈ પણ સ્નેહિ પડતી મૂકી નથી અને કોઈ પણ [illegible] એ મને પડતો મૂક્યો નથી.'' પડતો મૂકે કે પડતાં મૂકી દેવાય તો સારું. પણ કેટલાક સંબંધો એવા હોય છે કે નથી જીવંત કે નથી મૃત—કોમામાં હોય છે. એટલે સરભર ગણવતું, મરેલી મૈત્રીઓને સજીવન રાખવાનું કામ એ ભારે ત્રાસદાયક છે. કરમાયેલાં ફૂલોને પાણી છાંટી છાંટીને કેટલાં સજીવન રાખી શકાય. જીવનમાં મિત્રો આવે છે ને જાય છે. જે જવા માટે જ સર્જાયેલા હોય છે એ ક્યારેય આપણી ભીતર પ્રવેશતા નથી; આપણા જીવનની સપાટી પર જ રમ્યા કરતા હોય છે. અને જે ભીતર વસેલા છે એ ગમે એટલી ઓટ આવી હોય તો પણ કદીયે જતા નથી. ક્યાંક એવું વાંચ્યું'તું કે મારામાંનો એક છે જે કદી ફરી પાછો નહીં આવે અને મારામાંનો એક છે જે તને કદીયે ભૂલશે નહીં. કવિ ચોકઠા પાડીને વાત કરે છે. મારી પાસે બે જ વસ્તુઓ હોય છે. કાં તો હું પ્રથમ, કાં તો મિત્ર કહું. અથવા કોઈની સાથે હાથ મેળવું એટલું જ. એ કદાચ સંબંધ છૂટી ઓળખીનો હોઈ શકે અથવા સલામસલામનો હોઈ શકે. મારામાં એક પ્રચંડ જ્યોત છે. પણ એમાં આગ નથી. નર્યો રાગ છે. પણ આ અનુરાગ જીરવવો મુશ્કેલ છે. જે આપણા ન હોય એને આપણા કરવા એ જ ''નીચે પડતા પાણીના ધોધને ઉપર ઉછાળવા જેવી વાત છે.'' કેટલી મોટી વસ્તી છે. જે મૃત્યુ પામ્યા છે એમની પણ. અને જે નથી જન્મ્યા એમની પણ. ન જીરવાય એવી વાત છે. અને જો માણસ હૃદય - પ્રવેશના દરવાજા બંધ કરી દે તો એ અપૂર્ણ રહેવાનો છે. સંપૂર્ણ થવા માટે પણ આ મેદની સાથે પ્રેમનો પનારો પાડ્યે જ છૂટકો. લાચારીથી નહીં પણ ખુમારીના સ્વીકારથી. વર્ષો પહેલાં લખાયેલી બે પંક્તિ યાદ આવે છે :

માનવીઓના આ મધુવનમાં
મન નાચે છે મનપ્રાંગણમાં

## પ્રાણીની વિશેષ ઓળખાણ □ Sergei Esenin
□ સુશી દલાલ

જન્મજાત જ હોય છે દરેક પ્રાણીની
પોતાની જ ઓળખાણ,
અગર ન હોત કવિ તો કદાચ હોત હું કોઇ ચોર અથવા
મહાન દગાબાજ.

દુબળા-પાતળા નાના કદનો હું બાળપણમાં બની બેઠો'તો
બાળકોનો સરદાર,
લોહીલુહાણ, નાક તૂટેલો, હું પાછો ફરતો હતો પોતાને
ઘેર એકલો ઘણી વાર.

પોતાના મોઢાથી લોહી લૂછતો હાંફતો ભયભીત માતાને
દેતો હું આશ્વાસન,
"કંઇ પણ નથી, જરા ઠોકર ખાઇ ગબડી ગયો હતો, રૂઝાઇ જશે
કાલે એ ઘા, ચોટ છે સાવ સાધારણ."

અને આજે જ્યારે શાંત થયું એ પ્રબળ દિવસોનું
ઉન્માદી તોફાન
એ સાહસિક બેચેન શકિતની ફૂંક છવાઈ ગઇ
કવિતાઓમાં થઇ પ્રાણ.

પર્વત ઊભો સોનાના શબ્દોનો પંકિત પંકિતમાં,
છે પ્રતિબિંબ હજાર,
પેલા તોફાની અને લઢકણા છોકરામાં
હતું સાહસ અપાર.

આમ જ હું ઘમંડથી પૂર્ણ સાહસ છું, ફરક એટલો જ છે
આજે નવા છાંટા ઉછાળતો કરું છું અભિયાન,
અને અગર જો ચોટ લગાવ્યા કરે છે આ સહુ મારા મ્હોં પર
હવે મારો આત્મા રીસાઇ રહે છે, લોહી-લુહાણ.

હવે જઇને હું નથી કહેતો મારી માતાને

કહું છું અજાણી ભીડને, અટ્ટહાસ કરું છું આ જનગણને.
"કંઇ પણ નથી, આ તો જરા પથ્થરની ઠોકર ખાઇને ગબડી ગયો હતો,
થઇ જશે કાલે આ સાવ સારું, ઘા છે સાધારણ."

## વિધાતા □ Fyodor Sologub
□ હસમુખ દવે

ગરીબ ખેડૂતને ત્યાં પુત્ર જન્મ્યો
એક ડોકરી, એની ધ્રૂજતી આંગળીઓથી
વાળનાં ઝટિયાં બાજુએ ખસેડતી
ઝૂંપડીમાં ઘૂસી ગઇ.

સૂયાણીની નજર ચૂકવી
એ બાળક પાસે પહોંચી ગઇ
એની ગાંઠો પડેલી, બેડોળ આંગળીઓથી
એણે બાળકના ગાલને સ્પર્શ કર્યો.

અને કંઇ અપશુકનિયાળ શબ્દો બબડતી
વાંકીચૂંકી લાકડી ઠોકતી જતી રહી.
વર્ષો વીત્યાં અને કોઇ કંઇ જાણી
શક્યું નહિ એ ડોકરીનાં કામણટૂમણ

ફરી વળી એ બાળકના જીવનમાં હતાશા,
સુખ, આનંદ અને ખરો પ્રેમ તો ચામડી પરના
લાખા જેવાં ક્યાંય અદૃશ્ય થઇ ગયા
એ ડોકરીના મંતરતંતરના પ્ર

## ગામનો ચોકીદાર □ Nikolai Ogarev □ શકુંતલા મહેતા

કાળીડિબાંગ છે રાત, કાળાં વાદળો
આકાશમાં
ચોતરફ છે સફેદ બરફ
અને રાતની ઠંડી હવા ફેલાવે છે
હિમ જમીન પર

ગરીબોનાં નમ્ર ઝૂંપડાંઓની હાર
મુખ્ય ગલીની કિનારી રચે છે
પેલો ચાલ્યો જાય છે ગામનો ચોકીદાર
તેના અટૂલા આંટા મારવા

તે ધ્રૂજે છે,
હિમવર્ષાનું વાવાઝોડું
વેરથી તેના પર તૂટી પડે છે
કઠોર હિમમાં તેના થોભિયા
અચાનક બની જાય છે શ્વેત.
જીવન બને છે નિરસ જ્યારે આનંદ તમને
છોડી જાય છે
નિરસ જ્યારે તમે હો છો એકલા;
અને તેનું ગીત તોફાની પવનમાં
વિશેષ મુખરિત લાગે છે મરસિયાની જેમ.

ચંદ્રવિહોણી આખી રાત તે રખડે છે
પ્હો ફાટે ત્યાં સુધી
અને પાટિયા પર પોતાના ગુપ્ત વિષાદથી
ટકોરે છે સમયને
ડફાયું પાટિયું ઝોલાં ખાય છે
અનંત નિસાસા નાખતું...
એનું ઉદાસ હૃદય ઝડપે ઊંડે ઊંડે ઊતરતું
જાય છે
અને તેની વેદના વધતી જાય છે.

## કલાકારની શોધ □ Vladimir Sokolov
□ જયા મહેતા

સૂકાં પાંદડાં થાય છે વૈભવશાળી સુવર્ણરંગી
લાલ, કેશરી, ઝાડની છાલનો રંગ...
છોકરાઓ ટોળે વળે છે બગીચામાં ચિત્ર આલેખતા
એક કલાકારના ખભા પરથી ડોકિયાં કરવા

ભૂમિ પર સર્વત્ર છૂટે હાથે પાનખરે બિછાવેલા
ગાલીચા તરફ એ જુએ છે,
અને પછી બૅન્ડ-માસ્ટરના હાથમાંની જીવંત દાંડીની જેમ
ઊંચી કરે છે પોતાની પીંછી.

અર્ધજાગૃત ઉત્કંઠાથી પ્રેરિત
છોકરાઓ જોયા કરે છે ચૂપચાપ એનો હાથ
અને જુએ છે, એની પીંછીના સહજ લસરકાથી
બગીચો કેમ આવિર્ભાવ પામતો જાય છે.

પારેવડાં સાથે, ઝાંખી પડી ગયેલી, કરમાયેલી જૂની
ઝાલરની જેમ અદૃશ્ય થતી ગલીઓ સાથે,
પણ એ છોકરો નથી, એ સ્પષ્ટપણે સમજે છે
કે એવું કંઈક છે જેને પામવામાં પોતે નિષ્ફળ જાય છે.

ઊંચે હવામાં વાદળોની જેમ બદલાતા
રંગના ચંચળ તોર-તરંગ એ જાણે છે –
પાંદડાં ઓછાં અને ઝાંખા થતાં જશે,
છોકરાઓ કંટાળી જશે અને ભાગી જશે.

શિશિરના થીજાવી દેતા સ્પર્શ
એના હૃદયના ઊંડાણ સુધી ચીરો મૂકશે
અને આ બધું, એ અંકિત કરવા ઝંખે છે
એ રહસ્યને ધારણ કરતી ઝાંય માટે.

ઝાંય... પણ શ્વાસ જેટલી અનિવાર્ય

લહેરાતા જીવનના સૌંદર્યથી
એ ઝાંય એની આંખને ચીડવે છે
અને બધાં અનુકરણોનો પ્રતિકાર કરે છે.

એ પોતાની પીંછીમાં એને પકડમાં લે
અને લોકોને સુરેખ અને તાઝગીભર્યું આપે ત્યાં સુધી
એ તેને સતત પીડયા કરશે -
રમતિયાળ નિરંકુશ મૃગજળ.

## પાંદડાંઓ □ Leonid Martynov

### □ નૂતન જાની

પાંદડાઓ
પડેલાં હતાં
પગથી પર...

જ્યારે અચાનક
એ વળગાડ વળગેલા લાગ્યા
અને એમની પાનખરનો રંગ બદલાવા લાગ્યો
અતિ ઉત્સાહમાં આવી રાક્ષસી રીતે નાચવા લાગ્યા.

હું બરાડયો : "તમે કોણ છો ?
શા માટે ધાંધલ કરો છો ?"

મેં એમને ભારેખમ નિસાસો નાખતાં સાંભળ્યાં.
"અમે પાનખરનાં પાંદડાં છીએ !"
એઓ દુ:ખથી ખખડયાં.

"અમને આશા છે કે કોઇ કલાકાર નજીક આવશે
પરંતુ જેઓ રંગ અને પીંછી સાથે આવ્યા
તેમણે પણ અમારી સામે નજર સુદ્ધાં નાખી નહીં
તો લ્યો અમે આ ઊડયાં,
આવજો !..."

## મારા આત્મા □ Pasternak

□ શીરીન કુડચેડકર

મારી આસપાસના સૌ કોઇ માટે
શોક કરી રહેલા મારા આત્મા,
વેદનામાં તરફડતા આ સૌ મરણ પામ્યા છે
તેમની છે તું કબર.

તારો લેપ લગાવ્યો છે એમના શબ પર,
એમને માટે છે તારાં ધીમાં સ્તોત્ર,
એમને માટે શોક કરતા તંતુવાદ્યને
તારાં આંસુ વળગી રહ્યાં છે,

આપણા આ સ્વાર્થી યુગમાં,
એમની ભસ્મની પીડાને રાહત દેવા,
માન અને અદબ જાળવવા,
તું બન્યો છે અસ્થિકુંભ.

તને જમીનના અંધકારમાં કચડી નાખવા
તેમની વેદનાઓ પ્રપંચ રચી રહી છે,
શબઘર અને કબરમાં ફરતાં ફરતાં
તેમની ધૂળની ગંધ તને વળગી છે.

મારા આત્મા, મારું શબઘર,
અહીં આપણે સંઘરેલું અનાજ
તું ચક્કીની જેમ ભેગું કરી
દળીને ઢગલો બનાવે છે.

તેમ છતાં મારા માંડ ચાળીસ વર્ષના
અતીતનું સર્વસ્વ
તું દળતો રહે, દળતો રહે,
ઘોરમાં તે ખાતર બને ત્યાં સુધી

## મરણ વિશે □ Anna Akhmatova

□ જયન્ત પાઠક

મેં કોયલને પૂછયું :
હજી મારે કેટલાં વર્ષ જીવવાનું છે ?...
પાઇન-વૃક્ષોની ટોચોમાં કંપ પ્રસર્યો
એક પીળું સૂર્યકિરણ રસ્તાના ઘાસ ઉપર પડયું;
ને છતાં રસ્તાની સફાઇ એવી ને એવી જ રહી
અવાજથી અક્ષુબ્ધ...
હું ઘર ભણી પાછી વળી
મારાં બળું બળું થતાં લમણાં સાથે
શીતળ હવા ગેલ કરવા લાગી...

## આવજે દોસ્ત ! □ Sergey Esenin

□ ઉશનસ્

વિદાય મારા પ્રિય દોસ્ત! આપણે
ફરી મળીએ ક્ષણ તે લગી તો;
હૈયા વિશે રાખું છું હું તને તો;
આ આપણો નિર્મિત દીર્ઘ સ્નેહ તે
ભાખે : "ફરી ત્યાં મળીશું જ" એમ;
ના આપણે બોલવું કાંઇ, આપણે
મિલાવવોયે નથી હાથ, જ્યાં સુધી
મળી ન જૈએ ફરી ત્યાં, ત્યહીં સુધી;
વયસ્ય મારા! નવ દુ:ખી તું થા,
કે આમ ભોંઠો પડી જા ન તું ભલા;
ના મૃત્યુ એ કૈ નવી વાત જીવને,
ને જીવવું એય નવું નથી સ્તો.

---

* કવિની આ છેલ્લી વિદાયની કૃતિ છે. જે એણે લેનિનગ્રાદની હોટલ દ એન્ગ્લેટટમાં પોતે ફાંસો ખાધો તે પહેલાં જ લોહીથી લખી હતી.

## કવિ □ Alexander Pushkin □ ભાલચંદ્ર ભટ્ટ

એપોલોના ઉજ્જ્વલ યજ્ઞનું આહ્વાન
સંભળાયું નથી હોતું ત્યાં સુધી તો
કવિ
જીવનની મામૂલી ચિંતાઓમાં જીવે છે;
એનો અંતરાત્મા એમાં જ ડૂબેલો રહે છે;
એની વીણામાંથી ઝંકાર જાગતો નથી.
એનું ચૈતન્ય પ્રગાઢ સુષુપ્તિમાં ઢળેલું હોય છે.
આવી પરિસ્થિતિમાં તો
કવિ એટલે એક નકામી દુનિયાનો સૌથી નકામો માણસ.
પણ જ્યારે કોઈ દેવ-દત્ત ·શબ્દનાદ ભણી
એના કાન સરવા બને છે ત્યારે
પાંખોના ફફડાટથી જાગી ઊઠેલા ગરુડ જેવો
હોય છે એનો આત્મા.
ત્યારે તો એ
દુનિયાદારીના ખેલથી ખિન્ન
ટોળાના ઘોંઘાટથી મુક્ત
લોકોની વીરપૂજાને અવગણતો
ગર્વીલા અણનમ મસ્તકે
વન્ય આવેશથી ગૌરવાન્વિત
ઝંઝાવાત ને ઉદ્‌ઘોષ સાથે
કિનારાને ધોતાં ખાલી જલમોજાં
ને પડઘાનાં જંગલો ભણી
વેગપૂર્વક પાછો વળે છે...

## ધડાકો □ Yuri Voronov □ મંગળ રાઠોડ

ધડાકો ઘરને ધ્રૂજાવી મૂકે છે.
અને કાચરહિત થઇ ગયેલી બારીઓ
ધ્રૂરકે છે.
એક બાળક નિદ્રાધીન છે.
ભર ઊંઘમાં તે મરકે છે.
તેની મા તેને બિછાને બેઠી છે.
તેની સંભાળ રાખે છે.
અને ધીમા સાદે ગાય છે ગીત.
તે ગાય છે શાંતિનું ગીત. ચૂપકીદીથી.
આખરે જ્યારે તેઓ આવી ધમકે ત્યારે
રખે પોતાનું બાળક, ગભરાઇ ન જાય

## પોતાને રસ્તે જતા માણસ માટે □ Margarita Aliger □ સુરેશ દલાલ

માત્ર
મારે થવું તારા પ્રિય પાત્ર
મારે થવું છે તારી તાકાત
તાજી હવા
      દરરોજની રોટી
માથા પર ઊડતું આકાશ

તારાં ચરણ તળેનો રસ્તો,
જો તું તારો રસ્તો ચૂકે
તો તું એને વાપરજે, પાછો વળીને જોતો નહીં;
જો તું થાકે અને તરસ્યો થાય
તો અહીં તો જો, હું ઝરણું થઈ જાઉં;
ખૂબ પાસે આવ, વાંકો વળ, અને પી જા.

જો તને કોઈ રાતે
પર્વતોની વચ્ચે કે અરણ્યના અંધકારમાં
વિસામો લેવાની ઇચ્છા થાય,
તો ઝૂંપડીના ધુમાડાની જેમ ઊંચે ચડીશ
પ્રગટી ઊઠીશ      પાવકનું પુષ્પ:
ત્યાં તું મને ઓળખી લેશે.

દુનિયામાં તું જે જે કાંઈ ચાહે છે
એ બધામાં હું જલસાથી રૂપાંતર પામીશ;
મળસ્કે તું જોજે તો ખરો તારી બારીમાંથી,
  તું જે કાંઈ જોઈશ એમાં હું જ હોઈશ.

હું પંખીમાં પલટાઈ જઈશ
(નાનકડાં પંખીઓની સૂર-રંગી રમણા)
ગાતી      દિવસને અંતે.

હા, તારે મારી નોંધ લેવી જ પડશે.
ત્યાં બુલબુલના
બદલાતા સૂરમાં
પાંદડામાં.
તને એ પાંદડીઓમાં ઝાકળ દેખાય છે ?
એ હું છું.
અને
બગીચાને માથે ઝૂલતું વાદળ.

બસ રાજી ?

ક્યાંક ને ક્યાંક આસપાસ મારો પ્રેમ
તને સલામત રાખશે.

અનેકની વચ્ચે હું તને પામી ગઈ છું.
હવે આપણા પંથ જોડાઈ ગયા છે.
તું સમજે છે, મારા પ્રિયતમ ?
તું જ્યાં હોય ત્યાં તું મને જ મળશે.
મને જોયા સિવાય તારો છૂટકો નથી.
તારે અનંત કાળ માટે મને ચાહવી પડશે !

## પ્રતિધ્વનિ □ Leonid Martynov □ સુશી દલાલ

આ કયો કિસ્સો છે ?
ભલેને હું વાતો કરતો હોઉં
તારી સાથે એકાંતમાં –
પણ કોણ જાણે કેમ દીવાલો
મારા શબ્દો દોહરાવે છે જેમના તેમ.
તરત તે ગૂંજી ઊઠે
નજીકની કુંજોમાં,
દૂરનાં જંગલોમાં
નજીક રહેતા લોકોનાં ઘરોમાં,

નિર્જન સ્થાનોમાં,
દરેક જગાએ, પ્રાણીમાત્રના રાત્રિ-નિવાસોમાં.
એકંદરે એમાં કંઈ જ ખરાબ નથી.
દૂરતાનો કોઈ અંતરાય નથી
વ્યંગ્ય માટે
નિશ્વાસ માટે
કેટલો સશક્ત છે પડઘો
સ્પષ્ટપણે, યુગ જ એવો છે.

## 'જો બધું જ' □ Margarita Aligar
□ અદ્વૈત નાગર

જે સહન કરતાં હું ન શીખી શકું એ બધું જ
જો ફક્ત રૂપાંતરિત થઈ શકે- સંઘેડા ઉતાર
ગીતમાં કે વાર્તામાં
તો ઉદાસીનો ભાર મારા હૃદય પરથી તરત હઠી જાય,
કારણ કે બીજા લોકોમાં- પુરુષો અને સ્રીઓમાં
મારી વેદના વહેંચાઇ જાય છે અને તે જીરવવામાં તેઓ
મને
મદદરૂપ થાય છે.
આથી જ તો હું પહેલાં કવિ બની.
મને બીજું કોઇ કારણ સૂઝતું નથી.

## આવજે મિત્ર □ Sergey Yesenin
□ જયન્ત પાઠક

આવજે મિત્ર, ચાલો છૂટા પડીએ
ફરી ન મળીએ ત્યાં સુધી
મારા હૃદયમાં તું વસ્યો છે;
દીર્ઘ કાલથી નિયત થયેલી આ વિયોગની ઘડી
સામે પારના આપણા પુનર્મિલનની
આગાહી આપે છે.
હવે વાત નહિ, હસ્તધૂનન નહિ-
ફરી ન મળીએ ત્યાં સુધી.
શોક ના કરીશ મિત્ર, ચહેરાને કાળો ના પડવા દે..
જીવનમાં મરવામાં કોઇ નવાઇ નથી
ને જીવવામાં પણ ક્યાં કશી વધારે નવાઇ છે!

---

(નોંધ : લેનિનગ્રાદની એક હોટલમાં આત્મહત્યા કરતાં પહેલાં લોહીથી લખાયેલું કાવ્ય)

# રાતે એક વાગ્યા પછી □ Vladimir Mayakovsky

□ જયન્ત પાઠક

રાતનો એક વાગ્યો છે
તું તારી પથારીમાં ઘસઘસાટ ઊંઘતી હશે
આકાશગંગા રાત્રિના અંધારામાં
ચાંદીની ધારાઓ રેલાવી રહી છે.
મારે ઉતાવળ નથી;
તાકીદનો તાર કરીને તને જગાડવાનું,
તને હેરાન કરવાનું કોઇ કારણ નથી
પેલું કહેવાય છે ને એમ -
પ્રકરણ બંધ થયું છે.
રોજિંદા-ના ખડક સાથે અથડાઇને
પ્રેમની નૌકાના ભુક્કા થઇ ગયા છે
આપણે બન્ને હવે છૂટાં છીએ; પછી
શા માટે એકબીજાનાં વિષાદ, વેદના ને વ્રણોની
તુલના કરીએ !
દુનિયા પર કેવી શાંતિ ઢળી છે !
રાતે આકાશને તારકોની કીમતી ચૂંદડી ઓઢાડી છે.
આવી પળે
યુગોને, ઇતિહાસને ને સમસ્ત સૃષ્ટિને
સંબોધવાનું મન થઇ આવે છે.

---

'નોંધ : આત્મહત્યા પછી કવિના ખિસ્સામાંથી મળેલી પંક્તિઓ)

મને કોઈ કવિ પારકા કે પરાયા નથી.
તંત્રી સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૫
વર્ષ : ૨૧ : અંક ૪ : જૂન, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા

(દ્વૈમાસિક)

Afanasy Fet – 21, 24; Alexander Blok – 42; Alexander Pushkin – 1, 15, 16, 23, 49, 52, 57, 75; Alexander Solzhenitsyn – 19; Alexander Timosesky – 11; Alexander Sumarokov - 40, Alexei Suvkov, Alexoai Tolstoy – 37; Alexei Zhemchuzhnikov – 35; Andrei Vozensensky – 59; Anna Akhmatova – 17, 28, 32, 33, 38, 56, 74, cover II; Boris Pastarnakh – 10, 73, cover III; Bulat Okudjava – 14; Fyodor Sologub – 69; Fyodor Tyutchev – 27, 34; Ivan Bunin – 29; Ivan Krylov – 26; Ivan Nikitin – 64; Leonid Martynov – 72, 77; Lermontov – 54; Margarita Aliger – 12, 13, 76, 78; Marina Tsvetayeva – 7, 31, 33, 34, 38, 41; Maxim Gorky – 3, 16; Mikhail Dudin – 20; Mikhail Isakovsky – 28; Mirzo Tursun-Zadeh – 44; Nikolai Ogarev – 70; Nikolai Yazykov – 30; Olga Bergholtz – 18, 58; Sergei Esenin – 39, 68, 74, 78, cover IV; Sergei Gorodetsky – 21; Sergei Orlov – 36; S[illegible]n Shchipachev – 20, 36; Vasili Fyodorov – 22; Vasili Zhukovsky – 17, 25, 39, 62; Vladimir Mayakovsky – 25; Vladimir Sokolov – 71; Vyacheslav Ivanov – 61; Yevgeni Vinokurov – 37, 63; Yuri Voronov – 48, 75; Yvetushenko – 2, 9, 13, 15, 43, 65, cover II.

---

અદ્વૈત નાગર, અનિરુદ્ધ બ્રહ્મભટ્ટ, ઉત્પલ ભાયાણી, ઉમાશંકર જોશી, ઉશનસ્, ઉષા પટેલ, જગદીશ જોષી, જયન્ત પાઠક, જયા મહેતા, જશવંતી દવે, તરુ કજારિયા, દિનેશ દલાલ, ધીરુ પરીખ, નલિન રાવળ, નલિની માડગાંવકર, નૂતન જાની, પ્રજારામ રાવળ, બકુલ રાવળ, ભારતી પંડ્યા, ભાલચંદ્ર ભટ્ટ, ભોળાભાઈ પટેલ, મંગળ રાઠોડ, મેઘનાદ ભટ્ટ, રોહિણી રાજપૂત, શકુંતલા મહેતા, શીરીન કુડચેડકર, સુરેશ દલાલ, સુશી દલાલ, હનીફ સાહિલ, હરીન્દ્ર દવે, હર્ષિદા પંડિત, હસમુખ દવે.

**સૂચના :** વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટ્સ વિભાગ સાથે કરવો.

**લવાજમ :** દેશમાં ૪૦ રૂપિયા  પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.
આ અંકના છૂટક ૧૦ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટ્રસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.

**પત્રવ્યવહારનું સરનામું :** જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઈ-૧.

સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઈ દેસાઈ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઈ-૧.

# કવિતા

તંત્રી સુરેશ દલાલ / અંક ૧૨૬ ઑગસ્ટ ૧૯૮૮ ૬ રૂપિયા જન્મભૂમિ પ્રકાશન


## Where is Your Vooooooooooooooooooooice ?

To affirm your existence
You, my friends, are playing with echoes
But, where is your voice?

The voice rises like the sun.
It rises in the sky and spreads on the earth.
The colourful balloons of a birthday party
This is no voice!

The monotonous chant of the pall-bearers
That is no voice either!

The voice is an ocean of an open heart.
In the desert of the echoes
The mirage of voices glitters incessantly.
And you, like a stuffed antelope run in a maze.
Even the arrow of thirst can't pierce you.

If you want to know your existence
My friends, keep quiet.

o

## લાડ □ ચંદ્રવદન મહેતા

તમે તો છો, પહેલા કવિ; પછી મારા પ્રાણ,
સાચું કહેજો, ખરું ? નહીં તો તમને ભવનાનની આણ.
શબ્દોને લડાવો છો લાડ, જાતજાતની ગોઠવો છે બારાખડી,
શબ્દોને તતડાવો, તોડો, ઢંઢોળો એની કરી દો ટૂંકી ઘડી.
દા.ત. પ્રીતનું કરો છો, તરત વ્હાલ સાથે પ્રીતડી
બચુ નટુ કંઈક વિશેષ નામોનું કરો છો બચુકડી નટુકડી
લાડ જ લ્યો, એનું કરો લાડકડી આગળ વધી લાડલી
પણ કુદડી તો છે જ કુદડી એનું કરી મૂકો છો કુદરડી
તળાવ દીધું તો તલાવડી, તરત વાતનું કરો વાતડી
ગીતોમાં તો હદ- તલાવડી ને કાંઠે નહીં, કરો કાંઠડે
પાણીડાં ભરવા ગ્યા'તા ચકચકતે રે બેડલે
ગણ્યા ગણાય નહીં તેટલા શબ્દોની સતામણી
કેટલાક સુંદર, કેટલાકની વિચિત્ર આંકણી માપણી
વાઘણની લાગે બીક, એટલે નથી કરતા વાઘડલી
વાંસળી છે સુંદર, એનું વળી કરો વાંસલડી, તમારી ભાષા ભલી

કઈ શબ્દાવલીને તમે વિવિધ રીતે અનુપમ મઢી
પણ લાડ કરવાવાળી હું, બેઠી છું નિકટ, એ ન નજરે ચઢી ?
શબ્દોની આવડત નહીં હોય, પણ અમને એની નથી પડી
સુકોમલ છે અંગાંગ, જુઓ હથેલી, અંગૂલી, આંખ મસ્તીલી
અધર મદીલા, કર કોડિલા, ગ્રીવા વળેલી ગર્વિલી
અંગેઅંગમાં છે લાડ, અવનવા, તમને છે શબ્દોમાં સ્વાદ
કરી બતાવું એવા લાડ કે તમને રહી જાય હંમેશની યાદ
ઊંહ, નહીં બોલું, કંઈ નહીં કરું વિવાદ
અરે ના મચકોડો, કરડશો નહીં, નહીં કરું ફરિયાદ
આ તો તમે નથી કરતા સુગંધીદાર પુષ્પોના પાત
આ તો હવે ખરેખર કરો છો, વજ્રઘાત.

## ત્રણ ગઝલો □ હરીન્દ્ર દવે

(૧)

આ રેતીના સમંદરના કિનારે હુંય ચાલ્યો છું,
નર્યા મૃગજળના એક બારીક ઈશારે હુંય ચાલ્યો છું.

મને પણ છે અનુભવ તારા આલિંગનનો ઓ ઈશ્વર,
સ્મરણ પાયેલી તાતી તેજધારે હુંય ચાલ્યો છું.

સમય સાથેની આ થોડીક સમજણ ક્યાં ડૂબી ચાલી?
તજી નૌકા, આ મોજાને સહારે હુંય ચાલ્યો છું.

લખી લ્યો ધર્મશાસ્ત્રોમાં કે હુંયે પણ મસીહા છું,
કયામતના દિને મારી મઝારે હુંય ચાલ્યો છું.

તને જોયા પછી અંજાયેલી આંખોએ ક્યાં જોયું?
જગતના આ સનાતન અંધકારે હુંય ચાલ્યો છું.

(૨)

પાગલ નભાવી જાણે બધી બેવફાઈને,
હસતો રહી શકે છે સદા છેતરાઈને.

ચાહતમાં એની કોઈ ફરક નહીં પડે છતાં,
એ ચુપ રહી કહે, જે કહેત ગીત ગાઈને.

શરણાગતિમાં કોઈ કદી તરફડે ખરું?
ભૂલી જા, યાદગાર કોઈ ઘાવ ખાઈને.

અનહદમાં રહીને પ્રેમનો ઉચ્ચાર તો કરો,
દાવો કરો છો શેનો આ હદમાં સમાઈને.

તાજા ફૂટેલા ઘાસ શા શબ્દોમાં અર્થ ક્યાં?
લપટો થયો છે કોષ યુગોથી ઘસાઈને.

(૩)

હું સરેરાશનો માણસ છું નીકળી જાઇશ,
કોઈ ઓળખશે નહીં, સર્વને મળી જાઇશ.

યાદના જલતા દીવાઓથી વધ્યું અંધારું,
હું નર્યાં મીણનો માણસ છું, ઓગળી જાઇશ.

છું હવા, ને એ હવાને વળી વિસ્તાર કયો ?
નમતી પાંપણમાં થઈ સ્વપ્ન હું ઢળી જાઇશ.

મારી ધરતી તો શું આકાશમાંય આવી જુઓ,
હું તો પગલાંથી નહીં ગંધથી કળી જાઇશ.

કાંકરીને તમે નાહક નહીં શોધો અય દોસ્ત,
જળનાં ટીપાંથી હું આખોય ખળભળી જાઇશ.

## કાગળ થવું □તુરાબ 'હમદમ'

એક તારી યાદનું ઝળહળ થવું.
કેટલી ઇચ્છાઓનું સળવળ થવું.

રાત, આખી રાત બસ રડતી હશે,
આંસુઓનું આમ આ ઝાકળ થવું.

કેદ થઇ જાવું પડે કોઇ આંખમાં,
સાવ કંઇ સહેલું નથી કાજળ થવું.

જળ વિશેની શક્યતા ખોટી ઠરી,
કાં પછી મુજ આંખનું મૃગજળ થવું.

પ્રેરણાના પૂર જો આવી ચડે,
હું કલમ ને આપનું કાગળ થવું.

## આ પત્ર - આ પ્રશ્ન □ નીતા રામૈયા

તમે બધાં ત્યાં શું કરી રહ્યાં છો ?

મસ્તીએ ચડેલા પવને પૂછેલો
આ પ્રશ્ન છે.

તમને ખબર છે, શું બન્યું, આજે,
એવું તમને રોજ રોજ કહી નહીં શકાય,
એ જાણ્યા પછીનો
આ પ્રશ્ન છે.

તમારા આંગણે
સૂકાં પાંદડાં ઉપર પડેલા બરફનો
નાકે લીધેલો સ્વાદ
યાદ આવતાં થયેલો
આ પ્રશ્ન છે.

અરબી સમુદ્રથી પેસિફિક મહાસાગર તરફ લંબાતો
અવકાશી બુલંદી ધરાવતો
આ પ્રશ્ન છે.

મારી એકાદ દુનિયા લઈને
ગાયબ થઈ જતી કવિતાને
પાછા બોલાવવાનો
આ પ્રશ્ન છે.

વાનકુવરનો નકશો સંકેલ્યા પછી સૂઝતો
આ પ્રશ્ન છે.

આ પત્રની શરૂઆત કર્યા પછી થંભી જવાય તેવો
આ પ્રશ્ન છે.

## એક જળજાત્રા □ 'જયન્ત પાઠક

કાંઠે કાંઠે
જાય નાવડી સરતી, હેઠ
ઉત્તરથી દખણાદી દિશ ને પૂર્વાચલમાં ઠેઠ !
ઠાંસોઠાંસ ભર્યાં ઇતિહાસ-ભૂગોળ
ભાતભાત કે લોગ
નદી-નાવ સંજોગ-લહર તરબોળ !
જાત જાતના ચ્હેરા, વિધવિધ વેશ
વર્ણ વિવિધ, સીધા-વાંકડિયા કેશ
કેટકેટલા સંસ્કારોનો સંચય-ઉપચય દેશ !
ઠેર ઠેર શ્રદ્ધાનાં તીરથ
વાંકાચૂંકા તટ ફેનિલ પથ
રેત લિપિમાં મોજાંની ઊઘડે ચિરપક્ષિક મનોરથ !
ક્યાંક પહાડો બોડા
તો છોગાળા કંઈ થોડા
લાવાના કોટીક વરસોથી ટટાર ઊભા ટોડા !
દરિયો દોલતમંદ
શંખ છીપલાં કોડા રમતાં મોજાંનો આનંદ
માછલીઓ ને જાળ ઝીણીનો તરફડિયો સંબંધ !

આ બાજુ સાગર નીલા
ઓ બાજુ વગડા લીલા
સંસ્કૃતિરથના વચમાં આડાઅવળા ઊભા ચીલા !
જાય નાવડી ઠેરઠેર લાંગરતી કાંઠે કાંઠે
મન મારું સાથેસાથે
બંધાતું લાંગરતું ચાલે વતન વ્હાલની ગાંઠે !

---

□ શ્રી અશ્વિન મહેતાનો The Coasts of India તસવીર-ગ્રંથ જોઈને.

## પ્રવાસી પંથોનો □ સુન્દરમ્

પ્રવાસી પંથોનો ઉજડ અટુલો એકલ જતો,
ઉદાસી થાકેલો, કદમ અડવાતે અટત તે.
ન તેને પંથે કો ઉપવન હતું, કો ન સુરભિ.

નિશા આવી, આવી પણ ન હજી કો મંજિલ અને
મુંગો આંખો મીંચી શિથિલ તનુને તે ઘસડતો
જતો'તો, ત્યાં તો તે અદૃશ પથપ્રાન્તે મઘમઘી
ઉઠી કો ઉન્માદી મધુર નિશિગન્ધાની સુરભિ.
ગયો થંભી. આંખો ઊંચકી નભ સામે નિરખિયું,
અને વન્ય પ્રાણી સમ ઊંચકી નાસા પિઈ રહ્યો
સુગંધી ઉન્માદી :

ગગન કશું કાળું હતું તદા,
નિશા શી અંધારી, તન પર કશો થાક! પગલાં
વધ્યાં ના આગે. તે મખમલ સમા શ્યામ નભની
નિચે બેઠો હેઠો, અદૃશ સુરભિ પાન કરતો.
અહા, વિશ્વે બીજી નહિ જ નિશિગન્ધા શી સુરભિ.

અને રાત્રિ વાધી. તગતગી રહ્યાં તારકકુલો,
અને આવ્યાં આવ્યાં ચડી ચડી પુરો તે સુરભિનાં,
ડુબે જો તેમાં તે પથિક ક્યમ આશ્ચર્ય ગણવું?

યથા પોઢે પદ્મે ભ્રમર ત્યમ તે મૂર્છિત ઢળ્યો,
નિશારાણીએયે મઘમઘ મૂકી વ્હેતી સુરભિ.

હતી એ મૂર્છાની તમસભર નિદ્રા? પથિકની
મટી સૌ ઝંખાઓ, ચરમ વિસરી મંજિલ અને
ગણ્યાં સૌ સાફલ્યો સકલ ત્યહીં યાત્રા નિજ તણાં.

અરે એ તો કિન્તુ ક્યમ બની શકે? વિશ્વજનની
પ્રવાસી પ્રાણીના પથ વિરચતી તારક ધ્રુવા
રહેવા દે ક્યાંથી સહુ સમય રાત્રિ જગતમાં?

ગઈ રાત્રિ, જાગ્યાં ખગકુલ, ઉષા ઉજ્જ્વલ લસી,
અને પંથી જાગ્યો, અકળવિકળો, મૂઢ ઢુંઢતો
ગયેલી રાત્રિને, જગતથી ગયેલી સુરભિને.

દૃગો ચોળીચોળી જગત ભણી ભાળ્યું, અનુભવ્યું
પ્રતાપી ભાનુનું કિરણ કટુ સત્યો પ્રગટતું.
હતી સાચ્ચે રાત્રિ, સુરભિ પણ સાચ્ચે હતી હતી,
અરે કિન્તુ બંને ક્યમ ટકી શકે આ દિવસમાં ?

અને તેણે પાછા કદમ ઊંચક્યા લંબ પથ પે;
ઉદાસી થાકેલા ? વિકળ અડવાતા ? નહિ, નહિ.

## સાઇબીરિયાને સંદેશ □ **Pushkin**

□ શીરીન કુડચેડકર

સાઇબીરિયાની ખાણના ઊંડાણમાં,
તમારું ગર્વીલું ધૈર્ય જાળવજો;
એ કડવો શ્રમ નિષ્ફળ નથી જવાનો,
ક્રાંતિકારી મન નમવાનું નથી.

આપત્તિની બહેન, આશા,
મૂગાં ભૂતળમાં
તમારા હૃદયને આનંદમય હિંમત શીખવે છે :
ઇચ્છિત દિવસ તો આવશે જ.

અંધારાં દ્વાર ભેદીને તમારી તરફ
પ્રેમ અને મૈત્રીનો રેલો રેલાય છે,
જેમ તમારા કારાગારના બિછાના પર
મારું મુક્ત સંગીત રેડાય છે.

ભારેખમ બેડીઓ તૂટી પડશે,
એક શબ્દમાત્રમાં દીવાલો ભાંગશે;
પૂર્ણ પ્રકાશમાં આઝાદી તમારું સ્વાગત કરશે,
અને સાથીઓ જ તમારા હાથમાં ફરી તલવાર સોંપશે.

## જીવનનો પ્રવાસ □ ગીતાંજલિ બદરુદ્દીન*
(અંગ્રેજી) □ જશવંતી દવે

જ્યારે આકરો સૂરજ
કરમાવે ફૂલ
ત્યારે કુદરત નિજક્રમે અનુકૂળ

અહીં ત્યાં
તૂટી પડતો વરસાદ

અસ્તવ્યસ્તનો એક જ નાદ
સૂરજ વિસામે વાદળ પાછળ
ડરામણાં વાદળ તો પાગલ
હોય ભલેને કાળી ભૂતાવળ
પણ હું જીવ !
નમતું ના મૂક કોઈની આગળ.

પ્રવાસ આ તો જીવનભરનો.
દિવસ આવે જેમ રાતની પાછળ
અને રાત પણ દિવસ પાછળ
સુખદુ:ખને હસવું રડવું
એકમેકની આગળ-પાછળ
હિંમતને તું ધાર હૃદયમાં,
મક્કમ રહેજે ઘોર પ્રલયમાં
સામે જે કંઈ આવે એને
વધાવી લેજે હસતે મોઢે.

ચોખ્ખું ચટ આકાશ થઈ જાશે
ઝળહળ ઝળહળ સૂર્ય પ્રકાશશે
ઊભાં ઊભાં વૃક્ષો નહાશે
આનંદે પંખીઓ ગાશે
ને તારું હૈયું હરખશે ઝટ
મેઘધનુનો ઉજળો પટ.
કદી ન ભૂલજે,
પીડા હતાશા,
ચડતી પડતી,
સ્મિતની અને આંસુની ભાષા
હોત નહિ જો આ વિરોધ
જીવનની ઉત્તમ ચીજોની
કદર કરી શકી તું હોત !

---

* ૧૭મે વર્ષે અસાધ્ય રોગથી મૃત્યુ પામનાર કિશોર-કવયિત્રીની રચના.

# રાધાનું આભરણું □ રાજેન્દ્ર શાહ

રાધા – કાના, તારું ગમે મને બહુ મોરપીંછ
તું માથા પરથી આલ ઊતારી મુજને એ આભરણું
નીલ ઓઢણી પર ચોડીને
સહિયર સંગે ખેલું
એવું રોજ આવતું શમણું.

કૃષ્ણ -- રાધે, કાળા વાળમહીં ખોવાઈ જતું તે
આલ મને તવ કુંડલ.
આ બંસીના છેડે સોનલ-શૃંખલ એને લટકાવું તો
કેવું લાગે નમણું ?

રાધા – તને ભાવતાં માખણમીસરી આલું કાનડ વ્હાલા.

કૃષ્ણ – તું ઇચ્છે તે રાગ મોરલીમાં રેલું હું બાલા.

રાધા – મીઠાં તારાં વેણ, ચમકતે નેણ, નંદના કુંવર,
અડવા તારા ચરણે રણઝણ રણકે એવાં
આલું તુજને નેવર.

કૃષ્ણ – હે વૃષભાણ દુલારી, સુંદર તવ અવિકાર-મિજાજ.
'માગ્યાથી અદકું દેવું' આહીર-કુટુંબ રિવાજ.
નથી અજાણ્યો અમને કેવો તવ હૈયે અનુરાગ.
શિરની શોભા કાજ, કહો તો, દઉં મણિ-ફણીધર નાગ

રાધા – અમે લાડ કરીએ એનો તું જવાબ આવો આપે ?
હવે જોઈ લે કેવું લાગે તીર ચડાવ્યું ચાપે.
વગડાનો તું વન્ય, નાગરી હું તવ તોર ઉતારું.
હજી માન. નહિ તો આઘાત દઈ હું દાઝ નિવારું.

કૃષ્ણ – શું કરીએ રાધાજી અમને આવડતી ના આડીઅવળી વાત.
તમે કહ્યું તે કડવું સાચું; અલ્હડ આખી વન્ય અમારી જાત

જાત અમારી ધરી હોડમાં મેળવીએ મનગમતું;
અમને એવી ટેવ પડી ગઈ. કદી ન માથું નમતું.

રાધા – સહિયર, સહુ ઝટપટ આવી ઘેરી લ્યો, આના બાંધો બન્ને
હાથ
આ છોરાનો છાક જુઓને... જાણે ગોકુળનાથ.
અરે...
એક ડચકારે એનું ગોધણ આવી ઊભું આગળ
પાછળ;
અરે
પુચ્છની ઝાપટથી ઠેલાઈ ગઈ સહુ દૂર,
વાયુથી જેમ નભે વાદળદળ !
હવે વિજનવનમાં એકલડી આમ કરી મુજને આકુલ,
હે ખલ, મનમાન્યું વેર
વાળી લે તું, આ ઊભી હું, બાધા ક્યાં છે, ક્યાંય કશી
ચોમેર ?

કૃષ્ણ – આવ અહીં એકાન્ત કુંજમાં, શીતલ પલ્લવ પુંજે;
કદંબની કુસુમિત ડાળે જ્યાં મધુકર ગુનગુન ગુંજે
તારે કુંતલ હું જ મનોહર પરોવી આપું પીંછું.
તું મારાથી અળગી ક્યાં છે ? તું મારી મુરલી છું.

રાધા – કાનડ વ્હાલા...

કૃષ્ણ – કમર કમર પર કર વીંટી સમરસ રમીએ વ્રજબાલા

## જુઠ્ઠાણાં □ Yevgeny Yevtushenko
### □ જયન્ત પાઠક

નવી પેઢી આગળ આપણે જુઠ્ઠાણાં ન હાંકીએ
નવજુવાનો આગળ અસત્યને સત્ય ન ઠરાવીએ
ઈશ્વર સ્વર્ગમાં બિરાજે છે ને દુનિયામાં
બધું સમુંસૂતરું ચાલે છે- એવી ખોટ્ટી વાત ન કરીએ
નવજુવાનો તમારા કથનનો મર્મ સમજે છે -
તેઓ જ તો જનતા છે.
એમને કહીએ કે સંકટો અગણિત છે;
ને એમણે માત્ર ભાવિને જ નહિ
વર્તમાનને પણ ચોખ્ખેચોખ્ખો જોવાનો છે.
એમને કહીએ કે અવરોધો છે
ને તેમને ઓળંગવાના છે.
એમને કહીએ કે શોકના પ્રસંગો આવશે ને
હરકતો પણ.
એ બધાંની પરવા ન કરો,
જે સુખની કીમત ચૂકવતો નથી તેને સુખ
મળતું નથી
તમે એમની ભૂલો માફ ન કરશો,
એમ કરવાથી તો તેઓ
એની એ ભૂલ ફરી કરશે - ને બીજી નવી પણ;
ને પછી
એમની જેવી ભૂલો આપણે માફ કરી
તેવી આપણી ભૂલો તેઓ માફ નહિ કરે.

## વિકલ્પ □ અશોક વાજપેયી □ અદ્વૈત નાગર

જો કોઈક દિવસ પથ્થરને લાગે કે એને પથ્થર હોવું સારું
નથી લાગતું તો એ શું થઈ શકે ?

(પહેલી મુશ્કેલી તો એ જ થશે, કંઈક
સંવૈધાનિક પ્રકારની, કે પથ્થરને પથ્થર તો
આપણે માનીએ છીએ, પથ્થર થોડો જ પોતાને
પથ્થર માનતો હશે ? શક્ય છે એ પોતાને પક્ષી
માનતો હોય –જે પર્વતની ટોચ પરથી ઊડીને
નીચે આવે છે, ભલેને એક ઉડ્ડયનમાં એકાદ
શતાબ્દી વીતી જાય. આપણા સમય કરતાં પથ્થરનો
સમય જુદો હોય છે.)

જો તર્ક માટે કે આ કવિતા માટે પણ કહોને, આ
મુશ્કેલીનો વિચાર ન કરીએ (જે કવિતા
આપત્તિ કે વિપત્તિ પર વિચાર નથી
કરતી, એને માટે વધારે જગા કે સમય આમ નથી રહ્યો !) તો કયા કયા
વિકલ્પ હોઈ શકે
પથ્થરની સામે ?

શુદ્ધ દાર્શનિક તો એક એ જ કે પથ્થર હોવાનું
ન ઈચ્છવું એ જ પથ્થર ન થઈ જવું છે.

હવે જો ઈચ્છે તો પથ્થર વૃક્ષ થઈ શકે છે હર્યુંભર્યું,
જેનાં પાંદડાંને બાળકો પથ્થર મારીને તોડશે અને
જેનાં મૂળ ધરતીના અંધારામાં ખડકો અને પથ્થરો
સાથે અથડાશે.

જો એને પક્ષી થવું ગમે તો એ એક રંગબેરંગી
પક્ષી બનીને ડાળડાળ પર કૂદી શકે પોતાના
મિત્ર પથ્થરો પર બેસીને એમને પોતાના

અનુભવ સંભળાવી શકે.

ભય અલબત્ત એ છે કે એક દિવસ કોઈ
અણિયાળા પથ્થરથી કોઈ છોકરો એને મારી ન નાખે

જો પથ્થર આકાશ થવા ઈચ્છે તો એને
બહુ ઉપર જવું પડે. પણ જ્યારે ઇચ્છે ત્યારે તે
કોઈ સરોવરના પાણીમાં ઝૂકી શકે અને પોતાની પ્રેમિકાને છકાવી શકે.
કાંઈ પણ હોય, પથ્થરે એ સ્પષ્ટ નક્કી
કરવું પડશે કે પોતે શું બનવા ઈચ્છે છે, કારણ
કે કાંઈ પણ બનો, પથ્થરથી છૂટકારો નથી.
બીજું, પથ્થર મરતા નથી. પણ વૃક્ષ
હોય, પક્ષી હોય કે આકાશ, આજકાલ
ધીરે ધીરે બધાં મરી રહ્યાં છે. હવે જો આ
દુનિયાની સાથે જ મરવાનું નક્કી કરી રાખ્યું
હોય તો વાત જુદી છે, પણ બધાંની પછી
બચવાના છે પથ્થર જ.

એ સિવાય કોણ જાણે છે કે એની
અક્કલ બહેર મારી ગઈ હોય
અને પથ્થર કંઈક બીજું
થવા ઈચ્છે.

પથ્થરની સામે અનેક વિકલ્પ છે.

# પ્રોસેસવાદીઓએ કરેલી એક કવિતા □ ઇન્દુ પુવાર

આપણે પ્રોસેસવાદીઓ
(અકારણ આ ક્ષણે
  આવું નામાભિધાન કરવાનું મન થયું/કર્યું.)
ફૂટપાથની ગાદીએ બેસી
ડામરની સડકની સાક્ષીએ
પ્રોસેસ નામે એક શેરડીના સાંઠાને છોલવા
                                        યત્નશીલ છીએ.
કેમ કે આવું કશુંક કરવામાં આપણને રસ પડયો છે.
(શેરડીના સાંઠાની જગ્યાએ
નાળિયેર ફોડવાનું સૂઝયું હોત
અથવા
કાકડી ખાવાનું ધ્યાનમાં આવ્યું હોત
તો એનો ઉલ્લેખ કરત)
હાંજી, મુખ્ય બાબત એ છે કે
આપણને રસ પડયો છે'

(૧)
છેલ્લા કેટલાય સમયથી
એક જગ્યા ખોવાઈ ગઈ છે સીરિયસલી!
મૂળ સમેત ખોવાઈ ગઈ છે એક જગ્યા ભરીભાદરી!
અહીં પાંચ-સાત જણા બેસતા
ક્ષણોની સફરમાં મુસાફરનામાની રચના કરતા
કાચી કૂબડી, ચાખેલી/માણેલી લાગણીઓની વાતો કરતા
એમની આગળથી પસાર થતાં
જોઈને સુખી થવાનાં વૃક્ષોની આંખોમાં
અમૃતા આત્મનઃ કલામ્
એવું વિભોર વિભોર થઈ લખી નાખતા

હસી નાખતા/વાઈપ થઈ જતા
એવી આ જગ્યા ખોવાઈ ગઈ છે
આખી એવી ને એવી અકબંધ
ખોવાઈ ગઈ છે એક જગ્યા
પાંચ-સાત જણ આદિ આદિ વગેરે વગેરે



રસ
કાવ્યશાસ્ત્રનો મુખ્ય વિષય
તમારે મન રસ એટલે
કાવ્યાનુભૂતિ પ્રદેશે
એક લીલુંછમ ઘેઘૂર વૃક્ષ સતત હલતું હાલતું
એમાં પક્ષીઓની અવાજભૂમિ પર
એક શસ્ત્રસજ્જ સૈન્ય તાલબદ્ધ હલબલી રહ્યું હોય-
આવું કશુંક -
અમારે મન રસ એટલે સમજોને આકાશ !
આપણે ચાલતા હોઈએ
ને આપણી સાથે સાથે ક્ષણે ક્ષણે ભલે ભલે
ચાલતું આકાશ !
એટલે કે ખોબે ખોબે ભર્યા તારા
એટલે કે એમાંથી ચપટી ચપટી એ ખરતા તારા
એટલે કે આપણું ચાલવું / આપણું છોલવું / ખાવું / ફોડવું

આપણું ખુદનું રસ રસ થવું ઈતિ ઈતિ...ર



(ર)
હે સારા ભાઈઓ ! હે સોટીવાળાઓ !
કવિતાની કૂખે જન્મ્યા છીએ
કવિતાના પિતાઓ છીએ
એવો દાવો કરનારાઓ

જો ખરેખર તમારી માની કૂખે જન્મ્યા જ હોવ
તો–
વગેરે વગેરે પ્રોસેસની ક્ષણોની આકાશની
શેરડીની કાકડીની નાળિયેરની વાત કરતાં કરતાં
કરો કંકુના !



તો છોલવા વિશે આપણે સતત પ્રોસેસશીલ છીએ
એક ક્ષણ, બીજી ક્ષણ, આગળ આગળ...
પ્રોસેસની ચરમસીમાએ આપણામાંથી હું છૂટો પડે છે
જુવે છે એકલો ઊભો રહી આ છોલવાની ક્રિયાને
બીજી ક્ષણે
એક પ્રોસેસને અર્પણ થઈ જાય છે
અને એમ શરૂ થાય છે એક ખોવાયેલી જગ્યાની શોધ
ત્યાર બાદ છે તો આટલું છે –
રસ્તો સ્કૂટર કાર અવાજ
સળગતો પ્રાયમસ ખાલી કેન ફૂટપાથ લારી અવાજ
રસમય પ્રોસેસ અવાજ + હું + ક્ષણ + શોધ
શેરડીનો સાંઠો અવાજ + શેરડી + નાળિયેર + કાકડી
લીલીછમ કાકડી અવાજ + બસ આ જ એક વાત
છોલાતું નાળિયેર અવાજ + અને સરવાળા બાદ

લીલોછમ છમ છમ ઘેઘૂર પ્રોસેસ...૩



(૩)
લીલાછમ પ્રોસેસના પેટાળમાં હું
ના એક વાયકા, એકાદ વાદ, એકાદ વિવાદ
ચાલી રહ્યો છે અથવા તરી રહ્યો છે
અથવા રસ....

અથવા અરસપરસ
અથવા ગમે તે



હું એક પથ્થર હાથમાં છે
જુવે છે તપાસે છે ઉછાળે છે ફેંકે છે
તે પંખીની ઉપર પથરો ફેંકતાં રોપી દીધો
મભન તત ગાગા.....૪



(૪)
હે સોટીવાળા ! હે કુસુમમાળા !
વિવેચનાના વાલેસરીઓ
આ એક નવો વાદ-વિવાદ
તમને હેતપૂર્વક અર્પણ કરીએ છીએ...



## વીંધે હજુય તે □ સંજુ વાળા

અણિદાર આરપાર વીંધે હજુય તે
પડકાર આરપાર વીંધે હજુય તે

ઊભા છે સૌ અભેદ્ય વસ્ત્રોથી સજજ થઈ
સૂનકાર આરપાર વીંધે હજુય તે

અંગત ગણાતું આંગળી મૂકી તે બધું
અધિકાર આરપાર વીંધે હજુય તે

સંકેલીએ તો કંઈ પણ ના મળે અને
ભરમાર આરપાર વીંધે હજુય તે

રૂંવેરૂંવેથી જીવ અળગો કર્યો છતાં
આકાર આરપાર વીંધે હજુય તે

## તું નિદ્રાગ્રસ્ત, આજે □ Bela Akhwadutina
□ શીરીન કુડચેડકર

તું નિદ્રાગ્રસ્ત, આજે, જ્યારે હું આપણી ચારે તરફ તપાસ કરી રહી હતી,
પડછાયાઓમાં, ચોકી પર ઘોડેસવાર.
તે જ સમયે હું બરાબર સમજી ગઇ કે કેટલું મોડું થઇ થયું હતું,
મૃત્યુ કેવી રીતે રંગમંચ પર રાહ જુએ છે, અને બધું જ કેવી રીતે પસાર થઇ જાય છે
અને જો કે આમ પંકિતઓ બેદરકારીથી ચિતર્યા કરવી નિર્દોષ જણાય છે
તો ય કવિતા હવે પ્રાર્થના જેટલી ખાનગી પ્રક્રિયા રહી નથી.
આ પેઢી દેખાડાની માગણી કરે છે. આવડત અથવા ઇચ્છા વિના
હું આનો અપરાધ મારા પર લઉં છું.
તારે ખાતર હું સ્વીકારું છું દંભની શરમ.
આમ કરતાં મારામાં ભૂતકાળનો કોઇક ઇશારો રહેશે,
કોઇક સ્મરણ એ સમયનું જ્યારે આના અને મરીના જીવતાં હતાં,
જ્યારે કવિતા અને અંતરાત્મા સાથે જીવી શકતાં.
એટલે હવે મારા સ્વચ્છ પણ કઢંગા ગળામાં,
પુરાતન રશિયન શબ્દનો પડઘો સંભળાય છે.
જેમનાં જીવન ફરી કદીય પાછાં આવવાનાં નથી.
એવા બે કવિઓનું હું એક દ્વિધાયુક્ત ઘરગથ્થુ પ્રેત બની છું.
મને વારસામાં એમની નજાકત મળી છે,
હું જીરવી શકું એટલી, કારણ કે વધુ હોત તો મારી હત્યા થાત.
હું સમજું છું કે મારું પોતાનું મૂલ્ય કેટલું નહિવત છે.
પણ ભગવાન જાણે છે કે મારી અને મારા શ્રોતાઓ વચ્ચે કોઇક નાતો છે.
કદાચ મૌન જ સદાચારનો સાચો માર્ગ છે,
આ જ રીતે હોઠને જૂઠાણાંથી દૂર રખાશે.
જો આ અશક્ય હોય તો લઇ લો મારો અવાજ

મારો અંતિમ અવાજ, અને મને સ્વમાનપૂર્વક જીવવા દો
જ્યાં સુધી હું સૌને છોડું ત્યાં સુધી પછી તે બનાવ જ્યારે બને ત્યારે !
કમ સે કમ મારો પ્રાણ પ્રપંચરહિત રહેશે,
સાવધાન રહેશે, અને ઇહલોકની કૃપા
પરલોકના ડર વિના પસંદ કરશે નહિ.
સત્ય બોલવા હું બળી રહી છું, અને કરું છું અસત્યની સેવા :
ચેતના અને બળ રહેશે ત્યાં સુધી આવી સેવા કરવી જ પડશે.

## પછીત પહેરીને □ સંજુ વાળા

રંગીન પીછાંનું ખમીસ પહેરીને
આ કોણ ઘૂમે છે કલિંગ પહેરીને

મારા જ ઘર બાજુ કદાચ આવે છે
અલ્લડ પવન આખીય સીમ પહેરીને

ગઈ કાલ ચર્ચાસ્પદ હતો એ જણ આજે
થઈ સ્તબ્ધ જીવે છે પછીત પહેરીને

આવીને ચાલ્યા જાય છે વિચારો પણ-
ઊભો રહું છું માત્ર તીડ પહેરીને

અથડાય છે અંગત અદીઠ પહેરીને
સૌ પોતપોતાની જ રીત પહેરીને

કહે કવિ : □ રવીન્દ્રનાથ ટાગોર

□ નલિની માડગાંવકર

## 'કડિ ઓ કોમલ'

યૌવન એ જીવનનો, ઋતુપરિવર્તનનો એવો સમય છે જ્યારે ફૂલ - ફળ - ધાન્યની ગુપ્ત પ્રેરણા જુદે જુદે રંગે, રૂપે અચાનક પ્રગટ થાય છે. 'કડિ ઓ કોમલ' મારી એવી જ નવયૌવનની રચના છે. પોતાને વ્યક્ત કરવાની પ્રબળ ઇચ્છા ત્યારે પહેલવહેલી મારામાં જાગી હતી. મારા મનની તે સમયની ઉન્મત્ત અવસ્થા યાદ આવે છે. ત્યારે મારા પોશાકમાં, શરીર ઢાંકવા પૂરતાં જ વસ્ત્રો હતાં. ધોતીયું અને એક પાતળું ઉપવસ્ત્ર, એને છેડે બાંધેલા વહેલી સવારે વીણેલા એક ખોબો મોગરાના ફૂલ અને પગમાં ચપ્પલ. મને બરોબર યાદ છે - 'થેકર'ની દુકાને પુસ્તકો ખરીદવા ગયેલો ત્યારે પણ પોશાક તો આવો જ પહેરેલો. જોકે અંગ્રેજ દુકાનદારને ત્યાં પળાતા શિષ્ટાચારની આને લીધે ઉપેક્ષા પણ પ્રગટ થતી. આવી જાતને ભૂલી જનારી, મુક્ત પ્રમત્તતા થઈ 'કડિ ઓ કોમલ'ની કવિતામાં કોઈ પણ રોકટોક વિના વ્યક્ત થઈ છે. આ પ્રસંગે એક વાત યાદ રાખવી આવશ્યક છે કે આ પ્રકારની કવિતા ત્યારે પ્રચલિત નહોતી થઈ. તેથી જ કાવ્યવિશારદ કે સાહિત્ય - ન્યાયાધીશો પાસેથી કડવી ટીકા પણ સહન કરી હતી. થોડીક ઉપેક્ષા પણ કરી હતી; પણ તે કેવળ અનાયાસે, જુવાનીના જોશમાં થયેલી હતી. જોકે મને જોવા મળેલું મારું ભીતરનું તેજ મારા માટે પણ નવું હતું, આત્મીય હતું. એ સમયે હેમ બાંડુજજે અને નવીન સેન સિવાય એવા કોઈ ખ્યાતનામ કવિ નહોતા કે જેઓ નવા કવિના, કોઈ એક કાવ્યરીતિના માર્ગ પર પ્રયોગ કરી શકે. પણ હું તેમને સદંતર ભૂલી ગયો હતો. અમારા કુટુંબના મિત્ર કવિ બિહારીલાલને હું નાનપણથી ઓળખતો. એમની કવિતા માટે મારો હંમેશનો અનુરાગ. એમની પ્રચલિત કવિતારીતિથી, મારી કવિતા તો જોકે આ પહેલાં જ સંપૂર્ણપણે મુક્ત થઈ ગઈ હતી. મોટા ભાઈની સ્વપ્નસૃષ્ટિનો હું ખાસ્સો એવો ભક્ત પણ એમની વિશેષ કવિપ્રકૃતિ સાથે જોકે મારો બહુ મેળ નહોતો તેથી એમની રચના સારી લાગવા છતાંય એમનો પ્રભાવ મારી કવિતા ગ્રહણ કરી શકી નહીં. આમ 'કડિ ઓ કોમલ'ની કવિતા મનના કોઈ ઊંડે ઊંડે વહેતા ઝરણાંમાંથી જાણે ઊછળીને બહાર આવી હતી. એની સાથે બહારનું જો કંઈ મિશ્રણ હોય તો તે ગૌણરૂપે હતું.

આ મારું કવિતાનું એવું પ્રથમ પુસ્તક હતું કે જેમાં વિષયવૈવિધ્ય અને બહિર્દૃષ્ટિનું કૌશલ્ય જોવા મળ્યું. અને મેં એ વાત સહુ પ્રથમ કહી કે જે પાછળથી મારા કાવ્યોના અણુએ અણુમાં સતત વહેતી થઈ છે.

**"મરવા ન ચાહું આ સુંદર જગતે**
**માનવોની વચ્ચે હું જીવવા ચાહું, -"**

'નૈવેદ્ય'માં આ વાત એક બીજા સ્વરૂપે પ્રગટ થઈ છે;
"વૈરાગ્યસાધનની મુક્તિ એ મારી નથી."

'કડિ ઓ કોમલ'માં યૌવનના રસ-ચમત્કારની સાથે બીજી પણ એક પ્રબળ પ્રેરણાએ સહુ પ્રથમ મારી કવિતા પર કબજો જમાવ્યો હતો. એ હતી જીવનને માર્ગે મૃત્યુના આવિર્ભાવની વાત. જેમણે મારાં કાવ્યો ધ્યાનથી વાંચ્યા હશે એમને ખ્યાલમાં જ હશે કે વિવિધ વાણીમાં પ્રગટ થતી મૃત્યુની ઊંડી અનુભૂતિ એ મારાં કાવ્યોની એક વિશેષ ભાવધારા છે.

'કડિ ઓ કોમલ' એનો પ્રથમ ઉદ્ભવ છે.

ગઝલ □ હનીફ સાહિલ

આમ ઠહરી પળવિપળ, ચાલ્યા જવું
હો ભલે આંખો સજળ, ચાલ્યા જવું

એ સભામાં આમ રોકાવાનું મન
એક આ ઇચ્છા પ્રબળ, ચાલ્યા જવું

આપણા સંબંધના વસ્ત્રે પડી
છેવટે શંકાની સળ, ચાલ્યા જવું

આંખમાં આંજી ઉદાસી સાંજની
લોહીમાં લઈને વમળ, ચાલ્યા જવું

ક્યાં હવે એની પ્રતીક્ષાનો સમય
ક્યાં હવે મળવાનું સ્થળ, ચાલ્યા જવું

આ સ્મરણ જખ્મો સંબંધો ને વ્યથા
કે બધા ત્યાગીને છળ, ચાલ્યા જવું

એમની નજરુંથી છટકીને હનીફ
એટલું ક્યાં છે સરળ, ચાલ્યા જવું

## છબી □ સ્ટેનલી કુનિટ્ઝ □ દિનેશ દલાલ

મારી માએ મારા બાપાને કદી માફ ન કર્યા
પોતાની જાતને મારી નાખવા માટે,
ખાસ કરીને એવા સમયે
અને જાહેર ચોકમાં,
તે વસંત ઋતુમાં
જ્યારે હું જન્મ લેવાની રાહ જોઈ રહ્યો હતો.
તેણે એનું નામ પૂરી દીધું
એના ઊંડા ભંડકિયામાં
અને એને કદી બહાર આવવા દેતી નહિ,
જો કે હું એના ધબધબાવાનો અવાજ સાંભળી શકતો.
જ્યારે હું કાતરિયામાંથી ઊતરી નીચે આવ્યો
એક છબી હાથમાં લઈને
લાંબા હોઠવાળો કોઈ અપરિચિત
અને મર્દાની મૂછવાળો
અને ઘેરી કથ્થઈભરી આંખવાળો,
તેણે એના લીરેલીરા કરી નાખ્યા
એક પણ શબ્દ બોલ્યા વગર
અને જોરથી મને એક તમાચો માર્યો.
આજે મારા ૬૪મા વર્ષે પણ
મારા ગાલે થતી
બળતરા હજી અનુભવું છું.

## વરસાદ વતન : એક સ્મરણ □ જયન્ત પાઠક

ઘનો યાદા'વે છે : ક્ષિતિજ ચઢતા ડુંગર-ભડા !
વનો યાદા'વે છે ગહન ઘન અંધાર છલક્યાં;
જલો વાંકાંચૂકાં સરિતપટમાં ફીણ મલક્યાં
વહેતાં ડ્હોળાં, દૈ નખથી તટને કૈં ઉઝરડા !

ભીંજાયેલી માટી કણકણ સુગંધે સભર, ને
તૃણોની તાજીશી હરિત ટીશીઓ ફોડી સ્તરને
ધરાના કાઢે છે શિર ! ચરતી ગાયોની ખરીઓ
તણાં ચિહ્નને કેડી ચીતરી, ઊડતી પંખી પરીઓ !

બજે પાવો-સાતે સુરનું સુરનું ચાપ નીકળે !
પીવેલા વાયુની ગતિ રચી રહેતી ઘુમરીઓ
ભીની ને ભેજીલી સ્મૃતિ મધુર સૂતી સળવળે
ઉરે ઊડે જાણે દર નીકળી ઊડે ભમરીઓ !

પડે ધીમાં કાળી સડક પર શાં ખિન્ન પગલાં !
ચડે વેગે ઊંચાં ધવલ ખગ શાં વ્યોમ બગલાં !

□ જતીન્દ્ર આચાર્ય

આંબાને
આંબી શકે
એક કોયલ
કે
એક વસંત...

## એક ઘટના આમ છે ! □ જતીન્દ્ર આચાર્ય

એક ઘટના આમ છે ને
એક ઘટના તેમ છે
વાયકાના વાયરાની
લ્હેરખીનો વ્હેમ છે...
એક ઘટના ઊંઘતી ત્યાં
એક ઘટના જાગતી
એક નાગાને નગરમાં
નાચવાનો નેમ છે !
એક આવારાએ આખ્ખી
સડકને સૂંઘી લીધી
એક શીર્ષક કૈંક કોલમ
ખબરપત્રી જેમ છે...
બંધ દરવાજાની પાછળની
દીવાલો હાંફતી
એક દર્પણ સ્પર્શ કરતાં
જાય ફૂટી કેમ છે !
ચામડાની જીભ છે ને
સાવ પોલા કાન છે;
એક ઘટના ગામ છે ને
એક અપના વ્હેમ છે...

### □ જતીન્દ્ર આચાર્ય

જો હવે આવે તો કંઈ વાવડ મળે,
અંધ ઘટનાને તરત કાવડ મળે....
રે શ્રવણનું પાત્ર ખાલીખંમ ને
આસમાની તીરની બડબડ મળે !

25. T. S. Eliot, painted in 1938 by Wyndham Lewis, novelist and painter (Eliot described him as the best contemporary writer of English prose). This portrait caused some controversy, but Eliot admired it. (See also Lewis's portrait of Edith Sitwell, Fig. 38.)
*Fogg Art Museum, Harvard University Portrait Collection, Gift Mrs. Stanley B. Resor.*





T. S. Eliot 1938. (*Copyright E. McKnight Kauffer*)

## પણ હજી કંઈક વિશેષ ◻ Arseniy Tarekovsky

◻ ઉષા ઠક્કર

હવે ઉનાળો તો ગયો
કે પછી આવ્યો જ ન્હોતો
કિરણોમાં હૂંફ તો છે
પણ હજી કૈંક વિશેષ જોઇએ છે

બધું જ વહી ગયું

અને મારા હાથમાં સમાયું
પાંચ પાંખાળા પાંદડાંની જેમ
પણ હજી કૈંક વિશેષ જોઇએ છે

કશું અશુભ ગયું નથી
કશું શુભ વ્યર્થ નથી
બધું જ પારદર્શક પ્રકાશમાં ઝળહળે છે
પણ હજી કૈંક વિશેષ જોઇએ છે

જિંદગીએ એની પાંખમાં
સલામતીથી મને સાચવી લીધો
નસીબ તો મારી પડખે જ હતું
પણ હજી કૈંક વિશેષ જોઇએ છે

એક પણ પાંદડું બળ્યું નથી
એક પણ ડાળી કપાઈ નથી
આ દિવસ તો જાણે બિલોરી કાચ
પણ હજી કૈંક વિશેષ જોઇએ છે.

## જન્મ □ રીના શર્મા

મારા નહીં જન્મેલા બાળક !
વહી ગઈ છે મારા શરીરમાંથી
પાંગરી રહેલી જીવંતતા.
થોડા દિવસ પહેલાં ચકલીનો માળો તૂટી જવાથી
ઈંડાં નીચે પડી તૂટી ગયાં હતાં
ત્યારે હું ધ્રૂજી ઊઠી હતી-
પણ, સહેજ જ.
કેમકે, ત્યારે હું
એકલી નહોતી.
ચાલતી હોઉં
આખો દિવસ ઘરકામ કરતી હોઉં
કે સાવ એકલી બેઠી હોઉં
અને સહસા જ આનંદિત થઈ જવાતું.
ત્યારે મારી વિસ્મિત પાંપણો
તારાં નાનકડાં પગલાંના
નહીં સંભળાતા અવાજને પામતી હતી.
મારામાં
પળેપળ ધબકતી તારી સભરતા હતી.
પણ હવે
સાવ સૂક્કીભઠ્ઠ નદી બની ગઈ છું.
તારા માટેનાં બધાં હાલરડાં
ગળામાં અટવાઈ ગયાં છે.
તને કહેવા કલ્પેલી જાદુઈ લાકડીવાળી પરીકથાઓ
તરફડીને ગૂંગળાઈ મરી છે.
હમણા આપણા ઘર સામે ચણાતા મકાનમાં
કામ કરતી, થાકીને ઢગલો થઈ ગયેલી મજૂરણને
સ્હેજ પોરો ખાવા મળશે

કે તરત વળગાડી દેશે છાતીએ
પોતાના કાળા દુબળાં બાળકને.
મારાં સ્તનો તો હવે ભરાઇ ગયાં છે
ક્યારેય વહી ન શકે તેવાં આંસુઓથી.
અધૂરા રહી ગયેલા મોજાનું
બાકીનું ઊન ગૂંચવાઇ ગયું છે.
કદાચ
ચકલી ફરીથી માળો બાંધવા ખેંચી જશે એના તાંતણા.
કેલેન્ડરને મેં હવે ઉતારી દીધું છે.
કેટલી બધી કલ્પનાઓ કરી હતી તારી!
ધાર કે, તું હોત તો કોના જેવું હોત?
તારી નિર્દોષ આંખોમાં
મારે માટે દુનિયાનો નવો અર્થ સમાઇ જતે,
મારાં સઘળા અભાવો અને વેદના
ઓગળી જતે તારા કોમળ હોઠના સ્પર્શથી.
તું મારા વાળ ખેંચતે અથવા ચહેરા પર નખ વગાડતે
અને તોય... હું... ચૂમી લેત
તારા મુઠ્ઠી વાળેલા નાનકડા હાથ
તેમાં પડેલી નવજાત હસ્તરેખાઓ.
તારા મૃત્યુની પણ તને ખબર નથી પડી.
કારણ કે
તારું હોવું મેં જ અનુભવ્યું હતું,
તારું ન હોવું પણ ફક્ત હું જ અનુભવી રહી છું.
કદાચ તું જન્મ્યું હોત મારા હોવાપણાંનો અંશ લઈને
તો તારામાં મેં શોધી હોત
મારા ભાંગેલા-તૂટેલા અસ્તિત્વની પૂર્ણતા
કદાચ તું જન્મ્યું હોત
તો-

હું આ રીતે મૃત્યુ ન પામત
હું પણ જન્મી શકતે તારી સાથે
ફરીથી

## 'લખવા વિશે' □ દિલીપ મોદી

(ગઝલ)

મેં ગઝલમાં બહુ લખ્યું તારા વિશે
બહુ લખ્યું છે મેં પળોના ઘા વિશે

ટેવ લખવાની પડી ગઈ એટલે
કૈંક આજે હું લખું લખવા વિશે

ચાલીને, દોડીને, થાકીને પછી –
હું લખું છું શ્હેરના રસ્તા વિશે

મેં લખી'તી ભીડની વચ્ચે રહી
લે કથા સાંભળ તું એકલતા વિશે

સૂર્યનું ઊગી જવું- તો પણ હજી
મન લખે છે રાતના દીવા વિશે

તું કલમ, કાગળ મને દે એક વાર
હું લખી દઉં આપણા હોવા વિશે

રોજ માફક સાંજ આજે પણ ઉદાસ
આજ પાછો શું લખું? શેના વિશે?

જોઉં, જાણું, સમજું, ઝંખું, શોધું હું
શોધને અંતે લખું ભ્રમણા વિશે

છે પવન, છે રેત, છે મોજાં દિલીપ
લખ કિનારે બેસીને દરિયા વિશે

## ચાલ, મન ! પાછા હવે ! □ ભરત ભટ્ટ "તરલ"

શાહી-કાગળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે;
શ્વાસ-અંજળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે !
પાનખર આવે ન આવે તો તફાવત શું પડે ?
પર્ણ-કૂંપળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે !
વીરડાનું નામ કોતરવું નથી રણમાં હવે;
રેત ને જળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે !
લો, ચમન જાણી ગયું અત્તર બનાવટની પ્રથા;
ફૂલ-ઝાકળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે !
આંગણામાં શબ્દને જિવાડવો ગમતો નથી;
અર્થ–અટકળ બેય ખૂટયાં ચાલ, મન ! પાછા હવે!

## પથપથે પૂછતી □ હરિવલ્લભ ભાયાણી

(સંસ્કૃત કવિતા)

'કંદુકે ખેલીને,
જેહનું મુગ્ધ મુખ શોભતું
ટપકતી સ્વેદબિંદુની સેરે,
દીઠો એ ક્યહીં બાલ,
કુવલય તણા દલ સમો શ્યામલ ?'-
પથપથે પૂછતી જાય
વ્યાકુળ યશોદા, અહો !
તપનતનયા તણે તીરતીરે ભમે
કૃષ્ણ-શોધે.

## પ્રિન્સેસને સંદેશ □ હર્ષદ ચંદારાણા

શિરને મળે મોરપિચ્છ ને મનને મળે સંદેશ
કાનો પામે રાધિકા મને મળે પ્રિન્સેસ

આંખો માટે દેખવું આંજણ માટે મેશ
મારા માટે એટલી તું છે વ્યક્તિવિશેષ

હોઠો ઉપર વાંસળી લાલી અંદર રંગ
તારા ખાતર એટલો રાખું છું ઉમંગ

નાકની સાથે સૂંઘવું ફૂલો સાથે ગંધ
તારા સાથે એટલો માગું છું સંબંધ

હાથનું થાવું અંજલિ પાણી થાવું ધોધ
એથી પણ આગળ વધે એવો નાતો શોધ

પગની કાજે ચાલવું પગલાં કાજે ધૂળ
આપણ ભેળાં ચાલતાં મળવાનું ગોકુળ

## □ જતીન્દ્ર આચાર્ય

કદી'ક પ્રતિબિંબને આશ્લેષમાં જકડી
હું મારી જાત પર લટકી પડું

કદી'ક દર્પણને સંબોધન કરી
નિજ વાત પર વટકી પડું

સુંવાળા સ્પર્શના દરિયા મહીં
ડૂબકી દઈ

મુલાયમ તરસના ટાપુ ઉપર
ભટકી પડું !

## પ્રીતિ □ મણિલાલ પટેલ •

(શિખરિણી/સૉનેટ)

મને આવી સ્વપ્ને વન પજવતાં સાદ કરતાં
પ્રસારી બાહુ ને પરવત વનો વ્હાલ કરતાં
સલામો ઝૂકીને તરુવર કરે છે મુજ કને
ગુફાઓમાં દોરે પવન પકડી આંગળી મને
નદી વ્હેળા વાંકા સરવર નર્યાં નીલવરણાં
પખાળે પંપાળે શીતળ સ્થળની શાંત કરુણા
પણે વૃક્ષો વચ્ચે જીવન લઈ આકાશ ઉતરે
પહાડોનાં શૃંગો બની અલખ કૈં આર્દ્ર ઉતરે...

વિતેલાં વર્ષો તો વિફળ, પણ ભૂલું વસવસો
મને ચાંપે પ્હાડો નિજ જન ગણી છાતી સરસો
મને લાગે જાણે નગર-ઘરનો હું જીવ ન'તો
અજાણ્યા કો' રાને ગત જનમમાં હું ફૂલ હતો
હવે લાગે છે કે અસલ મુજમાં હું વસી રહ્યો
ઘણા જન્મોની કો' તરસ ખૂટવી ને શ્વસી રહ્યો...

→ ૫૧૭૭૭૩૩૫૫૫
પ્રે૦ →

## કેટકેટલા ! □ હરિવલ્લભ ભાયાણી

(પ્રાકૃત કવિતા)

એક પ્રિયે હર્યું,
ઉત્કંઠાએ સૂનું બીજું કર્યું,
વેદનાથી વ્યાકુળ ત્રીજું-
કાંઈ કેટકેટલાં હૃદય હશે મારે !

## સંક્રમણ □ મણિલાલ પટેલ

(શિખરિણી/સૉનેટ)

ખરે પત્રો પીળાં પવન પણ વાતા પીળચટા
દિશાઓ પીળી થૈ નથી બચી કશી ઘેઘૂર ઘટા
ઊગે ચાંદો પીળો સૂરજ ઊગતા પીતવરણા
બધું પીળું પીળું : જીવન ધરતી શ્વાસ તરણાં

ઉઘાડા પ્હાડોમાં વન નીરખું હું વાઘવરણું
દ્રવે ધીમુંધીમું અરવ મન શું કોક ઝરણું
ખરેલાં ફૂલોમાં મુજ વિ-ગતની વાત રઝળે
કદી ચાખ્યાં'તાં મેં અગનફૂલ તે યાદ પ્રજળે

બપોરી વેળામાં સમય પશુના શ્વાસ ઠરતા
વિતેલા દા'ડાઓ પ્રિય વગર જે, પાસ સરતા
અહીં વૃક્ષો કાંઠે તરસી નજરે મેં અસલતા-
હતી પીધી, ઊંડે વ્યથિત કરતી થૈ અજલતા

ફૂટે ડાળેડાળે કૂપળ વરણે કથ્થઈ અને
મને ઘેરો ઘાલે કણકણ વિખેરે વનવને...

## અભિગમ □ મદનકુમાર અંજારિયા "ખ્વાબ"

મારું ઘર
સાચા અર્થમાં
ગગનચૂંબી બન્યું છે.
જુઓ-
હવે તો એનું છાપરું પણ
રહ્યું નથી !

## પ્રશ્નોપનિષદ □ મંગળ રાઠોડ

મારી અને તારી તરસ વચ્ચે
કોણ મૂકી ગયું છે આ કુંભ ?
હું એ અજાણ્યા હાથોને શોધું છું.
અને હરેક વખતે
મને હાથ લાગે છે
તારા જ આ બે જાણીતા હાથ,
કાળી માટી જેવા; કાદવ જેવા,
આ અંધકારમાં...!
કાળી માટી જેવા આ
અંધકારને હું ગૂંદું છું,
મસળું છું, કેળવું છું.
એક પિંડ બનાવું છું.
ચાકડે ચડાવું છું.
ને ઘડું છું એક કુંભ !
હું પ્રજાપતિ !
કાચી માટીનો કુંભ લઈને ઊભો છું.
મારી અને તારી તરસ વચ્ચેથી
વહ્યે જ જાય છે એક પ્રવાહ...
મારી અને તારી તરસ વચ્ચે
કોણ મૂકી ગયું છે આ નદી ?

□ શોભન

બંદૂક બોલે
સાંજ-સવારે કેવું
'ॐ શાન્તિ... શાન્તિ...?!'

## ગઝલ □ હેમેન શાહ

સ્મિત ચોંટાડયું છે એ પળભર હટાવી તો જુઓ,
ને પછી ભૂક્કો થતો ચ્હેરો બચાવી તો જુઓ!

જીભ તો ગિરવે મૂકી છે, હાથ છે બંધાયેલા,
દાંત સાબૂત હોય તો એ કચકચાવી તો જુઓ.

ના કરે ઘાયલ જો મોસમ તો પછી કહેજો મને,
એક વેળા આ કવચ-કુંડળ ફગાવી તો જુઓ

ભીંત વચ્ચોવચ ઊભી એનો નથી ઇનકાર પણ,
હચમચાવી તો જુઓ, એને કુદાવી તો જુઓ.

પર્ણ-મંડિત ડાળમાં એનું રૂપાંતર થઈ જશે,
ફૂલ બંદૂકની નળીમાં કંઈ સજાવી તો જુઓ.

એ ગઝલ હો કે જીવન, આસાન ક્યારે પણ નથી,
એક્ તગઝ્ઝુલ યા તસવ્વુફ્ને નિભાવી તો જુઓ.

શોધશો કેવી રીતે ચાના બગીચામાં ગુલાબ ?
મિજલસી માહૌલમાં મિત્રો બનાવી તો જુઓ.

## માત્ર દર્પણાકૃતિ □ કવિ કુલચન્દ્ર

(સંસ્કૃત) **હરિવલ્લભ ભાયાણી**

ચંદ્ર તો શીતળ એને
જેની વીતે પ્રિયાસંગે ક્ષણ એક સમી રાત;

ચંદ્ર ઉષ્ણ વિરહીને
જેવો લાગે ઉલ્કાપાત;

અમારે ના વલ્લભા, ના વિરહ વા
અમારે તો ચંદ્ર માત્ર દર્પણ-આકાર.

## માર્ગદર્શક □ ધીરુ મોદી

જીવનભર વૃક્ષોને ચાહનારો કવિ
મૃત્યુ પામ્યો.
તો મને થયું કે
લાવ, એની એકાદ કવિતાનું રસદર્શન લખીને
છપાવું.
સંગ્રહ ખોલીને જોઉં છું તો
કવિતાના પાને પાને
મોટાં મોટાં દુ:ખનાં લીલાં ઝાડ ઊગી નીકળ્યાં છે
અપરંપાર !
ને પછી
અગમ્ય એ વનવિસ્તારમાં
હું પોતે જ
મારો રસ્તો ક્યાંક ખોઈ બેઠો !

## ત્યાં □ શ્યામ સાધુ

વરસતા જળે હું વહેતો રહીશ ત્યાં,
પછી ડાળીએથી ટપકતો રહીશ ત્યાં !

ઝાકળ અને આભ વચ્ચે છું અટકળ,
ગમે ત્યાં, ગમે ત્યારે ઢળતો રહીશ ત્યાં !

તમે ચંદ્ર જેવા મિત્ર, એકાકી જણ છો,
હું તો તારલા સંગ ખરતો રહીશ ત્યાં !

નજાકત ભર્યું હોય વિસરી જવું તો,
ભલે તેમ થાઓ- ભટકતો રહીશ ત્યાં !

ફરી જ્યારે ટહુકાના મહેમાન બનશો,
પ્હેરી ગઝલ પાંખ ઊડતો રહીશ ત્યાં !

□ પન્ના નાયક

નાતાલની રજા
ભારતમાં ભોગવી
મનને તરબતર કરી
મુંબઈ અમદાવાદની શેરીઓ જેવી શિરામાં
મારા લોહીને ફેરવતી ફેરવતી
અને
આંખમાં આંજેલાં
ત્યાંનાં અનેક દશ્યોને
સાચવતી સાચવતી
વળી પાછો
પગ મૂકું છું
અમેરિકાની ભૂમિ પર.
દિવસો સુધી
ફિલાડેલ્ફીઆના પરિચિત ઘરના
ખૂણેખૂણામાં
મને વીંટળાયા કરે છે
સ્વજનો અને મિત્રોના મિલનસાર ચહેરાઓ
અને
સુખી થજે થજે થજે
જલદી આવજે આવજે આવજેનાં
આંદોલનો.
લાઇબ્રેરીના
મારા ડેસ્ક પર બેઠાં બેઠાં
અમેરિકન વાર્તાલાપોની વચ્ચે
કેટલીય વાર
અંધેરીનું ઘર
મારા મનનો કબજો લઈ
મને કરી મૂકે છે

મુંબઈ – મનસ્ક.
પણ
સમયનો ધક્કો લાગતાં
માએ આપેલું સુખડીનું ભાથું
ખૂટવા માંડે છે
અને
ફરી હું
અહીંની ઘટમાળમાં પરોવાતી જાઉં છું.

ખાસ્સા સમય પછી
એક સાંજે
મેઇલ બોક્સમાંથી
અહીંના જાહેરખબરિયા પત્રો
અને
અનિચ્છનીય ઘટનાઓના વજનથી
ભારેખમ થઇ ગયેલા છાપા વચ્ચે
મને મળે છે
હળવો ફૂલ જેવો લાગતો
મારા હાથને વળગતો
મારા ક્ષેમકુશળ પૂછતો
મને ખાસ આવકારતો
Festival of Indiaની સ્ટેમ્પવાળો
રાધાકૃષ્ણના રમણીય ચિત્રનો
પોસ્ટકાર્ડ.
બીજી ટપાલને હડસેલતી
કશુંક મમળાવતી
મારી નજર ખોડાઇ જાય છે
એ કાર્ડ ઉપર...
કેમ જાણે–

આસ્તે આસ્તે
સંકોચાતો સંકોચાતો
૪×૬નો થતો જતો
ભારતની સ્મૃતિનો પટ...!

## "બે રીએકશન કાવ્યો"

☐ ફિલિપ કલાર્ક

(૧) રોશની
જોઈને
પાછાં ફરેલાં
ગ્રામ્યજનો
અથડાઈ
ગયાં
પોતાના ઘરમાં.

(૨) હવે
આ
ધૂળિયા
રસ્તાઓ
મને
લઈ જાય છે,
શહેર તરફ.

## મેં તાજ જોયો □ ઉમાશંકર જોશી

મેં તાજ જોયો.

સ્નેહનો શો શ્હેનશાહી સાજ જોયો!
કલ્પનામાં હૂબહૂ દીઠો હતો,
કાલ સુધી કવિતા મહીં પ્રત્યક્ષ શો પ્રીછયો હતો,
નજરોનજર અસ્પષ્ટ આછા સ્વપ્ન-શો તે આજ જોયો.
મેં તાજ જોયો.

ચાંદનીના પુંજથી દ્યુતિમય ઘડી પ્રતિમા સમો,
પૃથ્વીહૃદય પુષ્પિત થતાં ઊઘડેલ શુચિ કલિકા સમો,
આભધરતી કેરી છીપે ઠરી સ્મિતભર અશ્રુની કણિકા સમો,
માનવીકૃતિઓ તણો સિરતાજ જોયો.
મેં તાજ જોયો.

સ્નેહના સૌન્દર્ય સામે કાળને મોહતાજ જોયો,
એકાન્ત એ યમુનાતટે યમદેવનો સુકુમાર સૌમ્ય લિહાજ
જોયો.
મેં તાજ જોયો.

## નાક □ પુરુષોત્તમ મિસ્ત્રી

ખાદી ભંડારના રૂપાળા કબાટમાં
હજીય બેઠાં છે
(અસહ્યતાના ભારથી વાંકા વાંકા)
હનુમાનના વંશજો ત્રણ:

એકની છે આંખો બંધ
બીજાનું તો મ્હોં બંધ
ત્રીજાએ કીધા કાન બંધ

પણ નાકનું શું?

## શું ગજબ સાહસ □ Mayakovsky
□ શીરીન કુડચેડકર

સૂર્યાસ્તે સો સૂર્યોનો ગોળીબાર ચલાવ્યો,
ઉનાળો આષાઢ સુધી લંબાયો,
ગરમીએ આળસ મરડીને, સંતોષ પામેલી બિલાડી જેવો
અવાજ કર્યો,
ગરમીએ આકાશને આલિંગન દીધું -
ગ્રામીણ પ્રદેશમાં આ બનાવ બન્યો.
ટેકરી, અકુલાગિરીએ પીઠ કૂબડી કરી
અને ઊંચે ઉપાડયાં
પુશકિનો ગામનાં ઝૂંપડાં અને વાંકીચૂકી ગલીઓ.
ઝાડની છાલની બનેલી ઝૂંપડાંની છત
ધૂપથી વળી ગઈ, ઝૂકી ગઈ.
ગામથી સહેજ આઘે પડયો'તો
એક ખુલ્લો ખાડો,
અને દરરોજ
સૂર્ય પડતો'તો એ ખાડામાં,
અને ધીરિ ધીરિ, નિશ્ચિતપણે
બીજી સવારે એનું તેજસ્વી માથું
ડોકિયું કરતુ'તું તે જ ખાડામાંથી
હંમેશ જેટલું જ લાલ,
બસ, એમ ને એમ જ
અને આમ દરરોજ બનતું.
મને ચીડ ચડી,
હા, મને ગુસ્સો આવ્યો,
દર ક્ષણે ચોક્કસ શું બનશે એ જાણી
હું ખૂબ ચિડાયો
અને એક વાર, સાવ કંટાળીને,

સૂર્યના લાલ મોઢા તરફ મોઢું લંબાવીને
હું બરાડયો : "નીચે ઊતર !
તારા એ કઢંગા ખાડાને ભૂલી જા !"
બસ આમ જ, સીધો સૂર્યને જ પડકાર્યો :
'નકામા માણસ ! તારે માટે સરસ મુલાયમ જગ્યા છે
ત્યાં ઉપર વાદળો વચ્ચે, અને હું અહીં બેઠો બેઠો
વસંત કે પાનખર છે એ જાણતો નથી,
ભીંતપત્ર ચીતરતો, બસ એટલું જ !"
મેં ઉપર સૂર્ય તરફ બૂમ પાડી :
"રોકાઇ જા !
મારું સાંભળ, ટગર-ટગર નજરવાળા,
આથમવાને બદલે,
મારે ત્યાં આવજે ને," મેં પોકાર્યું,
"આવીને મારી સાથે
એક ચાનો ગ્લાસ પીતો કેમ નથી ?"
અરે, આ મેં શું કરી નાખ્યું !
હવે તો મારું આવી બન્યું !
આ આવ્યો સૂરજ,
પોતાનાં કિરણો આમતેમ લંબાવતો,
મારી તરફ તે ખેતર પરથી નીચે ઊતરી આવે છે.
બીક નથી લાગી એવો ડોળ કરતાં
મેં પીછેહઠ શરૂ કરી.
એની આંખ હવે બાગમાં છે.
ભરી રહેતો
બારીઓ
ભરી રહેતો બારણાં અને તિરાડો,
તગડો સૂરજ અંદર ચાલતો આવ્યો,
બસ એમ જ- મળવા આવ્યો,

અને ખોયેલો શ્વાસ પાછો મેળવતાં
ઊંડા કર્કશ અવાજે બોલ્યો :
"સર્જનકાળ પછી પહેલી જ વાર
મારે મારી જ્વાળા સમેટી લેવી પડી છે.
તેં મને આમંત્રણ આપ્યું ?
તો કવિ, ચા લાવ !
અને મુરબ્બો ભૂલીશ નહિ."
અને હું ગરમીને લીધે રડતો'તો અને
પરસેવાની રેલ રેલાતી હતી તેમ છતાં,
મેં કીટલી કાઢી
"બેસોને
કોમરેડ પદાધિકારી."
સેતાને મને પ્રેર્યો હશે
સૂર્યનું અપમાન કરવા.
હું અસ્વસ્થ હતો –
ઠેઠ ખુરશીની ધાર પર બેઠો :
હવે શું થશે એથી ડરતો ડરતો
પણ સૂર્યમાંથી
        એક અવનવો પ્રકાશ રેડાયો –
એ કંઇ ખાસ ખીજાયેલો નહોતો દેખાતો –
અને હું મારી બેચેની વીસરી,
ડર છોડી દઇ,
બેઠો –
પદાધિકારી સાથે વાતો કરતો !
આની,
તેની,
વાતો કરતો,
અને થોડી જ વારમાં,
ખુલ્લા મૈત્રીભાવથી

તેની મેં પીઠ થાબડી
અને સૂર્ય પણ
કંઇ પાછો પડયો નહિ, બોલ્યો :
"સાચે જ સાથી
આપણી એક અનોખી જોડી છે !
ચાલો નીકળીએ !
કવિ, ચાલો ગાઈએ,
દુનિયાની નીરસતાને
બૂમ પાડીને ડરાવી દઈએ !
હું પ્રકાશ રેડીશ,
તું તારી કવિતા રેડશે
તો તે ય કંઇ ઓછું નથી."
પછી સૂરજે ગોળી મારી
રાતના પડછાયાને વિખેરી કાઢયા,
તેમને દેશનિકાલ કર્યો,
કિરણો અને શબ્દો,
તમારા પૂર્ણ તેજથી ઝળકી ઊઠો !
અને જ્યારે સૂરજ થાકે છે,
અને રાત્રિ, પેલી ઉંઘણસી,
ઝોકાં ખાવા માગે છે,
ત્યારે હું એકાએક ઉત્સાહથી છલકું છું
અને પૂરા પ્રકાશથી ઝબકું છું –
અને દિવસ ફરી ગર્જી ઊઠે છે.
હંમેશ ઝળકવું,
બધે જ ઝળકવું,
અને, છેવટ સુધી,
ઝળકતા રહેવું –
આ છે
મારું સૂત્ર
અને સૂર્યનું પણ.

## એક આપખુદ શાસકને

□ Joseph Broadsky
□ ભરત ત્રિવેદી

સોનેરી પટ્ટીમાં સજ્જ સારા ટૉપકોટમાં, આત્મસંયમ સાથે ખભો
ઝુકાવી
કાફેમાં આવવા આ ટેવાયેલાઓનું ધ્યાન ખેંચતો,
તે પહેલાં અહીં આવતો હતો.
તેણે ગુંગણા અવાજે, વિશ્વ સંસ્કૃતિ વિષે બોલવું જરા પાછળથી શરૂ
કર્યું
મીઠો બદલો લાગ્યો (સમય પર, એટલે કે તેના પર નહીં)
નાણાંના બધા અભાવનો, ઉપહાસ અને અપમાનોનો,
ગંદી કૉફીનો, કંટાળાનો અને સંઘર્ષો જે તે
એકવીસમે વર્ષે હાર્યો હતો વખતોવખત
અને સમયે તે બદલાને સહવો પડયો.
હવે તે સ્થળ સારું એવું ખીચોખીચ છે,
હાસ્યથી ધમધમતું
રૅકર્ડઝ ગાજે છે પણ તમે જરા બેસો તે પહેલાં
તમને ચોતરફ નજર કરવાની પ્રબળ ઇચ્છા જાગે છે.
પ્લાસ્ટિક અને ક્રોમ ચારે તરફ છે -ઠીક નથી;
પેસ્ટ્રીઝના(૧) પાછળથી બ્રોમાઇડ(૨) જેવો સ્વાદ છે
અવારનવાર, બંધ થતાં પહેલાં તે પ્રવેશે છે
સીધો જ થિયેટરમાંથી, અનામી, કશા જ ધાંધલ વિના.
જ્યારે તે પ્રવેશે છે, તેમાંથી ઘણા બધા ઊભા થાય છે
કેટલાક ફરજ સમજી, બાકીના સાચેસાચ આનંદથી.
લૂલા કાંડે, હળવે હથેળી વીંઝી
તે સાંજને તેની ઉષ્મા પરત કરે છે
તે પોતાની કૉફી પીએ છે - આજકાલ સવિશેષ સારી,
અને રોલને(૩) બટકું માંડે છે, તેના ઊંચા આસને ગોઠવાતાં
સ્વાદિષ્ટ તો એવી કે મરેલા પણ બોલી ઊઠે
'અરે વાહ' માત્ર જો તેઓ ઊઠે અને ઉપસ્થિત થાય.

(૧) એક પકવાન
(૨) શામક દવા
(૩) એક નાનકડી ગોળ વાનગી

## A Dedication to my Wife □ T. S. Eliot

To whom I owe the leaping delight
That quickens my senses in our wakingtime
And the rhythm that governs the repose of our sleepingtime,
The breathing in unison

Of lovers whose bodies smell of each other
Who think the same thoughts without need of speech
And babble the same speech without need of meaning.

No peevish winter wind shall chill
No sullen tropic sun shall wither
The roses in the rose- garden which is ours and ours only

But this dedication is for others to read :
These are private words addressed to you in public.

## समर्पणं सहधर्मचारिण्यै टी.एस. एलियट

(आंग्ल-काव्यम्) □ जशवंती दवे

यस्यै धारयामि उत्प्लवन्तं उल्लासं
यः अस्मद्जागरणसमये संज्ञां मे उद्दीपयति
अपि च लयं, यः अस्मद्निद्रासमयस्य विरामं नियंत्रयति,
स्वरैक्ये श्वसितम् च।

येषां शरीराणि अन्योन्यामोदं वहन्ति
समानि येषां आकूतिः वाचा किं
समानं जल्पन्ति अर्थेन किं
तेषां प्रणयिनां

जपाकुसुमानि- अस्माकम् एव पुष्पोद्यानस्य जपाकुसुमानि
हिमालयस्य पिशुनः पवनः नैव शीतिकरिष्यति
अत्युष्णः विषण्णः सूर्यः नैव म्लापयिष्यति

परन्तु निवेदनम् इदम् अन्यकृते-- पठन्तु ते।
अमी रहः शब्दाः प्रकाशं ते निवेदिताः॥

## અવકાશ - સ્ટેશનમાં આરબ મુસાફર

□ મુહમ્મદ અલ-મધુર □ પ્રાપ્તિ કાનાણી

(અરબી)

વૈજ્ઞાનિકો અને કસબીકારીગરો
મને આકાશની ટિકિટ આપો;
હું મારા પીડિત દેશ, એના વૃદ્ધો,
એની વિધવાઓ, એનાં બાળકો વતી આવું છું,
મને આકાશની ટિકિટ આપો
મારી પાસે પૈસા નથી... ફક્ત આંસુઓ છે

મારે માટે જગા નથી ?
મને રહેવા દો બંદીખાનામાં
કે ડૅક ઉપર
હું ખેડૂત છું, હું એનાથી ટેવાયેલો છું
હું તારાને ઈજા નહીં પહોંચાડું
હું વાદળ સાથે કઠોર નહીં થાઉં
હું ફક્ત એટલું જ ઇચ્છું છું
કે જેટલા જલદી પહોંચી શકાય
એટલા જલદી આકાશે પહોંચું -
ઈશ્વરના હાથમાં ચાબુક મૂકવા માટે;
એ કદાચ ક્રાન્તિ માટે અમને હચમચાવી દે.

29094

# કવિતા

(દ્વૈમાસિક)

## ઑક્ટોબર - દિવાળી - અંક

# મૈત્રીકાવ્ય અંક

મૈત્રી, મૈત્રીનાં પરિમાણો અને પરિણામો, સ્મરણો, સ્થળ અને પળ અને માનવેતર પ્રકૃતિ અને પરમાત્મા સાથે મૈત્રી, મિત્ર વિનાની મૈત્રી, પરમસખા મૃત્યુ, કાવ્યમૈત્રીનાં અનેક મૈત્રીકાવ્યો.

'દોસ્ત દોસ્ત ના રહા'નાં કાવ્યો

'મનો મેળ તે મૈત્રી : બાકી સૌ ભાગ્યના ખેલ'

સુપ્રસિદ્ધ, અલ્પજ્ઞાત, નવોદિત કવિઓનાં કાવ્યો

ગુજરાતી કાવ્યો, ભારતીય કાવ્યો, પરદેશી કાવ્યો

## અનેકાનેક તસવીરો

"દરેક વ્યક્તિ પાસે એક નાનકડું કબ્રસ્તાન હોવું જોઈએ, જેમાં એ દોસ્તના દોષોને દાટી દઈ શકે."

લગભગ દોઢસો પાનાંનો સમૃદ્ધ મૈત્રીકાવ્ય અંક વાર્ષિક લવાજમ ભરનારને લવાજમ પેટે જ મળશે. આ છૂટક અંકની કિંમત રૂા. ૨૦. વાર્ષિક લવાજમ ભારતમાં રૂા. ૪૦ પરદેશમાં રૂા. ૧૧૫.




કવિતા - શબ્દનો શ્વાસ
તંત્રી : સુરેશ દલાલ
સળંગ અંક : ૧૨૬
વર્ષ : ૨૧ : અંક : ૫, ઑગસ્ટ, ૧૯૮૮
મુખપૃષ્ઠ સજાવટ : દિનેશ દલાલ

# કવિતા
(દ્વૈમાસિક)


| | |
|---|---|
| અદ્વૈત નાગર | ૧૨ |
| અશોક વાજપેયી | ૧૨ |
| ઇન્દુ પુવાર | ૧૪ |
| ઉમાશંકર જોશી | ૩૯ |
| ઉષા ઠક્કર | ૨૫ |
| કવિ કુલચંદ્ર | ૩૪ |
| ગીતાંજલિ બદરુદ્દીન | ૮ |
| ચંદ્રવદન મહેતા | ૧ |
| જતીન્દ્ર આચાર્ય | ૨૩, ૨૪, ૩૦ |
| જયન્ત પાઠક | ૫, ૧૧, ૨૩ |
| જશવંતી દવે | ૮, ૪૫ |
| તુરાબ 'હમદમ' | ૩ |
| દિનેશ દલાલ | ૨૨ |
| દિલીપ મોદી | ૨૮ |
| ધીરુ મોદી | ૩૫ |
| નલિની માડગાંવકર | ૨૦ |
| નીતા રામૈયા | ૪ |
| પન્ના નાયક | ૩૬ |
| પુરુષોત્તમ મિસ્ત્રી | ૩૯ |
| પ્રાપ્તિ કાનાણી | ૪૬ |
| ફિલિપ ક્લાર્ક | ૩૮ |
| ભરત ત્રિવેદી | ૪૪ |
| ભરત ભટ્ટ "તરલ" | ૨૯ |
| મણિલાલ પટેલ | ૩૧, ૩૨ |
| મદનકુમાર અંજારિયા 'ખ્વાબ' | ૩૨ |
| મહુમ્મદ અલ-મધુર | ૪૬ |
| મંગળ રાઠોડ | ૩૩ |
| રવીન્દ્રનાથ ટાગોર | ૨૦ |
| રાજેન્દ્ર શાહ | ૯ |
| રીના શર્મા | ૨૬ |
| શીરીન કુડેચડકર | ૭, ૧૮, ૪૦ |
| શોભન | ૩૩ |
| શ્યામ સાધુ | ૩૫ |
| સુન્દરમ્ | ૬ |
| સંજુ વાળા | ૧૭ |
| સ્ટેનલી કુનિટ્ઝ | ૨૨ |
| હનીફ સાહિલ | ૨૧ |
| હરીન્દ્ર દવે | ૨ |
| હરીવલ્લભ ભાયાણી | ૨૯, ૩૧, ૩૪ |
| હર્ષદ ચંદારાણા | ૩૦ |
| હેમેન શાહ | ૩૪ |
| Areseniy Tarekovsky | 25 |
| Bela Akhwadutina | 18 |
| Joseph Broadsky | 44 |
| Mayakovsky | 40 |
| Pushkin | 7 |
| T. S. Eliot | 45 |
| Yevgendy Yevtushenko | 11 |


**સૂચના : વરસમાં છ અંકો દર બે મહિને, વીસમી તારીખે પ્રગટ થાય છે.**

કૃતિ ગમે તેટલી નાની હોય તો પણ પોસ્ટકાર્ડ, ઇનલેન્ડલેટર કે નાની ચબરખીઓ પર ન લખતાં ફુલસ્કેપ કાગળ પર મોટા અક્ષરે અને એક કાગળ પર એક જ કૃતિ લખવા વિનંતી છે. કૃતિ વિશે જવાબ તથા અસ્વીકૃતિ પાછી મેળવવા ટિકિટ લગાડેલું ને પૂરું સરનામું લખેલું કવર બીડવું જરૂરી છે. નકલ ન મળ્યા અંગેનો પત્રવ્યવહાર સર્ક્યુલેશન વિભાગ સાથે કરવો. કવિવિવેચક મિત્રોને વિનંતી કે પુરસ્કારમાં વિલંબ થયા અંગેનો પત્રવ્યવહાર એકાઉન્ટસ વિભાગ સાથે કરવો.

લવાજમ : દેશમાં ૪૦ રૂપિયા પરદેશમાં સીમેલ રૂ. ૮૦/-, ઍરમેલ રૂ. ૧૫૦/-.
આ અંકના છૂટક ૬ રૂપિયા

બહારગામનું લવાજમ 'સૌરાષ્ટ્ર ટસ્ટ'ના નામથી મનીઓર્ડર/ડ્રાફ્ટથી મોકલવા વિનંતી છે.
પત્રવ્યવહારનું સરનામું : જન્મભૂમિ ભવન, ઘોઘા સ્ટ્રીટ, કોટ, પોસ્ટ બોક્સ નં. ૬૨, મુંબઇ-૧.
સૌરાષ્ટ્ર ટ્રસ્ટ વતી મુદ્રક અને પ્રકાશક ધીરુભાઇ દેસાઇ, સ્ટેટ્સ પીપલ્સ પ્રેસ, મુંબઇ-૧.

KAVITA Regd. No. R.N. 16800/67

□ નાથાલાલ જોશી

દીપની ઊર્ધ્વ પરત્વે આકાંક્ષા,
મયૂર - નર્તન મેઘગર્જનામાં,
નદીની સમુદ્રમિલનની લાલસા,
ચંદ્ર માટેની ચકોરની લગન,
ચાતકનો સ્વાતિબુંદ માટે તલસાટ,
દીપ પર પતંગની ન્યોચ્છાવરી,
બુદ્ધની મુક્તિ અર્થે તાલાવેલી;
આ અગમ્ય ઝંખનાઓ
વિશાલતર સૂક્ષ્મલોકના સંકેતો
અને રહસ્યવાદનાં ઉદ્દગમ સ્થાન નથી ?

